# ભેદી ભજનો



પ્રયોજક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી
માળીલા-( અમરેલી-કાઠિયાવાડ )
હાલ-અમદાવાદ

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર એન્ડ પબ્લીશર
ત્રણ દરવાજા-અમદાવાદ



વિક્રમાબ્દ ૧૯૭૫ ખ્રિસ્તાબ્દ ૧૯૧૮
પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦





અમદાવાદ-ધી "વિજયપ્રવર્તક" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મોહનલાલ
મગનલાલે છાપ્યું, ઢાલગરવાડ.



મૂલ્ય રૂ. ૨-૪-૦

ભેદભરમોના ભંડારરૂપ, અનેક અવનવા બનાવોથી ભરપૂર, અદ્ભુત રસાત્મક, મહા હૃદયગ્રાહિણી, મનોહારિણી અને આંગ્લ વિદ્વાન રેનોલ્ડ્ઝના નામાંકિત પુસ્તક 'કેનેથ' ના હૃદયભેદક પ્લોટ પરથી ઉપજાવી કાઢેલી નવરસ–પરિપ્લુત નવીન નવલકથા

# કિશોરસિંહ

કિંવા

# દુઃખના પહાડ !



લખનાર–ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

ભેદી રાજસંસારના ભેદજનક કારસ્થાનો, રાજમહાલયમાં ભમતી ભેદી આકૃતિના અદ્ભુત ચમત્કારો, શૂરવીર લૂટારા સરદારોની હૃદયને સ્તંભિત કરનારી લડાઇઓ, ગુપ્ત રાજકુમારપર તૂટી પડતા દુઃખના પહાડો, કિશોરસિંહની દૃઢતા, વીરતા, એકાગ્રતા અને સ્વામિભક્તિનાં ઝળહળતાં દૃષ્ટાંતો, જાગીરદારબાલાના પ્રેમની પરાકાષ્ટા, યુદ્ધ ખાતાના દીવાનની દુર્દશા, દીવાન પુત્રનું ગુમ થવું, તેના મૃત્યુના ખોટા આરોપથી કિશોરસિંહનું કારાગૃહવાસી થવું, દીવાનીના આકારમાં રહેલી અદ્ભુત અબળાએ આવી તેનો ઉદ્ધાર કરવો, રાજા ભૂપસિંહની ભયાનક ભ્રમણા, દીવાન દોલતસિંહની દુષ્ટતા, યોગીનું યોગબળ, સાધુનું સાધુત્વ, વગેરે એક પછી એક હૃદયને આકર્ષનારી ઘટનાઓથી આ નવલકથા પરિપૂર્ણ છે, શૃંગાર, વીર, હાસ્ય, રૌદ્ર, ભયાનક, અદ્ભુત આદિ નવે રસથી આ વાર્ત્તા ભરેલી છે. આ વાર્ત્તાની ઉત્તમતા માટે અમારે માત્ર એટલુંજ કહેવું પડે છે કે વાંચીને 'વાહ વાહ' શબ્દથી પુસ્તકકારને ધન્યવાદ આપ્યા વિના રહેવાય તેમનથી. મૂલ્ય ૨–૪–૦

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણ દરવાજા—અમદાવાદ

# પ્રસ્તાવના

કરૂણાનિધાન વિશ્વનિયંતાની અસીમ કરૂણાથી હું આજે ગુર્જર વાંચકબંધુઓની સેવામાં આ એક ડિટેક્ટિવ નવલકથા સમર્પણ કરવાને સમર્થ થયો છું. આ પહેલાં મારી લખેલી 'બાગે શયતાન' 'પરાક્રમની પતાકા' 'શયતાન સદન' આદિ ત્રણ ચાર ડિટેક્ટિવ નવલકથા પ્રકટ થઇ ચૂકી છે અને એ વાંચક વર્ગમાં સત્કારને પાત્ર પણ થઇ છે; એ સુસત્કારના ઉત્સાહના પરિણામેજ હું આ નવીન ડિટેક્ટિવ વાર્ત્તા લખવાને ઉત્સાહિત થયો છું. ડિટેક્ટિવ વાર્ત્તાઓના વાંચનથી વાંચકને ઘણું ઘણું જાણવાનું મળે છે. સંસારમાં સર્વનાશનો ઉદ્દભવ કરનારા માનવનામધારક શયતાનોનાં ષડયંત્રો, પાપાત્મા પુરૂષોની પાપલીલાઓ, તસ્કર વિદ્યામાં પ્રવીણતા પ્રાપ્ત કરેલા પિશાચોના અવનવા કાર્યક્રમો, આદિ અનેક વિધ ઘટનાઓનો સાક્ષાત્કાર ગુપ્ત ચાતુર્ય દર્શાવનારી રસદાયિની ડિટેક્ટિવ વાર્ત્તામાંથીજ મળી આવે છે. અમોએ એ હેતુને લક્ષમાં રાખીનેજ આ વાર્ત્તા લખી છે; છતાં પણ કુલકામિનીનો ગુપ્ત અભિસાર, કુલટાઓનાં કાળાં કામ, આદિ અશ્લીલ અને બીભત્સ વિષયને આ વાર્ત્તામાં બિલ્કુલ સ્થાન આપવું ઉચિત ધાર્યું નથી.

આ વાર્ત્તા મૂળ બંગાળી ભાષાના સુપ્રસિદ્ધ ડિટેક્ટિવ નવલકથાકાર શ્રીયુત્ 'પાંચકડિ' દેની એક નવલકથાપરથી સમાજ, સ્થાન, દેશાચાર આદિ સર્વ પ્રસંગોને અનુકૂળ કરી ઘટતા પરિવર્ત્તન સહિત લખવામાં આવી છે. આ સ્થળે હું એ વિદ્વાન બંધુનો અત્યંત આભાર માનું છું.

અંતે જે અનંતનામી ઇશ્વરની કૃપાથી હું મારી આ પ્રસ્તાવનાને પૂર્ણ કરી શક્યો છું, તે દયાળુ દેવને હૃદયપૂર્વક ધન્યવાદ આપી અહીંજ વિરમું છું. અસ્તુ.

પીરમશાહ રોડ–અમદાવાદ<br>
તા. ૧૫–૧૧–૧૮

વિનીત<br>
પ્રયોજક

# અનુક્રમણિકા

## પ્રથમ વિભાગ



## વિભાગ બીજો

## વિભાગ ત્રીજો

## વિભાગ ચોથો

## વિભાગ પાંચમો

# ભેદી ખજાનો

## ( પ્રથમ વિભાગ )

### ( ખૂન અને ચોરી )

### પ્રકરણ ૧ લું

#### ગૃહત્યાગ

હોરમસજી મુંબઇ શહેરનો એક મુખ્ય ધનવાન પુરૂષ હતો. એલ્ફિન્સ્ટન સર્કલમાં તેનો મહેલ જેવો બંગલો હતો. તેના ત્રીજા માળપર તે પોતાના કુટુંબસાથે રહેતો હતો. નીચે તેની જબરદસ્ત ઓફિસ-પેઢી હતી.

હોરમસજી ઘણી જાતના વહેપાર-રોજગાર કરતો હતો, પરંતુ બેન્કિંગ અથવા રૂપિયાની લેવડદેવડનું, થાપણ રાખવાનું અને હુંડિનું કામકાજ કરવાનો જ તેનો મુખ્ય ધંધો હતો.

તે સૂરત શહેરનો વતની હતો, તે ધનવાનનો પુત્ર નહોતો. છેક બચપણમાંજ તે મા-બાપ વગરનો થઈ પડયો હતો. જે અખૂટ દોલતનો અત્યારે તે માલિક થઈ પડયો હતો, તે તેની પોતાની

કમાણીની જ હતી. તે ખાલી હાથે મુંબઇ શહેરમાં આવ્યો હતો; પરંતુ જાતમેહનત, અને અથાગ પરિશ્રમથી ઘણા પૈસા પેદા કરીને તે હમણાં પારસી-સમાજમાં એક આબરૂદાર પુરૂષ થઇ પડયો હતો.

પૈસા પેદા કર્યા સિવાય હું કદાપિ લગ્ન કરીશ નહિ, એવો મનમાં ને મનમાં જ દૃઢ નિશ્ચય કરીને તેણે છેક નાની ઉમ્મરમાં લગ્ન કર્યાં નહોતાં. જ્યારે તેની ઉમ્મર છત્રીસ વર્ષની થઇ, ત્યારે તેણે રાજબાઇની સાથે લગ્ન કર્યાં. રાજબાઇની ઉમ્મર ત્યારે લગભગ વીસ વર્ષની થઇ હતી.

લગ્ન થયા પછી બે વર્ષે તેમને ત્યાં એક કન્યાનો જન્મ થયો. તે કન્યા જરબાનુ અત્યારે સોળ-વર્ષની પુર્ણ યુવતી થઇ હતી, જરબાનુના જેવી સુંદરી, સદાની સુન્દરી પારસી સ્ત્રીઓમાં પણ બહુ જ ઓછી નજરે પડતી હતી.

જરબાનુ ફક્ત રૂપમાં અથવા ખૂબસૂરતીમાં જ ચઢિયાતી હતી, તેમ નહોતું; તેના જેવી કેળવાયલી અને ગુણવાન સ્ત્રીઓ પણ ઘણી જ થોડી જોવામાં આવતી હતી. જરબાનુના રૂપ તથા ગુણથી સર્વ કોઇ મુગ્ધ થયા સિવાય રહે તેમ નહોતું.

હોરમસજીને બીજું કાંઇપણ સંતાન નહોતું. તેમ છતાં પણ તેના કુટુંબમાં બીજો એક જુવાન રહેતો હતો, તેનું નામ રૂસ્તમજી હતું. એ હોરમસજીના એક દોસ્તનો પુત્ર હતો. એને તે પુત્રના કરતાં પણ વધારે ચહાતો હતો. પોતાની સઘળી મિલ્કત તેને સોંપીને તેણે તેનાપર પૂરતો વિશ્વાસ મૂકી દીધો હતો. એ વીસ વર્ષનો થતાં ન થતામાં તો, તેણે તેને પોતાનો કેશિયર-ખજાનચી બનાવી દીધો હતો. એ પાંચ છ વર્ષ થયાં રૂસ્તમજી બેંકનો સઘળો વહિવટ કરતો હતો. રૂસ્તમજી અને જરબાનુ બન્ને એકી સાથે પાલિત પોષિત થયાં હતાં,

એમ કહેવામાં આવે તો પણ કાંઇ હરકત જેવું નથી, બન્નેમાં કુદરતી રીતે જ સ્નેહ ઉપજ્યો હતો. બન્ને એક બીજાને ખૂબ વ્હાતાં હતાં.

લગ્ન થયા પછી એ સત્તર–અઢાર વર્ષ હોરમસજીએ કુટુંબ સહિત ઘણાજ સુખમાં વીતાડયાં હતાં. દિવસે દિવસે તેની ઇજ્જત આબરૂ અને ધન–દોલત વધતાં ગયાં હતાં. શોક, દુઃખ, ચિંતા અને ગમગીનીની છાયા તેના શાંતિસદનનો સ્પર્શ પણ કરી શકી નહોતી.

પરંતુ હમેશાં કોઇના દહાડા એક સરખા જતા નથી. એક વર્ષ પહેલાં, એક માણસે આવીને છુપી રીતે રાજાબાઈની સાથે મુલાકાત કરી. તેમની બન્નેની વચ્ચે શી વાતચીત થઇ, એ હોરમસજી કોઇ પણ રીતે જાણી શક્યો નહિ. તેણે સાંભળ્યું કે, તેની સ્ત્રીની એક બહેનનો દીકરો તેના કાકાની સાથે મુંબઇ આવ્યો છે અને તેઓ કેટલાક દિવસ મુંબઈમાં જ રહેવાની ઇચ્છા ધરાવે છે.

હોરમસજી જાણતો હતો કે, તેની સ્ત્રીને એક બહેન હતી. તે બહેનનો પતિ ઘણા વર્ષ થયાં, રંગુનમાં વહેપાર રોજગાર માટે ગયો હતો અને ત્યાર પછી તેનો કાંઈ પત્તો જ નહોતો. તેણે તેની સ્ત્રીની વાતને સાચી માની લીધી. તેની પાસેથી સાંભળ્યું કે, તેની તે બહેન તથા બનેવી બન્નેનું રંગુનમાં મરણ થયું છે. તેના બનેવીનો ભાઇ ભત્રીજાને સાથે લઇને મુંબઈ ફરવા આવ્યો છે,

પછી તેઓ બન્ને હોરમસજીની સાથે મુલાકાત કરવા આવ્યા. તેમાંનો એક પુરૂષ ઘણોજ દેખાવડો હતો, તેનું નામ મંચેરજી હતુ. અને એજ હોરમસજીની સાળીનો પુત્ર હતો. બીજાની ઉમ્મર ચાલીસ વર્ષથી વધુ હતી. એનું નામ બરજોરજી હતુ. એનો ચહેરો જોતાં એનાપર માન ઉપજતું નહોતું, એનાપર ભરોસો મૂકી શકાય તેમ પણ નહોતું, તેમ છતાં પણ તે કાંઈ છેક કદરૂપો પણ નહોતો, વાતચીતમાં

લોકોનાં મનને ભૂલ થાપ ખવડાવવામાં તો તે ઘણો ચાલાક હતો. ફક્ત એક દિવસની વાતચીતમાંજ હોરમસજી એનાપર ઘણો જ ખુશી ખુશી થઈ ગયો.

હોરમસજીએ એમને પોતાના મકાનમાં આવીને રહેવાનો બહુ જ આગ્રહ કર્યો; પરંતુ તેઓ તેમ કરવાને કોઇપણ રીતે સમ્મત થયા નહિ, તેમ છતાં પણ હમેશાં ગમે તે વખતે એકવાર આવવાનું તેમણે કબૂલ કર્યું. એક માસ જતાં ન જતાંમાં તો બરજોરજીએ હોરમસજીની બેન્કમાં એક લાખ રૂપિયા જમા રાખવાથી તેના પર હોરમસજીની શ્રદ્ધા તથા વિશ્વાસ સંપૂર્ણ રીતે બંધાઇ ગયાં.

એમના આવવાથી ફક્ત બે જણાં જ રાજી થયાં નહિ; એક જરબાનુ અને બીજો રૂસ્તમજી. પરંતુ તેમના બન્નેમાંથી કોઇનાથી પણ એ બાબતમાં એક શબ્દ પણ બોલી શકાય તેમ નહોતું.

બે માસ જતાં ન જતાંમાં હોરમસજીએ એક દિવસ રૂસ્તમજીને છુપકીથી એકાંતમાં બોલાવીને કહ્યું કે;—"જો, જર હવે મોટી થઇ છે. હવે તારે મારે ત્યાં રહેવું વ્યાજબી નથી. અત્યારથી જ તારા સંબંધમાં ઘણા લોકો ઘણી ઘણી વાતો કરી રહ્યા છે. જો કદાચ જરબાનુ અથવા તારા નામપર કાંઇક કલંક લાગી જશે, તો તેથી તારા મનમાં જરૂર દુઃખ થયા વિના રહેશે નહિ.

રૂસ્તમજીએ કહ્યું:—"ખરૂં છે, હું આજેજ બીજે રહેવાનો બંદોબસ્ત કરી લઇશ.

હોરમસજીએ કહ્યું:—"હું એટલા માટે આજથી તારો પગાર મહિને સો રૂપિયા વધારી દઉં છું, જૂદા રહેવાથી તને ખર્ચ પણ કાંઇક વધુ લાગશે."

"આપ તો મને પૂરતો પગાર આપો છો." રૂસ્તમજીએ કહ્યું.

તે દિવસેજ બીજે રહેવાનું નક્કી કરી રૂસ્તમજીએ, હોરમસજીના ઘરને છોડી દીધું. જરબાનુને કાંઇપણ વાતચીત કરવાનો વખત મળ્યો નહિ. તેણે ધાર્યું કે, જરબાનુ તે દિવસે ક્યાંક બહાર ગઇ છે અથવા મોકલી દેવામાં આવી છે. ગમે તેમ હો, પણ તેને તેની મુલાકાત લેવાની બિલ્કુલ તક જ મળી નહિ.

તેણે જૂદું ઘર લીધા પછી; કેટલાક દિવસે પેસ્તનજી સોરાબજી નામનો એક ધનવાન જવાન મુંબઇ શહેરમાં આવ્યો. તે હોરમસજીના નામપર એક પત્ર લાવ્યો હતો. રૂસ્તમજીએ સાંભળ્યું કે, તે જરબાનુના લગ્નનો ઉમેદવાર છે.

પેસ્તનજી, બરજોરજી અને મંચેરજી ત્રણે જણાઓની સાથે રૂસ્તમજીની ઓળખાણ થઇ; દોસ્તી પણ થઇ, પોતાના દુઃખના કારણને લીધે તે કોઇનાપર પણ રોષ કરી શક્યો નહિ. તેણે મનના દુઃખને મનમાં જ દબાવી દીધું.

## પ્રકરણ ૨ જું

## બગીચામાં

લગભગ ત્રણ માસ વીતી જવા આવ્યા હતા, એ દરમ્યાન રૂસ્તમજીનું વર્ત્તન પણ ઘણું ખરૂં બદલાઇ જવા આવ્યું હતું. જરબાનુને ગુમાવવાથી જ તે આમ બદલાઇ ગયો હતો. હવે તે રૂસ્તમજી રહ્યા નહોતો. મનની વેદનાનો ભાર હળવો કરવા માટે હવેથી તે જુગાર ખેલવા તથા મદિરાપાન કરવા માંડયો હતો.

તે સારી રીતે જાણી ગયો હતો કે, મંચેરજી અને પેસ્તનજી બન્ને જરબાનુને ચાહે છે, અને તેને મેળવવા માટે બન્ને જણા વ્યાકુળ બની ગયા છે. જો કે તેની તેમની સાથે ખૂબ દોસ્તી થઇ ગઇ હતી; તેમની સાથે જ તે હરતો ફરતો હતો, મોજમજા ઉડાવતો હતો, તથાપિ તે તેમને મનમાં મે મનમાં બહુજ ધિક્કારતો હતો. એમનાપર તેનો આંતરિક ક્રોધ હતો. પોતાની અદેખાઇની આગમાં પોતેજ હમેશાં બળ્યા કરતો હતો.

એમનો મનોભાવ પણ જૂદો નહોતો. મનમાંને મનમાં એ બન્ને જણા પણ રુસ્તમજીપર સળગી જતા હતા. ત્રણે જણા ઉછળતા લોહીવાળા જવાનો હતા. જો તેમની વચ્ચે પ્રૌઢ વયનો અને મીઠા વર્ત્તનવાળો બરજોરજી નહોત, તો ઘણા દિવસે એમનામાં પરસ્પર વિશેષ વિદ્વેષનો અગ્નિ સળગી ઊઠત અને કદાચ મારામારી અને ખૂનખુવારીનો મામલો પણ જામી જાત.

રુસ્તમજીનો ગુસ્સો સહુથી વધી પડયો હતો, કારણ કે, પેસ્તનજી અને મંચેરજી હમેશાં જરબાનુને જોઇ શકતા હતા, તેની સાથે વાતચીત કરતા હતા અને હાસ્ય-વિનોદ પણ કરી શકતા હતા; પરંતુ લગભગ એક વર્ષ વીતી જવા છતાં પણ તે જરબાનુને એકવાર પણ મળી શકયો નહોતો. હોરમસજીએ તેની સાથે મળવાની તેને સાફ મના કરી દીધી હતી.

રુસ્તમજી હવે ફક્ત એકજ વાર જરબાનુને મળવા માટે વ્યાકુળ થઇ ગયો હતો. પરંતુ આટલા બધા દિવસો વીતી જવા છતાં પણ તેને તેવી કાંઇ સગવડ જ મળી નહિ. તે રાત્રિ દિવસ એક અસહ્ય યાતના, ભયંકર આશંકા અને વ્યાકુળતાનું જ હૃદયમાં પોષણ કરવા લાગ્યો. ફરામજી તેની સરખી ઉમ્મરનો હતો, અને તેની પેઠેજ

હોરમસજીની બૅંકમાં એકાઉન્ટનું કામ કરતો હતો. એમની બન્નેની પરસ્પર એટલી બધી મિત્રતા હતી કે, બન્ને જણા એક જ જાતના બૂટ, એકજ પોશાક તથા એક જ જાતનાં કપડાં પહેરતા હતા. આહાર વિહાર પણ એકી સાથે જ કરતા હતા.

એક દિવસ તે લગભગ રાત્રિના દસેક વાગ્યાના સુમારે રસ્તાપર ફરતો ફરતો એલ્ફિન્સ્ટન સરકલની નજીકમાં આવી લાગ્યો અને અજાણતામાં એલ્ફિન્સ્ટન સરકલના બગીચામાં દાખલ થયો. તેણે વિચાર્યું કે બગીચાની એકાંત તથા ખુલ્લી હવાથી કદાચ તેના હૃદયને કાંઇક શાન્તિ મળી શકશે. બગીચામાં દાખલ થઇ થોડેક દૂર આવ્યા પછી પછી તેણે જોયું કે, નજીકમાં એક સ્થળે એક બેન્ચપર બેસીને એક સુંદરી ગાલપર હાથ મૂકી એકાંતમાં કાંઇક વિચાર કરી રહી હતી. તેની પાસે આવી રુસ્તમજી સ્તબ્ધ થઈ થોભી ગયો. અહા ! આતો જરબાનુ જ છે ને શું ! જરબાનુએ તેના તરફ ચમકીને જોયું અને ત્યાર પછી તરત જ તે એ બેંચપરથી ઉઠીને ઉભી થઈ ગઈ.

રુસ્તમજીએ કહ્યું:—“ જરબાનુ ! આજે ઘણા દિવસે તારો મેળાપ થયો છે—”

જરબાનુએ વચ્ચમાંજ તેને બોલતો અટકાવીને કહ્યું કે:—“ તમે શું મને મારા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું કહો છો ! તેમણે તમારી સાથે મુલાકાત કરવાની મને મના કરી છે. ”

“ કદાપિ નહિ. તેમ છતાં પણ જ્યારે તારો મેળાપ થયો છે, ત્યારે હું તને કેવળ બે ચાર સવાલો જ પૂછવા માગું છું. ” રુસ્તમજી નમ્ર સ્વરથી કહ્યું.

જરબાનુએ કશો જવાબ વાળ્યો નહિ. માથું નમાવીને તે ચૂપચાપ ઉભી રહી.

રુસ્તમજીએ કહ્યું:—"શું તું પેસ્તનજીની સાથે લગ્ન કરીશ?"

"ના."

"મંચેરજીની સાથે?"

"ના"

"ત્યારે શું તારી સાથે હવે મારો કદી પણ મેળાપ નહિ થાય?" રૂસ્તમજીએ પૂછ્યું.

"ના, તમે મને હવે ભૂલી જાઓ." આમ કહીને જરબાનુ ચાલવા માંડી.

"મારા માટે તું શા સારૂ ચાલી જાય છે? હું જ ચાલ્યો જાઉં છું." આમ કહીને રૂસ્તમજી એકદમ ઉતાવળો ઉતાવળો બગીચામાંથી બહાર ચાલ્યો આવ્યો. જ્યાંસૂધી તે દેખાયો, ત્યાં સુધી જરબાનુ તેના તરફજ એકીટસે જોઇ રહી.

જરબાનુએ જોયું કે, રુસ્તમજીના સડકપર જતાંની સાથે જ એક બાળકે આવીને તેના હાથમાં એક પત્ર આપ્યો. તેણે ગ્યાસના થાંભલા પાસે જઈ પત્ર વાંચીને પોતાના ખીસામાં મૂકી દીધો. બાળકને રવાના કરી તે જેવો આગળ ચાલવા માંડ્યો કે તરત જ બરજોરજીને તે પોતાની સ્હામે ઉભેલો જોઇ શકયો. જરબાનુએ જોયું કે, તેઓ બન્ને ફક્ત એકાદ બે વાતો કહીને જૂદી જૂદી દિશાઓમાં ચાલ્યા ગયા.

રુસ્તમજી ઉતાવળો ઉતાવળો ઘણો દૂર ચાલ્યો ગયો. જરબાનુએ સ્પષ્ટ જોયું કે, મંચેરજી એકાએક બગીચાના એક ઝાડ તળેથી નીકળીને તેની પાછળ પાછળ ચાલવા માંડ્યો. છેવટે તેઓ બન્ને થોડીવારમાં જ તેની નજરથી બહાર નીકળી ગયા.

---

# પ્રકરણ ૩ જું

## અદ્દભુત ચોરી

બીજે દિવસે સવારના દશ વાગે બરજોરજી, હોરમસજીની બેન્કમાં આવી હાજર થયો. પણ હજી સુધી હોરમસજી અથવા તેનો કેશિયર–ખજાનચી રૂસ્તમજી આવ્યો નહોતો. એકાઉન્ટન્ટ ફેરામજી અને બીજા બધા નોકરો આવી ગયા હતા.

બરજોરજી કેશિયરને ન જોવાથી બોલ્યો કેઃ–" કેવી અજાયબીની વાત છે! કાલે તો હું હોરમસજી સાહેબને તથા રૂસ્તમજીને ચોક્કસ કહી ગયો હતો કે, સવારના દશ વાગ્યે મને રૂપિયાની ખાસ જરૂર પડશે, પણ ઘણીજ દિલગીરીની વાત છે કે હજી સુધી તેમાંથી કોઈ પણ આવ્યું નથી. મારો વખત તો ક્યારનોય થઈ ચૂક્યો છે."

તેની વાત સાંભળી ફેરામજી પોતાની કુર્સીપરથી ઊઠી આવીને બોલ્યો કેઃ–" રૂસ્તમજી હમણાં જ આવશે. હું જાણું છું કે, દશ વાગ્યાના શુમારે આપને આપના રૂપિયા આપવા જોઇશે, તેથી ગઈ કાલે તે આપના એક લાખ રૂપિયા બૅન્કમાંથી લાવીને તિજોરીમાં મૂકી ગયો છે. તે હમણાંજ આવતો હશે."

" હું જરા વાર સબૂર કરૂં છું. મને ખાતરી છે કે, અત્યારે તે તેને ઘેર જ હશે." આમ કહી થોડીવાર સબૂર કર્યા પછી બરજોરજીએ કહ્યું કેઃ–" હવે હું એને માટે મારૂં કામકાજ બંધ કરીને બેઠો રહી શકીશ નહિ. પોતાના રૂપિયા જમા રાખી જરૂરના વખતે ભિખારીની પેઠે કોણ ઉભો રહે? હોરમસજી સાહેબ ક્યાં છે?"

" હું ધારૂં છું કે કદાચ તેઓ પોતાને બંગલે જ હશે." આમ

કહીને ફ્રરામજી તરતજ હોરમસજીની શોધ માટે ચાલ્યો ગયો.પાંચ સાત મિનિટ પછી પાછા આવીને તેણે કહ્યું કેઃ–" તેઓ ઘેર નથી, કાંઇક કારણસર તેઓ બહાર ગયા હોય એમ જણાય છે."

બરજોરજીએ કહ્યું:–" કેવી અજાયબી ! આવી ચમત્કારિક બેન્ક તો મેં બીજે કયાંય પણ જોઈજ નથી."

"રૂસ્તમજી હમણાં જ આવશે. તે કોઇ દિવસ આવવામાં આટલી બધી ઢીલ કરતો નથી."

"એ તો સાફ જણાઈ આવે છે, પણ હશે, તે ગમે તેમ હો? હું એક કલાક ફરીને પાંછો આવું છું, એ દરમ્યાન તમો ગમે તે રીતે મારા રૂપિયા તૈયાર કરી રાખજો."

રૂસ્તમજીના પરમ મિત્ર સોરાબજીએ કહ્યું:–" જરૂર, તૈયાર કરી રાખીશું."

બરજોરજી ગુસ્સામાં આવી ત્યાંથી ચાલ્યો ગયો, ફ્રરામજી પણ પોતાના કામકાજમાં ગુંથાઇ ગયો.

રુસ્તમજી હમેશાં બરાબર દશ વાગ્યે જ ઑફિસમાં આવી જતો હતો, તેનાં આવવામાં કદાપિ વિલંબ થતો નહિ. આજે સાડા દસ વાગી ગયા, તો પણ રુસ્તમજી દેખાયો નહિં. એથી તેનો દિલોજાન દોસ્ત ફ્રરામજી તેને માટે ગભરાટમાં આવી પડયો.

છેવટે લગભગ અગિયાર વાગ્યાના શુમારે રુસ્તમજી ઓફિસમાં આવી દાખલ થયો. તેને જોતાંવેંતજ સાફ જણાવા લાગ્યું કે તે જાણે આખી રાત ઊંઘ્યો નથી.

તેને આવતાંની સાથેજ ફ્રરામજીએ પૂછયું કે:–" બરજોરજી રૂપિયા માટે બરાબર દશ વાગ્યે આવ્યો હતો અને તમને ન જોવાથી ઘણોજ ગુસ્સે થયો હતો,"

રુસ્તમજીએ કહ્યું:—"આજે મને આવવામાં કાંઇક વિલંબ થઇ ગયો છે. બરજોરજીના રૂપિયા તો ગઇ કાલે જ મેં બૅન્કમાંથી લાવી રાખ્યા છે."

"એ વાત મેં તેને કહી દીધી છે."

"હવે તે ક્યારે પાછો આવવાનો છે?"

"અગિયાર વાગ્યે."

"અગિયાર તો વાગી ગયા છે. હું તેના માટે હમણાં જ તિજોરીમાંથી રૂપિયા બહાર કાઢી રાખું છું. આ વખતે તેને એક મિનિટ પણ ખોટી થવું પડશે નહિ." રુસ્તમજીએ કહ્યું.

આમ કહીને રુસ્તમજી ખજાનાના ઓરડામાં દાખલ થયો. ખજાનાની તિજોરી તેના તથા હોરમસજીના સિવાય બીજા કોઇને પણ ખોલવાનો અધિકાર નહોતો. એ તીજોરીની એક ચાવી રુસ્તમજી પાસે રહેતી અને બીજી ચાવી ખુદ હોરમસજી પોતાની પાસે રાખતો હતો.

તે તિજોરીની કળ ઘણી જ અદ્દ્ભુત કારીગીરીવાળી બનાવવામાં આવી હતી. કળપરનાં ચક્ર (weheel) પર કેટલાક અંગ્રેજી અક્ષર કોતરવામાં આવ્યા હતા. ચક્રને ફેરવી કોઇ એક સાંકેતિક શબ્દ તૈયાર કરી એક બાજૂએ સેરવી રાખવું પડતું હતું; ત્યાર પછી કળ બંધ કરી અક્ષરોને આણી તરફ પેલી તરફ ગોઠવી મહા પંચાત કરવી પડતી હતી. તીજોરી ખોલતી વેળાયે તે અક્ષરોને બરાબર કરી સરખી હારમાં ગોઠવી ફરીવાર તે ઇશારાવાળો અવાજ ગોઠવવાથી તીજોરી ઉઘડી જતી હતી. પરંતુ તે ઇશારાવાળા અવાજને કેવળ રુસ્તમજી અને હોરમસજી જ જાણતા હતા; એથી હજારો કોશિશો કરવા છતાં પણ બીજા કોઇથી એ તીજોરી ખોલી શકાય તેમ નહોતી, કોઇનામાં ખોલવાની

તાકાત પણ નહોતી ભલભલા ચોર કે લૂટારાનું બળ પણ ત્યાં ચાલી શકે તેમ નહોતું.

રુસ્તમજી એકાએક વેગપૂર્વક ખજાનાના ઓરડામાંથી બહાર આવીને બોલી ઉઠયો કેઃ—" ગજબ થયો !"

આ સાંભળી સઘળા નોકરો અજાયબી પામીને એકદમ ઉભા થઈ ગયા.

ફ્રરામજીએ પૂછ્યુંઃ—" કેમ, શું થયું! શો ગજબ થયો ?"

રૂસ્તમજીએ ગભરાયલા અવાજથી જવાબ આપ્યોઃ—" ગજબ થયો છે ! સઘળુ' ચોરાઇ ગયું છે, તિજોરીનું તળીયું ખાલી પડયું છે."

સઘળા એકી અવાજે બોલી ઉઠયાઃ—" શું ચોરાઇ ગયું છે."

રુસ્તમજીએ કહ્યુ':—" રૂપિયા-રૂપિયા! તીજોરીમાં હવે એક પૈસો પણ રહ્યો નથી."

સર્વ સ્તંભિત થઇ ગયા. કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. ફ્કત એક ઘરડો અનુચર બોલ્યોઃ—" રૂસ્તમજી સાહેબ ! આમ ગભરાઈ ન જાઓ. કદાચ કાંઈક ખાસ કારણસર હોરમસજી સાહેબ તીજોરીમાંથી રાત્રે રૂપિયા લઇ ગયા હશે."

એવામાં હોરમસજી ત્યાં આવી હાજર થયો. તેણે આ બધી ગરબડ મચેલી જોઇને એકદમ પૂછ્યું કેઃ—" કેમ શું થયું છે! આ બધી ગરબડ શાની મચી ગઈ છે !"

પ્રથમ કોઈ કશો જવાબ આપી શકયું નહિ; તેથી તેણે ફ્રરીવાર પૂછ્યું:—" કેમ શું થયું છે !"

ત્યારે રૂસ્તમજીએ જવાબ આપ્યોઃ—" આપ તો જાણો છો કે, બરજોરજી આજે તેના રૂપિયા લેવા આવવાના છે, એટલે બૅન્કમાંથી

ગઇ કાલે એક લાખ રૂપિયા લાવીને આપણી અહીંની તિજોરીમાં મૂકયા હતા."

હોરમસજીએ કહ્યું:—"હા, તે હું સારી રીતે જાણું છું. પણ ત્યાર પછી થયું છે શું ?"

રૂસ્તમે જવાબ આપ્યો:—"તે રૂપિયા અત્યારે તિજોરીમાં નથી."

"કેમ ? શું બધા રૂપિયા નથી ?" હોરમસજીએ અજાયબીમાં આવીને પૂછ્યું.

"ના, એક પાઇ પણ નથી." રૂસ્તમજીએ જવાબ આપ્યો:—"તિજોરી તદ્દન ખાલી પડી છે."

"તિજોરીમાં એક પાઇ પણ નથી ! ત્યારે શું ચોરી થઈ છે ? હજી સુધી તમોએ પોલિસમાં જાહિરાત કેમ આપી નથી ? એક જણ હમણાં જ પોલિસમાં જાઓ, જલ્દી જાઓ."

એક જણ પોલિસને જાહિરાત આપવા માટે દોડી ગયો.

એવામાં બરજોરજી ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને હોરમસજીએ કહ્યું કે:—"કેટલાંક કારણોથી હું આપને હમણાં રોકડા રૂપિયા આપી શકીશ નહિ, તો ક્ષમા કરશો. હું અત્યારે તમને બૉમ્બે બૅન્કપર એક ચૅક લખી આપું છું."

હોરમસજીએ પોતાની ઑફિસમાં જઇને બરજોરજીને ચેક લખી આપ્યો. બરજોરજીના ચાલ્યા જવા પછી તેણે રૂસ્તમજીને પોતાની પાસે બોલાવ્યો. રૂસ્તમજી જ્યારે તે ઓરડામાં દાખલ થયો, ત્યારે તેણે કહ્યું કે:—"પ્રથમ બારણું બંધ કરી દો,"



# પ્રકરણ ૪ થું.

## પૂછપરછ

હોરમસજી કેટલીકવાર સુધી ચૂપ રહ્યા પછી ગંભીર સ્વરથી બોલ્યો કેઃ—"રૂસ્તમજી, કોણે તિજોરી ખોલી હશે વારૂ ?"

રૂસ્તમજીએ મલિન મુખથી જવાબ આપ્યોઃ—"મારાથી એ શી રીતે કહી શકાય ?"

હોરમસજીએ કહ્યુંઃ—"તારા અને મારા સિવાય એ છુપી વાતને બીજું કોઈ પણ જાણતું નથી, તેમજ તારા અને મારા વિના બીજું કોઇ પણ તાકાત નથી કે તિજોરી ઉઘાડી શકાય." "એથી મારા વિના બીજું કોઈ પણ રૂપિયા લઇ શકે તેમ નથી." રૂસ્તમે કહ્યું.

હોરમસજીએ મજબુત અવાજથી પૂછ્યુંઃ—"ત્યારે શું તું કબુલ કરે છે કે તેંજ તે રૂપિયા લીધા છે ?"

રૂસ્તમજીએ કરુણાળુ સ્વરથી કહ્યુંઃ—"પરમાત્માની પાસે સોગંદ ખાઇને કહું છું કે, હું એ બાબતમાં કાંઇ પણ જાણતો જ નથી. કાલે તીજોરીમાં રૂપિયા મૂક્યા હતા અને આજે તીજોરી ખોલી જોતાં એક પાઇ પણ જણાતી નથી."

હોરમસજી નાખુશ થયો, તેણે તિરસ્કાર ભરેલા અવાજથી કહ્યુંઃ—"અભાગિઆ યુવાન! તારા સિવાય એ રૂપિયા બીજું કોણ લઈ જાય તેમ છે !"

રૂસ્તમજી કાંઇ પણ બોલ્યો નહિ. ચૂપચાપ માથું નીચું કરી જમીનતરફ જોવા લાગ્યો. હોરમસજી પણ ઘણીવાર સુધી ચૂપ રહ્યો,

ત્યાર પછી રૂસ્તમજીના તરફ તીખી નજર કરી તે બોલ્યો કેઃ— "જો, મેં તને પુત્ર બરાબર પાળ્યો છે. મારી બધી મિલ્કત સોંપીને તારામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી દીધો છે. આજ સૂધી તારાપર કદાપિ અવિશ્વાસ આણ્યો નથી. પોતાના પેટના પુત્રની પેઠે તને મારે ઘેર રાખ્યો છે, માટે મારી પાસે જૂઠું બોલી મને છેતરવાની કોશિશ કરીશ નહિ."

તેમ છતાં પણ રૂસ્તમજીને કશો ઉત્તર ન આપતો જોઇને હોરમસજી ફરીવાર બોલ્યો કેઃ—" પિતાની પાસે સંતાન દોષ કરે તોપણ તે દોષને કબૂલ કરવો એ તેનું મુખ્ય કર્તવ્ય છે. હું તારા પિતા જેવો છું, માટે જે કાંઈ સાચું હોય તે કબૂલી દે."

"શું કબલું ! કબૂલ કરવા જેવું તો હુ કાંઈ પણ જોતો જ નથી." રૂસ્તમજીએ કહ્યું.

"જો, હજીપણ કહું છું કે, મારી પાસે કબૂલ કરવાથી હુ તને ફક્ત માફ કરીશ, એટલું જ નહિ, પણ જે કાંઈ થઈ ગયું છે, તેને પણ ભૂલી જઇશ. આ વાત જગતનું બીજું કોઇ પણ પ્રાણી જાણી શકશે નહિ." હોરમસજીએ સાચી વાત કઢાવવાના ઈરાદાથી પૂછ્યું.

"આપ મને શું કબૂલ કરવાનું કહો છો ?" રૂસ્તમજીએ આશ્ચર્યચકિત થઈ પૂછ્યું.

હોરમસજીએ કહ્યુંઃ—" ખરી વાત. મનુષ્ય દરેક રીતે સારો હોવા છતાં પણ વખતોવખત લોભમાં પડીને જિન્દગીમાં એવાં એક બે કુકર્મો કરી નાખે છે. તું ખરી વાત કબૂલ કર, હુ તને માફી આપીશ. તું ખરી વાત કહીશ તો, હું તને જેવો ચાહતો હતો, તારાપર જેવો વિશ્વાસ રાખતો હતો, તેનાથી પણ વિશેષ ચાહીશ, વિશેષ વિશ્વાસ કરીશ."

હું આપને સત્યજ કહું છું કે મેં રૂપિયા લીધા નથી.” રૂસ્તમજીએ દૃઢતાથી કહ્યું.

હોરમસજી, રૂસ્તમજીના વારંવાર આવા ટુંકા જવાબોથી મનમાં ને મનમાં પ્રથમથી જ ગુસ્સે થયો હતો. આ વખતે તેનો ગુસ્સો હદપાર વધી ગયો. તેણે હવે ઘણા જ કઠોર સ્વરથી કહ્યું:—“બેવકૂફ! તું શું એમ ધારે છે કે, હું તારી વાત જરાપણ જાણતો જ નથી! હું તારી કાંઇ પણ ખબરજ ન રાખું એવો ભોળો છું! મારા કાને તારી દરેક વાત આવે છે. મારૂં ઘર છોડવાથી તારી જે બુરી હાલત થઇ છે, એની ખબર પણ હું સારી રીતે રીતે રાખું છું. જુગાર ખેલી, ખરાબખોરોની સોબતમાં પડી, કુકર્મમાં કેટલા રૂપિયા બરબાદ કર્યા છે, તે શું હું નથી જાણતો?”

રૂસ્તમજી ચૂપજ રહ્યો.

હોરમસજી પણ કેટલીકવાર સુધી ચૂપચાપ બેસી રહ્યો. ત્યાર પછી બોલ્યો:—““રૂસ્તમ! જે થઇ ગયું છે, એ બાબતમાં હું જરા પણ દિલગીર થતો નથી. તિજોરીને ફરીવાર બરાબર તપાસી જો, કદાચ ભૂલથી તું રૂપિયા જોઇ શક્યો નહિ હોય! હું આજ સાંઝ સુધી આ બાબતમાં એક શબ્દ પણ બોલીશ નહિ. આશા છે કે, બધા રૂપિયા નહિ તો થોડા ઘણા રૂપિયા તો અવશ્ય મળી શકશે. જા, બરાબર તપાસી જો.”

આ વખતે રૂસ્તમજી બોલ્યો. તેણે કહ્યું:—“સાહેબ, મે એ રૂપિયામાંથી એક પાઇ પણ લીધી નથી, એથી મારાથી એક પાઇ પણ પાછી આપી શકાય તેમ નથી.”

“ગુસ્સામાં આવી હોરમસજી ઉઠીને ઉભો થયો. તે ગર્જના

ફરી બોલી ઉઠ્યોઃ—"ત્યારે શું તું એ એમ કહેવા માગે છે કે, તે રૂપિયા મેં લીધા છે?"

રૂસ્તમજી કાંઇ પણ બોલ્યો નહિ.

હોરમસજીએ કહ્યું:—"હજી પણ ખરૂં કહે. હવે પોલિસ આવી લાગી છે. માટે વિચારી જો, હવે પછી મારા હાથમાં બાજી રહેશે નહિ. હજી પણ હું તને બચાવી શકું તેમ છું."

"હું ખરૂં જ કહું છું."

હોરમસજીએ કહ્યું:—"ત્યારે તો હવે જે થાય તે થવા દે. તેં રૂપિયા લીધા છે કે મેં લીધા છે, તે અદાલતમાં પ્રમાણ સહિત સાબીત થવા દે. આવ, મારી સાથે ચાલ."

બન્ને બહારના ઓરડામાં આવ્યા; ત્યાં બે પોલિસ—અમલદાર હાજર હતા. હોરમસજીએ તેમની સાથે વાતચીત કરીને કહ્યું:—"હું ધારૂં છું કે, તમોને જે ખબર મોકલવામાં આવી છે, તેનો અર્થ તો તમારા જાણવામાં આવી જ ગયો હશે."

ઇન્સ્પેકટરે કહ્યું:—"હા, ચોરી થઇ છે."

હોરમસજીએ કહ્યું:—"ગઇ રાત્રે એક લાખ રૂપિયા મારી તીજોરીમાંથી ચોરાઇ ગયા છે. તીજોરીની એક ચાવી મારી પાસે અને બીજી ચાવી મારા કેશિયર–ખજાનચી રૂસ્તમજીની પાસે રહે છે."

ઇન્સ્પેકટરે પૂછ્યું:—"બહારથી કોઇ પણ માણસ તીજોરીવાળા ઓરડામાં આવી શકે એવો સંભવ છે ખરો કે?"

"ના, સંભવ તો નથી જ. કારણ કે, એક પ્રહરી રાત્રિદિવસ ત્યાં પહેરો ભરે છે."

"કાલે રાત્રે પહેરાપર કોણ હતું?" ઇન્સ્પેકટરે પૂછ્યું.

હોરમસજીએ તે પ્રહરીને બોલાવ્યો.

પ્રહરીએ કહ્યું કે, તે કાલે આખી રાત જાગ્યો હતો. ફક્ત ખુદ હોરમસજી જ અંદરના ઓરડામાં ગમે ત્યારે દાખલ થઇ શકે છે. પણ ગઈ કાલે રાત્રે તેઓ આવ્યા નથી.”

“આ વાત તું ચોક્કસ કહી શકે છે?”

“હા, ચોક્કસ કહી શકું છું.”

“સારૂં, એ ઘર એકવાર બતાવો જોઇએ. દાદા ભાસ્કર! બરાબર જૂઓ જોઈએ.”

દાદા ભાસ્કર ડિટેક્ટિવ ઈન્સ્પેક્ટર હતો. તે ઊભો થયો. ઈન્સ્પેક્ટર અને હોરમસજી ઓરડો તપાસવા લાગ્યા, પરંતુ દાદા ભાસ્કર એક ક્ષણવારને માટે પણ પોતાની નજર રૂસ્તમજીના તરફ રાખવાનું ભૂલી શકયો નહિ.

સર્જના બીજા ઓરડામાં ગયા પછી રૂસ્તમજી દિલગીરી ભરેલા મનથી ત્યા બેસી ગયો, એવામાં અચાનક જોડેનું બારણું ઉઘડી ગયું. રૂસ્તમજીએ ચમકીને જોયું કે, પોતાની સ્હામે જરબાનું ઉભેલી છે!

જરબાનુ સ્તંભિત થઈ ઉભી રહી. ત્યાર પછી બોલી:—“રૂસ્તમજી! પિતાજી કયાં છે! માતાની તબિયત બહુજ બગડી ગઇ છે, તેથી હું તેમને બોલાવવા આવી છું.”

રૂસ્તમજીએ ગભરાયલા અવાજથી કહ્યું:—“હા, હું રૂસ્તમજી છું. જરબાનુ! તારો બચપણનો મિત્ર હવે જેલમાં જશે. તારા પિતા પોલિસને લઈ બીજા ઓરડામાં ગયા છે.”

જરબાનુએ અજાયબ થઇને પૂછ્યું:—“પોલિસની સાથે શા માટે ગયા છે?”

“હમણાંજ તું તે બધું જાણી શકશે. હવે તું અહીંથી ચાલી જા, મને હેરાન ન કર.” આમ કહીને રૂસ્તમજીએ જરબાનુને તે ઘરમાંથી બહાર કાઢી ઘરનાં બારણાં વાસી દીધાં.

દાદા ભાસ્કર છુપાઇ રહ્યો હતો. રૂસ્તમજી એકલો બેસીને શું કરે છે, તેના મુખનો ભાવ કાંઈ બદલાય છે કે નહિ, એ સઘળું તપાસવા માટે દાદા ભાસ્કર ઘરમાંથી બહાર નીકળી જવા છતાં પણ તેણે ઓથમાંથી રૂસ્તમજીના ઉપર નજર રાખી હતી. દાદા ભાસ્કરે એ દૃશ્ય દૂરથી જ જોયું. જોઇને મનમાંને મનમાં જ કહ્યું:—"હવે બધી બીના જાણી ગયો! કેશિયર રૂસ્તમજી, બૅન્કર હોરમસજીની કન્યાને ચાહે છે. કન્યા પણ તેને ચાહે છે. બૅન્કર સાહેબ કન્યાની સાથે કેશિયરનાં લગ્ન કરવાને નારાજ છે. આવી સ્થિતિમાં તેને શી રીતે સેરવી શકાય? જેલમાં જ તેનો સારો બંદોબસ્ત થઇ શકશે, આમ ધારીને રૂપિયાને પોતે જ સેરવી લઇને તેનાપર ચોરીનો આ મામલો ઢોળવાનો બંદોબસ્ત કરી એક ખરા બુદ્ધિમાનનું કામ કરી બતાવ્યું છે, એમાં તો જરા પણ શક જ નથી.

---

## પ્રકરણ ૫ મું

## તપાસમાં

આ સમયે હોરમસજી અને ઇન્સ્પેકટર ત્યાં આવી પહોંચ્યા. ઇન્સ્પેકટરે કહ્યું:—"હવે કૅશનો ઓરડો જોવો જોઇએ. આવો, દાદા ભાસ્કર મારી સાથે ચાલો."

તેઓ ચારે જણા ખજાનાવાળા ઓરડામાં પેઠા. બરાબર ધ્યાનપૂર્વક ચારે તરફ જોઇને ઇન્સ્પેકટરે કહ્યું:—"બહારથી આ ઘરમાં આવી શકાય, એવો કોઈ ઉપાય જ નથી."

દાદા ભાસ્કરે તિજોરીને બરાબર તપાસીને કહ્યું:—" તિજોરીના તાળાંને કોઇએ જોરથી ઉઘાડવાની કોશિશ કરી હોય, એમ જણાતું નથી. કળપર એવું કોઈ નિશાન પણ જોવામાં આવતું નથી. ગમે તેણે આ તિજોરી ભલે ઉઘાડી હોય, પણ ઉઘડનારની પાસે એની ચાવી હોવી જોઇએ તથા એની છુપી બાતમી પણ તેના જાણવામાં જ હોવી જોઈએ. કળ ઉઘાડવાની જગાએ એક આંચકો મારવાનું નિશાન જણાય છે ખરૂં, પરંતુ એ પરથી જણાઇ આવે છે કે, ચોરી કરનાર માણસ ખૂબ ઊતાવળથી તિજોરી ઉઘાડીને બંધ કરી દીધી છે, એમાં કાંઈ સંશયજ નથી. નહિ તો ચાવીના ઘસારાનો દાગ આ પતરાંપર પડત નહિ. જૂઓ, આ દાગ સાફ જણાય છે, તેને બરાબર તપાસી જૂઓ.

ઇન્સ્પેક્ટરે કહ્યું:—" હા, દાગ તો સાફ દેખાઈ આવે છે. આવી હાલતમાં હું મારી ફરજ બજાવવાને બંધાયલો છું." આમ કહી તેણે રૂસ્તમજીને સંબોધીને કહ્યું:—" રૂસ્તમજી ! હું તમને આ ચોરીના ગુન્હાથી કેદ કરૂં છું."

રૂસ્તમજીએ કહ્યું:—" હું સોગંદ ખાઇને કહું છું કે, હું બેગુનાહ છું-નિરપરાધી છું."

ઈન્સ્પેક્ટરે કહ્યું:—" નિરપરાધી હશો તો અવશ્ય છૂટી જશો. હોરમસજી સાહેબ ! આપની સાથે બીજી એકાદ બે ખાસ મહત્વની વાતો કહેવાની છે."

હોરમસજીએ કહ્યું:—" આવો, મારી ઓફિસમાં ચાલીને જે કાંઇ કહેવું હોય તે ખુશીથી કહો."

ઈન્સ્પેક્ટરે કહ્યું:—" દાદા ભાસ્કર ! આરોપીની સંભાળ રાખજો."

ત્યાર પછી તેઓ બન્ને ચાલ્યા ગયા. દાદા ભાસ્કર એક કુર્સીપર બેસી એક પેન્સિલથી કાગળપર આડા અવળા લીટા દોરવા લાગ્યો અને ત્યાર પછી ઉંઘવાનો ડૉળ કરી આંખો મીંચી ચિંતાના સાગરમાં ડૂબી ગયો. પરંતુ ખરી રીતે અર્ધી ઉઘાડી આંખો રૂસ્તમજીના તરફ જ એકીટસે જોઇ રહી હતી.

રૂસ્તમજી દાદા ભાસ્કરની પેન્સિલ લઈ કુર્સીપર બેઠા બેઠા પેન્સિલ ફેરવવા લાગ્યો. દાદા ભાસ્કરની તીણી નજરે જોયું કે, થોડી વાર સુધી હાથમાં પેન્સિલ ફેરવ્યા પછી એક કાગળના કકડાપર રૂસ્તમજીએ કેટલીક લીટીઓ લખી. લખીને તરતજ તે કાગળના કકડાને વીંટાળીને મૂકી દીધો અને ભાસ્કરની પેન્સિલને પણ જ્યાંની ત્યાં મૂકી દીધી.

એવામાં ફ્રામજીએ આવીને કહ્યું કેઃ—“ રૂસ્તમજી! ચોરી કોણે કરી છે વારૂ ? ”

રૂસ્તમજીએ જવાબ આપ્યોઃ—“ ભાઇ, હું શી રીતે કહી શકું કે ચોરી કોણે કરી છે! ”

દાદા ભાસ્કરે જોયું કે; રૂસ્તમજીએ તે કાગળના કકડાને ઘણી જ સાવચેતીથી છુપાવીને ફ્રામજીના હાથમાં આપી દીધો. ફ્રામજી ધીમે ધીમે ચાલીને પોતાની જગાપર બેસી ગયો.

દાદા ભાસ્કરે કહ્યું:—“ ઓહ ! એની અંદર જરૂર કાંઇક ભેદ સમાયલો છે. ”

એવામાં ઇન્સ્પેક્ટરે પાછા આવીને રૂસ્તમજીને કહ્યું કેઃ—“તમારે જે કાંઈ કહેવું હોય, તે મેજીસ્ટ્રેટની પાસે કહી સંભળાવજો. હમણાં તો અમારી સાથેજ ચાલો.

રૂસ્તમજી ઉઠીને ઉભો થયો. ત્યાર પછી હોરમસજીના તરફ પાછો ફરીને બોલ્યો:—" સાહેબ ! આ આપની ચાવી તથા ચોપડા વગેરે બધું સંભાળી લો. આપની સિલકમાં થોડાક રૂપિયા ખૂટે છે. "

ઇન્સ્પેક્ટરે કહ્યું:—" ઓહ ! કેવળ ચોરીજ થઇ નથી, સિલકમાં પણ તેવોજ ગોટાળો થયો છે. "

રૂસ્તમજીએ એ વાતને કાન પર ન ધરતાં કહ્યું કે:—" મારા પગારનો હિસાબ કાંઇક અગાઉથી લીધો છે, ઑફિસના બીજા કેટલાક માણસોએ પણ થોડો થોડો પગાર આગળથી લઇ લીધો છે. સહુનો હિસાબ બરાબર લખેલો છે. મારા પાંચ હજાર રૂપિયા આપની બૅન્કમાં જમા છે. મેં મારા પગારથી જો કાંઇ વધારે લીધું હોય, તો એ પગારમાંથી વાળી લેશો. "

હોરમસજીએ કાંઇ પણ કહ્યું નહિ. ઈન્સ્પેક્ટર આરોપીને લઇ રવાના થયા. રૂસ્તમજીને બધા ચહાતા હતા, તેથી બધાંની આંખોમાં આંસૂ આવી ગયાં. કોઇ કોઈ તો મોટેથી રડી પણ પડ્યા.

ફ્રરામજીએ ચીસ પાડી કહ્યું:—" હુ વજન મૂકીને કહું છુ કે, રૂસ્તમજીએ ચોરી કરી નથી.

" શું ? " કહીને હોરમસજી તેના તરફ ધસી ગયો.

ફ્રેરામજીએ કહ્યું:—" હું સોગંદ સાથે કહું છું કે, રૂસ્તમજીએ ચોરી કરી નથી. "

" ભગવાન તેમજ કરે. " આમ કહીને હોરમસજી તરતજ પોતાની આફિસના ઓરડામાં ચાલ્યો ગયો. તે ખરેખર રૂસ્તમજીને બહુ જ ચહાતો હતો.

તે દિવસે બૅન્કનું બીજું કાંઇ પણ કામકાજ થયું નહિ.

બહાર આવીને દાદા ભાસ્કરે ઈન્સ્પેકટરને કહ્યું કેઃ—"મારે થોડુંક કામ છે, માટે તમે આરોપીને લઇ જાઓ. હું થોડી વાર પછી આવીશ."

તેણે કાંઇ પણ વાંધો ઉઠાવ્યો નહિ, તે આરોપીને લઇને ગાડીમાં બેઠો.

દાદા ભાસ્કર નજીકની એક દૂકાનપર જઇ બેઠા. મનમાંને મનમાંજ બોલ્યોઃ—"કેશિયર રૂસ્તમજીનો છુપો કાગળ ગમે તે રીતે મેળવવો જોઇએ. એ કાગળ હાથ લાગવાથી આ ચોરીના મામલાનો કાંઇક ને કાંઇક ભેદ ખુલ્લો થશે. કોણે ચોરી કરી છે, તે જો કે સારી રીતે સમજાઇ ગયું છે, તેમ છતાં પણ કાગળ તો મેળવવોજ જોઇએ, છુપા કાગળો સારા હોતા નથી! ફરામજી સાહેબ હમણાંજ ચિઠ્ઠી પહોંચાડવા માટે બહાર નીકળશે. એ બાબતમાં શકજ નથી, કાગળ અવશ્ય ખાસ જરૂરનો જ છે. હવે ફરામજી હમણાં જ આવવો જોઇએ, એનાથી વધારે વિલંબ કરી શકાય તેમ નથી."

## પ્રકરણ ૬ ઠું

## અદ્‌ભુત ખૂન

આ અદ્‌ભુત ચોરીના મામલાથી આખા મુંબઈ શહેરમાં એક મોટો ખળભળાટ મચી ગયો, એમ કહેવાની જરૂર જ નથી. જ્યાં ત્યાં, દૂકાનોમાં, બજારમાં અને આખા શહેરમાં એનીજ વાતો થવા લાગી. લોકો કામકાજ છોડીને એનોજ ઉહાપોહ કરવા લાગ્યા. એ

સમયે બીજા એક ખૂની મામલાએ શહેરવાસીઓના મસ્તકને તેથી પણ વધુ ચંચળ કરી દીધાં.

તે ખૂની મામલા તથા ચોરીના બનાવ સંબંધી મુંબઇના સુપ્રસિદ્ધ 'ગુજરાતી' પત્રમાં જે લખવામાં આવ્યું હતું, તેજ અમો નીચે લખી જણાવીએ છીએ.

"ગયા મંગળવારે રાત્રે બે ભયંકર બનાવો આ શહેરમાં બન્યા છે. અમોને જ્યાંસુધી સ્મરણમાં છે, ત્યાંસુધી અમો કહીએ છીએ કે, આવા બનાવો ઘણા વખત થયાં મુંબઇ શહેરમાં બન્યા નથી. ખરેખર આ બનાવો ઘણાજ ભયંકર હોવાથી, તેની તપાસ થવાની ખાસ જરૂર છે."

સોમવારે રાત્રે એક વાગ્યાના શુમારે એક ભાડુતી ગાડીના ગાડીવાને ગિરગામ રોડના એક પહેરાવાળાને બોલાવ્યો. તેણે આવીને જોયું કે ગાડીની અંદર એક ખાન્દાન પારસીનું મડદું પડેલું છે. તરત જ પહેરાવાળો લાશને ગાડી સહિત થાણામાં લઇ આવ્યો. ડૉકટરે પરીક્ષા કરીને કહ્યું કે, ક્લૉરોફૉર્મથી એ પુરૂષનું મોત થયું છે. ખરેખર ક્લૉરોફૉર્મથી ભીંજાયલો એક રૂમાલ એ પુરૂષના મ્હોં પર હતો, તે રૂમાલના એક ખૂણાપર 'ફરામજી' એવું લખેલું હતું.

કૉચમેને કહ્યું કે, ગ્રાન્ટ રૉડના નાકાપર એક ખાન્દાન પારસીએ તેને બોલાવીને કહ્યું હતું કે, આ જેન્ટલમેન દીવાના થઇ ગયા છે, માટે એમને ઘેર પહોંચાડી આવ. ગિરગામ પહોંચવાથી એ ઘરનું ઠેકાણું બતાવી શકશે. આમ કહીને એક ગાડીમાં બેસીને એકદમ એક સાંકડી ગલીમાં દાખલ થયો; પરંતુ થોડીવારમાંજ પાછો આવીને બોલ્યો કેઃ—"ના, હું જ એને મૂકવા માટે આવું છું.' આમ કહીને તે મારી ગાડીમાં આવીને ચઢી બેઠો. ગાડી ગિરગામના નાકા પાસે

આવવાથી તેણે ગાડી થોભાવવાનું કહ્યું. ગાડી થોભવાથી, એણે નીચે ઉતરીને કહ્યું:—"એઓ હવે મને સાથે લઇ જવા માગતા નથી. થોડેક દૂર જવાથીજ તને એમનું ઘર મળી આવશે." આમ કહીને તે એકદમ ચાલ્યો ગયો! કૉચમેને નાકાપર આવીને પહેરાવાળાઓને બોલાવ્યા, ત્યાર પછી મુડદું જોવામાં આવ્યું.

પોલિસે તપાસ કરીને બીજા એક કૉચમૅનને પણ પકડ્યો હતો. તેણે કહ્યું કે, રાત્રિના લગભગ એક વાગ્યાના શુમારે પ્રથમ જણાવેલો કૉચમેન જેવા વેશવાળા ખાનદાન પારસીની વાત કહી ગયો છે, બરાબર તેવાજ વેશવાળો એક પુરૂષે ગિરગામના ગાડીના અડ્ડાપર આવીને તેને કાલબાદેવી રોડપર જવાનું કહ્યું હતું. કોચમેને તેને ત્યાં પહોંચાડી દીધો હતો.

મરેલો પુરૂષ કોણ છે, એ બાબતમાં પ્રથમ પોલિસ પણ કાંઇ નિશ્ચય કરી શકી નહિ. હમણાં તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે, એનું નામ પેરતનજી છે અને એ કલકત્તાના કોઇ ધનવાન સોદાગરનો પુત્ર છે. કેટલાક માસ થયાં એ મુંબઈ ફરવા આવ્યો હતો.

એ પ્રખ્યાત બૅંકર હોરમસજીની પાસે પત્ર લાવ્યો હતો. હમેશાં તેને ઘેર આવજાવ કરતો હતો. તેની સાથે તેનાં લગ્ન કરવાની વાત ચીત પણ થઇ ગઇ હતી.

હોરમસજીની સાળીના પુત્ર મંચેરજીએ પોલિસની પાસે કહ્યું હતું કે જે દિવસે રાત્રે એ બનાવ બન્યો તે રાત્રિના લગભગ બાર વાગ્યાના શુમારે તેણે હોરમસજીના કેસિયર રૂસ્તમજીની સાથે પેસ્તનજીને વાતચીત કરતો જોયો હતો. તે ત્યારે ગભરાટથી પોતાના ઘર તરફ જઇ રહ્યો હતો, ત્યારપછી શું થયું છે, તે જાણતો નથી."

હોરમસજીના મિત્ર અને સગા બરજોરજીએ કહ્યું હતું કે, તે જ રાત્રે લગભગ બાર વાગ્યાને શુમારે તેની સાથે રૂસ્તમજીનો એલ્ફિન્સ્ટન સરકલના બગીચા સ્હામે મેળાપ થયો હતો. તેણે જોયું હતું કે, રૂસ્તમજી ગભરાઇને ગ્રાન્ટરોડ તરફ ગયો હતો.

પોલિસે બીજી કેટલીક બાબતો પણ તપાસવડે જાણી હતી કે, તે દિવસે સવારે હોરમસજીનો એકાઉન્ટન્ટ ફરામજી, પેટ્રિજ કંપનીની દૂકાનેથી ક્લૅરોફૉર્મની એક શીશી ખરીદી ગયો હતો. મૃત મનુષ્યના મુખ પર ક્લૉરોફૉર્મ ભીંજાવેલો જે રૂમાલ મળ્યો હતો, તે રૂમાલના ખૂણા પર લખેલું હતું 'ફરામજી.' જે પુરૂષ તે જ રાત્રે ગાડી ભાડે કરીને કાલબાદેવી રોડ આવ્યો હતો, તે ફરામજી જ હતો, એમ પણ સાબીત થઈ ગયું હતું. તેના ગાડીમાંથી ઉતર્યા પછી ગેટના પહેરાવાળાએ તેને સલામ કરી હતી. તે હમણાં સોગંદ ખાઇને કહે છે કે, જે પુરૂષ ગાડીમાંથી તે રાત્રે ઉતર્યો હતો, તે અવશ્ય ફરામજી જ હતો.

ફરામજીએ પોલિસની પાસે કહ્યું હતું કે, તે તે રાત્રે બિલ્કુલ મુંબઇ શહેરમાં જ ન હોતો. ક્યાં હતો, તે તેણે કોઈ પણ રીતે જણાવ્યું નહોતું અને જણાવવાની તેની ઇચ્છા પણ નહોતી. વળી તેણે એમ પણ કહ્યું હતું કે, મહાબળેશ્વરના એક ડૉકટર મિત્રના લખવાથી તેને મોકલવા માટે તેણે ક્લૉરોફૉર્મ ખરીદ્યું હતું. જે કોટના ખીસામાં એ ક્લૉરોફૉર્મ તથા રૂમાલ હતાં, તે તેના આગલા દિવસે જ તેના ઘરમાંથી ચોરાઈ ગયાં હતાં.

એ કમકમાટી ઉપજાવે તેવા રોમાંચકારક ખૂની મામલાનું વિવરણ આ પ્રમાણે હતું. પોલિસ હજી સૂધી આ ખૂનના મામલાને માટે કોઈને પણ પકડી શકી નહોતી. તેજ રાત્રે હોરમસજીની બૅન્કમાંથી

પણ એક લાખ રૂપિયા ચોરાઈ ગયા હતા. એ ચોરીને માટે પોલિસે કેશિયર રૂસ્તમજીને કેદ કર્યો હતો. એ ચોરીની સાથે આ ખૂનનો કાંઇ સંબંધ છે કે નહિ તે બાબતમાં અમો હમણાં કાંઇપણ કહી શકતા નથી. આપણી મુંબઇની પોલિસ બાહોશીને માટે આખી આલમમાં મશહુર છે; તે અવસ્ય આ ભેદનો પતો મેળવી શકશે.

અમો એ વિષયમાં અત્યારે વિશેષ કાંઈ પણ કહીશું નહિ. જે ગુન્હેગાર હશે, તે ઈન્સાફથી અવસ્ય સજાને પાત્ર થશે. અમો તો માત્ર એટલું જ કહી શકીએ છીએ કે, આવું ખૂન અને ચોરી આ શાહેરમાં પોલિસની નજરે સંભવિત થઇ પડશે, તો પછી કોઇના પણ જીવ-જાન કે ધન-દૌલત આબાદ રહી શકશે નહિ.

---

## પ્રકરણ ૭ મું

## છુપો-પત્ર

દાદા ભાસ્કર ફરામજીની વાટ જોતો બેઠો હતો. ફરામજીના બહાર નીકળતાંની સાથે જ દાદા ભાસ્કર તેની નજીકમાં જઇ પહોંચ્યો. ફરામજી બહુ જ ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો. દાદાભાસ્કરે પણ ઉતાવળથી તેની પાસે જઇને કહ્યું:—" ભાઈ, જરા ઉભા રહો."

ચમકીને ફરામજીએ પાછું વાળી જોયું. દાદા ભાસ્કરે કહ્યું:— " તમો મને એક ખબર આપશો, તો હું તમારો અત્યંત આભાર માનીશ."

"હું ! શી ખબર આપું ?" ફરામજીએ અજાયબથી દાદા ભાસ્કરને પૂછ્યું.

"જી, હા."

"તમોને તો હું ઓળખતો પણ નથી." ફરામજીની અજાયબી વધવા માંડી.

દાદા ભાસ્કરે કહ્યું:—"હું ધારૂં છું કે તમારી યાદદાસ્તી જોઇએ તેવી તેજ નથી. તમે થોડીવાર પહેલાં જ મને જોયો છે, તમે મને ભૂલી ગયા હો, એમ જણાય છે.

ફરામજી ત્યારે દાદા ભાસ્કરને ઓળખી ગયો. પોલિસનો માણસ તેને શો પ્રશ્ન પૂછવા માગે છે એવો વિચાર આવતાં તે કાંઇક ગભરાઇ પણ ગયો; તેણે કહ્યું:—"મને શું પૂછવા માગો છો, જે કાંઇ પૂછવું હોય તે પૂછી લો."

દાદા:—"રૂસ્તમજીએ થોડીવાર પહેલાં તમને એક પત્ર આપ્યો છે."

"આપની ભૂલ થાય છે, તેણે મને કોઈ પણ પત્ર આપ્યો જ નથી." રૂસ્તમજીએ કહ્યું.

"દિલગીરીની સાથે કહેવું પડે છે કે, મારી ભૂલ થઇ જ નથી. તે ગમે તેમ હો, પણ મારે તમારા માટે કોઇ સખ્ત ઇલાજ ન લેવો પડે એનો વિચાર કરીને તમે મને તે પત્ર આપી દો. મને આશા છે કે, તમે તેવો પ્રસંગ હાથે કરીને નહિ જ આવવા દો."

"હા, રૂસ્તમજીએ મને એક પત્ર આપ્યો હતો ખરો, પણ મેં તેને ફાડી નાખ્યો છે, કકડે કકડા કરીને મેં તે પત્રને ફેંકી દીધો છે." ફરામજીએ જવાબ આપ્યો.

દાદા ભાસ્કરે કહ્યું:—" મને વિના કારણ ભૂલાવવાની કોશિશ શા માટે કરો છો, આથી તમે પોતે જ આફતમાં આવી પડશો. તે પત્ર તમારા ખીસામાં જ છે, તમે એ પત્ર ઠેકાણાસર પહોંચાડવા માટે જ બહાર નીકળ્યા છો. ગમે તેમ હો, જ્યારે તમે મારા હાથમાં આવ્યા છો, ત્યારે તમારી મારફત તે પત્રની ઠેકાણાસર પહોંચવાની આશા હવે બહુ જ ઓછી છે. હવે મેહરબાની કરીને એ પત્ર મને આપી દો."

ફરામજીએ કહ્યું:—" જીવમાં જીવ હશે, ત્યાં સુધી તમોને તે પત્ર આપી શકાશે નહિ."

" વિપત્તિને વિના કારણ શા માટે બોલાવો છો ? મારી સલાહ જો માનશો, તો આ ચોરીના મામલામાંથી તમે તદ્દન બચી જશો. તમે તમારૂં ભલું ચાહતા હો, તો હમણાં જ પત્ર આપી દો."

" કોઇ પણ રીતે આપી શકીશ નહિ." ફરામજીએ દૃઢતાથી પોતાની હઠ જારી રાખી કહ્યું.

" ત્યારે હવે મારે લાચારીથી બે કૉન્સ્ટેબલોને બોલાવવા પડશે. તેઓ તમારા બેઉ હાથ પકડીને તમને થાણામાં લઇ જશે. ત્યાં તમારા ખીસાની જડતી લેવાથી પત્ર મળી શકશે. તેમ છતાં પણ સવાલ એ છે કે, તેથી મારે પણ કાંઇક પરિશ્રમ કરવો પડશે, તમને પણ કાંઇક અપમાનિત થવું પડશે; કહો, એને શું તમે સારૂં ધારો છો? સગવડ ભરેલું માનો છો ?" દાદા ભાસ્કરે છેવટે પોલિસની પૉલિસી ચલાવી ધમકાવીને કહ્યું.

ફરામજીએ થોડીવાર ચિંતા કર્યા પછી કહ્યું:—" હું અત્યારે તમારા હાથમાં પડયો છું, એટલે લાચાર છું. લ્યો, આ પત્ર સંભાળી લ્યો. આથી આપનું કાંઈ પણ કામ સિદ્ધ થવાનું નથી."

દાદા ભાસ્કરે પત્ર લઇને વાંચ્યો. તેમાં ફક્ત આ પ્રમાણે કેટલીક લાઇનો લખવામાં આવી હતી.

" રતન ! "

જો મારાપર રંચ માત્ર પણ સ્નેહ હોય, તો આ પત્ર મળતાંની સાથે કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય તરત જ ઘરનો તમામ સર-સામાન લઇને બીજે ચાલી જજે. જેથી કોઈ તારો પત્તો ન મેળવી શકે, તેમ કરજે. ચોરીના અપરાધથી હું કેદ થયો છું. મારી વાત માને ન માને તેનો આધાર તારી ઇચ્છાપર રહે છે, પરંતુ એટલું ચોક્કસ જાણજે કે, મારા જીવન-મરણનો આધાર એના પર અટકી રહે છે. ફ્રામજીને તારૂં નવું ઠેકાણું જણાવજે, એથી હું જાણી શકીશ.

પત્ર વાંચ્યા પછી ભવાં ચઢાવીને દાદા ભાસ્કરે કહ્યું:—"રૂસ્તમજી." ના, આ પત્ર મને બહુ ખપ લાગશે નહિ. હશે, જે થયું તે ખરૂં. તમને હવે હું હેરાન કરીશ નહિ. હું જ આ પત્ર રતનને આપીશ.

રતન અવશ્ય રૂસ્તમજીનો મિત્રજ હશે. તે ક્યાં રહે છે વારૂ ?"

ફ્રામજીએ કહ્યું:—" હું એ કાંઇ પણ કહીશ નહિ.

દાદા ભાસ્કરે કહ્યું:—" ત્યારે તેનો પત્તો હું પોતે જ મેળવી લઇશ. હું ધારીશ તો તમારી સહાયતા પણ મેળવી શકીશ. જો તમે સહાયતા નહિ કરો તો હું રૂસ્તમજીના કોઇ નોકરને પૂછીશ એટલે તે રતનનું ઠેકાણું ચોક્કસ બતાવી આપશે. તેમ છતાં પણ જો તમે કહેશો તો તમારા પક્ષમાં ફાયદો થશે, નહિ તો, હું એમજ ધારી લઇશ કે તમે પણ આ ચોરીમાં કાંઇક ભાગ લીધો છે."

ફ્રામજીએ કેટલીકવાર સુધી ચૂપ રહ્યા પછી રતનનું ઠેકાણું કહી દીધું.

દાદા ભાસ્કરે પૂછ્યું:—"એ મિત્ર સ્ત્રી છે કે પુરૂષ? મારા સવાલનો ખરો જવાબ આપશો તો તમારૂં જ ભલું થઈ શકશે."

ફરામજીએ જવાબ આપ્યો:—"સ્ત્રી."

દાદા ભાસ્કરે કહ્યું:—"અહો! ત્યારે સ્ત્રી પણ આ મામલામાં સામેલ છે. મારો આ બધો ભ્રમ છે! નહિ તો આટલી બધી ખોટી કલ્પના કેમ કરૂં! ખરેખર સ્ત્રીઓ સિવાય સંસારમાં આવાં કામો બીજું કોણ કરે? જ્યાં ફોજદારી મામલો હોવાનો, ત્યાં સ્ત્રી પણ અવશ્ય હોવાની જ."

દાદા ભાસ્કરે કહ્યું:—"બહુ સારૂં, એમાં કાંઈપણ ખોટું નથી. તેમ છતાં પણ હું તમને સારી સલાહ આપું છું કે, તમે આ મામલામાં વધારે ભાગ લેશો નહિ. જો એમાં પડશો તો આફતમાં આવી પડશો."

આમ કહીને દાદા ભાસ્કર એકદમ ત્યાંથી ચાલ્યો ગયો. તેણે ફરામજીની પાસેથી જે ઠેકાણાનો પત્ર મેળવ્યો હતો, તે તરફ જ તે ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો.

* * * *

થોડીવારમાં જ દાદા ભાસ્કર જે ઘરમાં રતન રહેતી હતી, તેની નજીકમાં આવી ઉભો રહ્યો. તેણે જોયું કે તેનું મકાન નાનું હોવા છતાં પણ ઘણું જ નાજુક અને સુંદર હતું તથા તેની ચારે બાજૂએ એક ઘણોજ મજાનો મનોહર બગીચો પણ હતો.

બારણાં પાસે એક નોકર ઉભો હતો. દાદા ભાસ્કરે તેને તે પત્ર બતાવીને કહ્યું કે:—"રૂસ્તમજી સાહેબે આ પત્ર રતનબાઇને આપવાનું કહ્યું છે. તે ક્યાં છે?"

અનુચરે કહ્યું:—"લાવો પત્ર મને આપો."

દાદા ભાસ્કરે કહ્યું:—"આપવાનો હુકમ નથી. રતનબાઈને હાથો હાથ પત્ર આપી જવાબ લાવવાનું રૂસ્તમજી સાહેબે કહ્યું છે. મારાથી તેમના હુકમનો ભંગ થઇ શકે તેમ નથી."

"ત્યારે જરાવાર ઉભા રહો. હું તેમને ખબર આપું છું." આમ કહીને અનુચર મકાનની અંદર ચાલ્યો ગયો. થોડીવાર પછી પાછા આવીને તેણે તેને અંદર આવવાનો ઇશારો કર્યો. દાદા ભાસ્કર તરત જ તે મકાનમાં દાખલ થયો.

તેણે જોયું કે, જે ઓરડામાં તે દાખલ થયો હતો, તે ઓરડો ઘણી સુંદરતાથી શણગારેલો હતો. ભોંયતળીયા પર સારા સારા ગાલીચા અને શેતરંજીઓ બિછાવેલી હતી, તરેહ તરેહની કીમતી અને ઉમદા ચીજો રાખવામાં આવી હતી. દીવાલપર મોટા મોટા આયના અને સારી સારી છબિઓ ટાંગેલી હતી. જ્યાં જે જોવામાં આવતું હતું, તે જોઇને મનને આનંદ થતો હતો. બધી વસ્તુઓને બરાબર નિયમસર ગોઠવવામાં આવી હતી.

દાદા ભાસ્કરે મનમાંને મનમાં જ વિચાર્યું કે, રૂસ્તમજી ખરેખર એક શૌકિન જીવડો છે."

એ વખતે જોડેનું એક દ્વાર ઉઘડયું- દાદા ભાસ્કરે તે તરફ જ જોયું. તેણે જે કાંઈ જોયું, તેથી તે વિસ્મિત અને મુગ્ધ થયો. જોયું કે, એક અઢાર વર્ષની અત્યંત સુંદર લાવણ્યમયી યુવતી તેની નજીકમાં ઉભી હતી. તેણે તેવું અનુપમ સૌન્દર્ય આ પહેલાં કદાપિ જોયું જ નહોતું. યુવતી સંપૂર્ણ રીતે ગુજરાતી પોશાકથી સજ્જિત થયેલી હતી. તેની પહેરેલી સુંદર ચળકતી કારીગરી વાળી સાડીમાંથી તેના શરીરના રંગનો પ્રકાશ ફેલાઇ રહ્યો હતો. તેના કાળો કેશાલાપ ખભા, પીઠ

અને આજુબાજુએ વિસ્તારાઇ ગયો હતો. તેનાં ચળકતાં અને વિસ્તરેલાં કાળાં નયનોની દૃષ્ટિ જાણે ક્ષણે ક્ષણે વિજળીનો ભાસ કરાવી રહી હતી.

દાદા ભાસ્કર વિસ્મય તથા વિહ્વલતાથી ક્ષણવાર સુધી તે રૂપસુધાનું પાન કરવા લાગ્યો.

# પ્રકરણ ૮ મું

## રતનબાઇ

રતનબાઇએ મૃદુસ્વરથી પૂછ્યું:—" તમોને અહીં આવવાની શી જરૂર પડી છે ? "

દાદાભાસ્કરે તેના હાથમાં રૂસ્તમજીનો પત્ર આપ્યો.

રતનબાઈ પત્ર વાંચીને સ્તંભિત તથા વ્યાકુલ થઇગઇ. તેનું આખું શરીર કંપવા લાગ્યું; મુખપરની લાલાશ ફીકી પડી ગઇ. પરંતુ ક્ષણવારમાં જ રતનબાઈ સહજ સાવધ થઇને બોલી:—" આ સર્વ શું ? ચોર તરીકે કેદ થવાનું કારણ શું છે ? "

દાદા ભાસ્કરે જવાબ આપ્યો:—" હોરમસજીની બૅન્કની જે તિજોરીમાંથી એક લાખ રૂપિયા ચોરાઇ ગયા છે. તે તિજોરીની ચાવી તેમની પાસે અને હોરમસજીની પાસે રહેતી હતી. એને ઉઘાડવાની ગુપ્તવાર્તા કેવળ તેઓ બન્ને જણાજ જાણતા હતા; આથી એ રૂપિયા બીજું કોણ ચોરી શકે તેમ છે વારૂ ? "

રતનબાઇએ કહ્યું:—" જૂઠી વાત. રૂસ્તમજીએ કદાપિ રૂપિયા લીધા નથી. "

દાદા ભાસ્કરે કહ્યું:—" તેના અથવા હોરમસજીના વિના બીજું કોણ લે તેમ છે? "

" ત્યારે હોરમસજીએ જ લીધા છે. તેઓ અત્યારે ક્યાં છે? " રતનબાઇએ અજાયબીથી પૂછ્યું.

" કેદમાં. "

રતન નજીકની એક અભરાઇને ટેકો દેવાથી ઉભી રહી; નહિ તો તે પડી જાત. ઘણીવાર સુધી તે આંખો બંધ કરીને ઉભી રહી. પછી સહજ સાવધ થઇને બોલી:—" હું હમણાં જ તેમને મળવા માટે જઇશ. "

દાદાભાસ્કરે કહ્યું:...." એ શું સારૂં ગણાય કે? તેમણે તમને છૂપાઇ રહેવાનું કહ્યું છે. "

" હું કોઇની પણ વાત સાંભળીશ નહિ. રૂસ્તમજી આફતમાં આવી પડયા છે અને હું નિશ્ચિંત થઈ બેઠી છું. "

" તમારા જવાથી તેમને વધારે આફતમાં આવવું પડશે. " દાદા ભાસ્કરે કહ્યું.

" કેમ? "

" જો તેમ ન હોય તો, તેઓ તમને છુપાઈ રહેવાનું શા માટે લખે? વળી તેમણે એમ પણ લખ્યું છે કે, તમારા છુપાઇ રહેવા, પરજ તેના જીવન મરણનો આધાર રહેલો છે, તો તેમ લખવાનું કારણ શું હોવું જોઇએ? " દાદા ભાસ્કરે એક નવો સવાલ રજૂ કર્યો.

" તેમણે શા હેતુથી એવું લખેલું છે, એ બાબતમાં મને કાંઇ-પણ ખ્યાલ આવતો નથી. "

"એનો તમારે બરાબર વિચાર કરવો ઉચિત છે. તેઓ તમારા માટે ઘણું ખર્ચ કરતા હતા. તેમના પગાર કરતાં તેમનું ખર્ચ વધારે હતું; એ બધા રૂપિયા ક્યાંથી આવતા હતા ? હવે જો લોકોમાં તમારી વાત જાહિર થઇ જાય, ઇન્સાફ કરતી વેળાયે એ બધો ભેદ ફૂટી જાય, તો સહુના મનમાં એવો જ દૃઢ નિશ્ચય બંધાઇ જાય કે, એ બધો ખર્ચ પૂરો પાડવા માટે જ રૂસ્તમજી હોરમસજી શેઠની બૅન્કમાંથી રૂપિયા ઉપાડયા છે." દાદા ભાસ્કરે કહ્યું.

રતનબાઇએ ગભરાટથી કહ્યું:—"ના—ના—ના—તેઓ મારા માટે ઘણો ખર્ચ કરતા હતા એ ખરૂં, પરંતુ એ રૂપિયા તેમના પોતાના જ હતા. તેઓ કદાપિ બીજાના રૂપિયા લઇ શકે તેમ નહોતા."

"લોકો તમને જૂએ અને તમારા આ મકાનનો દમામ જૂએ તો તેમને તમારા માટે શો અભિપ્રાય બંધાય?"

"તેઓ મને ચાહતા નથી, તેઓ જરથ્રાનુને ચહાય છે. તેમણે દયા કરીને મને આશ્રય આપ્યો છે. હું તેમને ચાહું છું. તેથી તેમણે મને સ્થાન આપ્યું છે. મેં વગર વિચાર્યે તેમને એટલો બધો ખર્ચ કરાવ્યો છે. હાય! મારૂં મોત કેમ ન થયું ?"

આમ કહી રતન રડી પડી. ઘણીવાર સુધી સાડીના છેડામાં મ્હોં છુપાવીને રડવા લાગી. ત્યાર પછી એકાએક તે બોલી ઉઠી:—"હા, હું તેમની એ આજ્ઞાનું પાલન કરીશ. તેમણે જ્યારે મને છુપાઇ રહેવાની આજ્ઞા કરી છે, ત્યારે હું અવશ્ય તેમજ રહીશ. પરંતુ હું ક્યાં જઇશ, તે જાણતી નથી."

"જો તમારી ઇચ્છા હશે તો મારી સ્ત્રીની પાસે પણ તમે કેટલાક દિવસ રહી શકશો. તે પરેલમાં રહે છે, ત્યાં તમારો પત્તો મેળવવાને કોઇ પણ ભાગ્યશાળી થઇ શકશે નહિ."

રતને દાદા ભાસ્કરની આવી વાત સાંભળીને તેના મુખ તરફ નજર કરી.

દાદા ભાસ્કરે કહ્યું:—"રુસ્તમજી મને પોતાનો છેક વિશ્વાસુ જાણ્યા વિના તમારી પાસે મોકલી શકત નહિ."

"ફરામજીને શા માટે નહિ મોકલ્યો હોય?"

"ફરામજી તેમની સાથે થાણામાં ગયો છે."

"આ બધું કોણ સંભાળશે?"

"ફરામજી."

"ચાલો, ત્યારે હવે વિલંબ ન કરો. પોલિસ હમણાં જ આવી પહોંચશે." રતનબાઇએ કહ્યું.

"હા, હું પણ એમજ ધારૂં છું."

દાદા ભાસ્કરે નોકરને ગાડી લાવવાનું કહ્યું. રતન તરત જ પોશાક પહેરીને થોડા ઘણાં વસ્ત્રો તથા હાથમાં જે કાંઇ રૂપિયા હતા, તે લઇને ગાડીમાં આવી બેઠી. તેણે નોકરોને કહ્યું:—"હું હમણાં જ પાછી આવતી રહીશ. તમે લોકો મકાનની બરાબર સંભાળ રાખજો."

ગાડી વિક્ટોરિયા સ્ટેશને આવી પહોંચી. રેલ્વેમાં બેસી ભાસ્કર રતનને લઇને પરેલમાં આવ્યા. ત્યાં તેની સ્ત્રીને રતનબાઇને બરાબર કાળજી પૂર્વક રાખવાનું કહી તથા પોતાનો હેતુ જણાવી તે તરતજ ફરીવાર મુંબઇ તરફ રવાના થયો.

દાદા ભાસ્કરે રસ્તે આવતાં આવતાં વિચાર્યું કે:—"ગમે તેમ હો, પણ આજે એક સાક્ષી તો મારે હાથ લાગી છે. જોઉં છું કે આગળપર શું થાય છે?"

તે એક ભાડુતી ગાડીમાં બેસી એકદમ ફરામજીને આવી મળ્યો.

તેને એકાંતમાં બોલાવી તેણે ચુપકીથી કહી દીધું કે:—"રૂસ્તમજીનો પત્ર રતનબાઇને આપી દીધો છે. રતનબાઇએ પત્રમાં લખ્યા મુજબ કાર્ય કર્યું છે. તરતજ તે ઘર છોડીને ચાલી ગઇ છે."

ફરામજીએ પૂછ્યું:—"ક્યાં ચાલી ગઈ છે?"

"તે તેણે મને જણાવ્યું નથી. તમને પત્ર લખીશ, એમ કહ્યું છે." દાદા ભાસ્કરે કહ્યું.

"ઘરબારનો ભાર તે કોને સોંપી ગઇ છે?" ફરામજીએ અજાયબીથી પૂછ્યું.

"એટલા માટેજ હું તમારી પાસે આવ્યો છું. તે જ્યાં સુધી પાછી ન આવે, ત્યાં સુધી એ સર્વની તમારેજ સંભાળ રાખવી પડશે, એમ તે મને કહી ગઇ છે. તમે હમણાં ને હમણાંજ એકવાર ત્યાં જઇ આવો." દાદા ભાસ્કરે જવાબમાં સાચી ખોટી હકીકત જણાવી.

"હમણાંજ જાઉં છું." ફરામજીએ કહ્યું.

ફરામજી પાસેથી રજા લઇને દાદા ભાસ્કર પોલિસ-ઑફિસ તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૯ મું

## નનામો કાગળ

ફરામજી પોતાના દિલોજાન દોસ્ત માટે ઘણોજ ચિંતાતુર તથા વ્યાકુળ બની ગયો હતો. જેટલી બની શકે તેટલી ઉતાવળથી ઑફિસનું કામકાજ પતાવીને તે રતનબાઇને ઘેર આવ્યો. બધું જેમનું

તેમ હતું, કેવળ રતનબાઈજ નહોતી. તે સુંદરીના અભાવે આજે જાણે એ સુંદર મકાન એકાદ વિષાદનાં વાદળાંથી ઢંકાઈ ગયું હોયની! એમ જણાઈ આવતું હતું.

તેણે મકાનના દરેક ઓરડાને એક પછી એક તાળાં વાસી દીધાં. ત્યારપછી નોકરોને બોલાવીને કહ્યુ કેઃ—“ જૂઓ, લેડીસાહેબ થોડાક દિવસને માટે બહાર ગયાં છે, રૂસ્તમજીના નામપર જે ખોટી ફરિયાદ મંડાઈ છે, એટલા માટેજ તેઓ ગયાં છે. તમો ગભરાશો નહિ. ખૂબ સાવચેતીથી રહેજો. જરાપણ ગફલત રાખશો નહિ.”

તે રતનબાઈના ઘરનો બરાબર બંદોબસ્ત કરીને પોતાના ઘર તરફ ચાલ્યો. ઘરની નજીકમાં પહોંચતાં એક પહેરાવાળાએ તેને સલામ કરી. એકાએક તેને પેસ્તજીના ખૂનની તથા ‘ગુજરાતી’ પત્રના વર્ણનની વાત સાંભરી આવી. તેથી તે તરતજ થોભી ગયો.

એ પહેરાવાળાને તે સારી રીતે ઓળખતો હતો. નજીકનો પહેરાવાળો ધારીને તે કોઈ કોઈ વેળાયે તેને બક્ષિસ પણ આપતો હતો. તે પણ તેને જોતાં સલામ કરતો હતો. તેણે કહ્યુંઃ—“ તેં કહ્યું છે કે, પેસ્તનજીના ખૂનવાળી રાત્રે મને ગાડીમાંથી અહીં ઉતરતો જોયો છે, તો બરાબર સંભારી જો કે, એ માણસ તે હું પોતે હતો કે બીજો કોઇ પણ હતો,”

પહેરાવાળાએ જવાબ આપ્યોઃ—“ ના, તે વખતે મારી આંખો ઊંઘથી ઘેરાયલી હોવાથી હું બરાબર જોઇ શક્યો નહોતો. તેમ છતાં પણ તેનો પોશાક બરાબર આપના જેવોજ હતો.”

“ અહીંથી મારૂં મકાન જોઇ શકાય છે. તેં શું જોયું હતું કે, તે મારા મકાનમાં દાખલ થયો હતો?” ફરામજીએ પોલિસ પાસેથી બાતમી મેળવવાની બનતી કોશિશ કરી.

"હવે મને યાદ આવે છે કે, તે પુરૂષ આપના મકાનમાં ગયો નહોતો; જરા આગળ જઇને એક ગલીની અંદર ગયો હતો. મેં ધાર્યું હતું કેઃ—"

"ત્યાર પછી ફરીવાર તેને જોયો હતો કે ?" ફરામજીએ બહુ જ ઉત્સુકતાથી પૂછ્યું.

"ના."

"બરાબર ધ્યાન આપીને વિચારી જો; જોઇએ કે, તે પુરૂષ મારાથી લાંબો હતો કે નાનો ?"

"હવે યાદ આવે છે કે, તે આપના કરતાં ઘણોજ વધારે લાંબો હતો. હા, બરાબર યાદ આવે છે, તે વખતેજ મને ઇચ્છા થઈ હતી કે, હું તેનો પરિચય પૂછી જોઉં, પણ એવામાં તો તે અદૃશ્ય થઈ ગયો હતો. તેણે એક હાફકોટ શરીરપર પહેર્યો હતો, એ પણ મને બરાબર યાદ છે."

"આ વાત તારા વડા સાહેબને આજેજ જણાવવાનું તું ભૂલીશ નહિ." આમ કહીને ફરામજીએ પોતાના ઘર તરફ એકદમ ચાલવા માંડયું. ઘેર આવીને જોયું કે, રજીસ્ટર્ડ પોસ્ટમાં તેના નામે એક નાની બૉક્સ આવી છે, એ બૉક્સ કોણે મોકલી છે, કયાંથી આવી છે, તે જોવા માટે તેણે તે બૉક્સ–પેટીને ઉલટાવી પલટાવીને વારંવાર જોવા માંડી. જોયું કે, કોલાબાની પોસ્ટ ઑફિસની છાપ તેનાપર પડેલી છે.

તે બૉક્સ ઉઘાડીને જોયું કે, બૉક્સ નોટથી ભરેલી હતી. નોટો બહાર કાઢીને જોયું તો તે બધી દશ દશ રૂપિયાની નીકળી. ગણીને જોયું તો પાંચ હજાર રૂપયાની નોટો થઈ.

પેટીમાં એક પત્ર હતો. પત્રમાં લખ્યું હતું કેઃ—

"ફરામજી શેઠ !

આપ રૂસ્તમજીના દિલોજાન દોસ્ત છો; તેથીજ આપની પાસે આ પાંચ હજાર રૂપિયા મોકલ્યા છે. તમારી પાસે કેસ ચલાવવાના પૈસા નથી. તેનું ખાસ ભલું ચાહનાર પાસેથીજ આ રૂપિયા આવ્યા છે, એમ ધારીને સ્વીકારી લેશો. તે નિર્દોષ છે. આ રૂપિયાથી સારો વકીલ-બેરિસ્ટર કરીને તેને છોડાવજો. આપને વધારે લખવાની જરૂર નથી.

રૂસ્તમજીનો એક ભલું ઇચ્છનાર.

ફરામજીએ એ વિચાર્યું કે:—" આ રૂપિયા કોણે મોકલ્યા હશે ? રૂસ્તમજીના જ્યાં જ્યાં જેટલા મિત્રો છે, તે બધાને હું ઓળખું છું. હું નથી જાણતો કે, આવો મિત્ર બીજો કોણ છે ? મને તો એવા કોઇનું નામ પણ યાદ આવતું નથી. તેમ છતાં પણ કદાચ હોરમસજીને હવે પશ્ચાતાપ થયો હશે. તેણેજ તિજોરીમાંથી એ રૂપિયા લીધા છે, નહિ તો બીજું કોઈ પણ લઈ શકે તેમ નથી. અને લેવાની કોઇનામાં તાકાત પણ નથી. અત્યારે એક નિરપરાધી માણસ જેલમાં જાય છે, એમ ધારીને તેને અનુતાપ થયો છે, કદાચ તેથીજ તેના વકીલ બેરિસ્ટરના ખર્ચને માટે આ રૂપિયા નનામા મોકલી આપ્યા છે. ગમે તેમ હો, જ્યારે આ રૂપિયા પાછા મોકલવાનો ઈલાજ નથી, ત્યારે આ રૂપિયાથીજ હું અવશ્ય રૂસ્તમજીને છૂટો કરાવી શકીશ. પાપીના રૂપિયાથી પુણ્યનો જય થશે અને પાપી હાથ ઘસી બેસી રહેશે."

* * * * *

ફરામજીએ એ રાત્રેજ મુંબઈના એક વિખ્યાત વકીલની મુલાકાત કરી. તેણે બધી બીના સાંભળીને કહ્યું:—" કેસ ઘણોજ મજબૂત છે, એ વિષયમાં તો કાંઇ શકજ નથી. કારણકે, બે જણ સિવાય તિજોરી બીજા કોઈથી ખોલી શકાય એવો સંભવજ નથી. આ પરથી રૂપિયા

કાંતો રૂસ્તમજી અને નહિ તો હોરમસજીએજ લીધા છે. હોરમસજીની વિરૂદ્ધમાં શંકા કરવાનું કશું કારણજ નથી. "

" ત્યારે રૂસ્તમજીની વિરૂદ્ધમાં શંકા કરવાનુ શું કારણ છે વારૂ?" ફરામજીએ પૂછ્યું.

" પૂરતું કારણ છે. રૂસ્તમજીની રાખેલી એક સ્ત્રી છે. તે તેને માટે પાણીની પેઠે પૈસા ખર્ચતો આવ્યો છે. એ ઉપરાંત તે જુગારી છે, દારૂડીયો પણ છે. તે જે પગાર મેળવે છે, તેનાથી તેનો આવો મોટો ખર્ચ કોઈ પણ પ્રકારે ચાલી શકે તેમ નથી." વકીલે જવાબ આપ્યો.

" હું જાણું છું કે, તેણે કંપનીના કાગળની લેવડ દેવડમાં ઘણા રૂપિયા મેળવ્યા હતા. " ફરામજીએ કહ્યું.

" એ સાબીત કરવું મુશ્કેલ છે, જ્યુરીના મેમ્બરો સ્વાભાવિક રીતેજ ધારી લેશે કે, આ પ્રમાણે બે હાથે ખર્ચ કરવાથી રૂસ્તમજીને જરુર પૈસાની તંગી પડી હતી, તંગીમાં ઘણાં માણસો જેમ કરે છે. તેમ તેણે પણ કર્યું હતું. પોતાના જીવનું જોખમ વેઠીને તેણે તિજોરીમાંથી પૈસા લીધા છે. તે ગમે તે હો, ખાસ કાળજી પૂર્વક બધું જોવામાં આવશે. તેને છોડાવવાની છેક આશાજ નથી, એમ અત્યારથી હું કહી શકતો નથી." વકીલે ખરેખરી બીના જણાવી દીધી.

અત્યંત મલિન મુખથી ફરામજી ઘર તરફ પાછો ફર્યો, તે રાત્રે રતનબાઇની કાંઇ ખબર મળી નહિ.



# પ્રકરણ ૧૦ મું

## ફરીવાર નનામો કાગળ

સાંઝ થયા પછી થોડી વારે દાદા ભાસ્કર ઘર તરફ પાછો ફર્યો. ઘેર આવીને તેણે પોતાની સ્ત્રીને છુપી રીતે પૂછ્યું કેઃ—“ કાંઇ શંકા તો કરી નથી ને ? ”

“ ના. ”

“ કાંઇ એકાળજી તો નથી રાખીને ? છે તો ખૂબ ખુશીમાં ને ? ” દાદા ભાસ્કરે પૂછ્યું.

“ હા. ”

“ અત્યારે કયાં છે ? ”

“ આખો દિવસ તફડયા કરી છે. એક મિનિટ પણ એક જગાએ સ્થિર રહી શકતી નથી. હમણાં થોડીવાર થયાં આ તરફ ફરે છે. અહા, બિચારી બાલા ઘણું દુઃખ ભોગવી રહી છે. ”

“ એના ભલા માટેજ કોશિશ કરી રહ્યો છું. એમાં દુઃખ ભોગવ્યા વિના શી રીતે ચાલી શકે વારૂ ? ”

“ હા, ઠીક સાંભરી આવ્યું. એક પત્ર મને તેણે ટપાલમાં નંખાવવા માટે આપ્યો હતો, પરંતુ તમને આપવાની ના કહી હતી. પણ મેં તેને મારી પાસે દબાવી રાખ્યો છે, એ ઠીક કર્યું છે કે નહિ ?”

“ ઘણુંજ અક્કલનું કામ કર્યું છે. જોઉં, તે પત્ર કયાં છે, મારી પાસે લાવ જોઇએ.

ગૃહિણીએ પત્ર સ્વામીના હાથમાં આપ્યો. દાદા ભાસ્કરે તેને તરત જ ઉઘાડીને વાંચવા માંડયો:—

" મુરબ્બી બરજોરજી શેઠ !

" રુસ્તમજીની આફતની વાત તમે જરૂર સાંભળી છે. તમારા બન્નેમાં બહારની દોસ્તી હોવા છતાં પણ માંહોમાંહે જે વિરોધભાવ છે, તે હું જાણું છું. ગમે તેમ હો, પણ તમને રૂપિયાનો અભાવ નથી. હું આશા રાખું છું કે, તમે બનતી મહેનત કરી રૂસ્તમજીને આ આફતમાંથી અવશ્ય બચાવશો.

જો નહિ બચાવો, તો ચોક્કસ જાણજો કે, તમારી સાથે તે દિવસે મંચેરજીની જે કાંઇ વાતચીત થઈ હતી, તે સર્વ હું બીજા ઘરમાંથી સાંભળી શકી હતી, હવે તેને સર્વને ખુલ્લી કરી દઇશ.

હું હમણાં કયાં છું, તે તમને જણાવી શકીશ નહિ. તે જાણવાની તમને કાંઇ જરૂર પણ નથી."

" રતનબાઈ "

દાદા ભાસ્કરે ફરીવાર પત્રને પહેલાંની પેઠે બંધ કરીને કહ્યું કે:— " હું ધારૂં છું, આમાં પણ અનેક ભેદો છુપાયલા છે. મેં આ મામલાને જેવો સરળ ધાર્યો હતો, તેવો સરળ નથી."

એવામાં રતનબાઈ ત્યાં આવી ચઢી. તેના હાથમાં એક પત્ર હતો. રતનબાઇએ કહ્યું:—" આ પત્ર એક બાળક મારા હાથમાં આપીને એકદમ ન્હાસી ગયો છે."

દાદા ભાસ્કરે કહ્યું:—" પત્રમાં શું લખ્યું છે, તે તમે વાંચ્યું છે કે ?"

રતનબાઇએ પત્ર તેની પાસે ફેંકી દીધો. દાદા ભાસ્કર પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો:—

હું રૂસ્તમજીનો ખાસ દોસ્ત છું. તેટલા માટેજ તમારી સાથે

છુપી રીતે એકાદ બે વાતો કરવાની મને જરૂર જણાય છે. કદાચ બીજે કોઈપણ ઠેકાણે મુલાકાત કરવાથી તમે કાંઈક વાંધો ઉઠાવત એમ ધારીને હું ખુલ્લી જગાએ આવવાનોજ ઇરાદો ધરાવું છું. રાત્રિના નવ વાગ્યના સુમારે પરેલ સ્ટેશનના પ્લેટફૉર્મપર હું હાજર રહીશ. ત્યાં આવવાથીજ તમને મારો મેળાપ થઈ શકશે."

દાદા ભાસ્કરે પત્ર વાંચીને કહ્યું કેઃ—"શું ત્યારે તમો તેને મળવા જશો ખરાં કે!"

"ચોક્કસ"

એથી તમારાપર કદાચ કાંઈક આફત આવી પડશે." દાદા ભાસ્કરે કહ્યું.

"હવે મારી આફતમાં શું બાકી રહ્યું છે? હવે મને કોઇનો પણ ભય નથી. નવ વાગી ગયા છે." આમ કહીને રતનબાઈ તરતજ ઘરમાંથી બહાર નીકળી ગઇ.

દાદા ભાસ્કર એકદમ કૂદીને ઉભો થયો. તેણે પોતાની પત્નીને કહ્યુંઃ—" આ છોકરી તદ્દન દીવાની છે. ચાલ, જલ્દી મારાં કપડાં લાવી આપ."

તે પણ તરતજ છુપો પોશાક પહેરીને બહાર નીકળી પડ્યો. તેણે જોયું કે, રતનબાઇ પરેલ સ્ટેશનમાં દાખલ થઈ ગઈ છે. તે પણ દૂર રહીને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

તેણે જોયું કે, એક મોટો ખાનદાન પારસી પુરૂષ એક બેન્ચ ઉપર બેઠો હતો. રતનબાઇને જોઇને તે ધીમે ધીમે ઉઠીને ઉભો થયો. દાદા ભાસ્કર નજીકમાં અંધકારમાં છુપાઇને ઉભો રહ્યો.

ઘણીવાર સુધી બન્નેની વચ્ચે વાતચીત ચાલી. ત્યારપછી બન્ને ઉઠીને ઉભાં થયાં. બન્ને સ્ટેશનમાંથી બહાર આવીને એક ગાડીમાં

બેઠો. દાદા ભાસ્કરે મનમાંજ કહ્યું કે:—"આ વખતે બધો પત્તો બરાબર મળી શકશે. બધો ભેદ આપોઆપ ફૂટી જશે."

ગાડી ચાલવા માંડી. દાદા ભાસ્કર ચૂપચાપ આવીને ગાડીની પાછળ બેસી ગયો. મનમાંને મનમાંજ બોલ્યો:—"હવે જેટલી ઇચ્છામાં આવે તેટલા જોરથી ગાડી હાંકવા માંડ."

છેવટે ઘણે દૂર આવીને ગાડી એક મકાન સામે ઉભી રહી. દાદા ભાસ્કર એકદમ ઉતરીને અંધકારમાં છુપાઈ ગયો. તેણે જોયું કે, કૉચમૅન કૂદીને નીચે ઉતરી પડ્યો પરંતુ તેણે પાંચ મિનિટ રાહ જોઇ. તેમ છતાં પણ ગાડીમાંથી કોઈ ઉતર્યું નહિ. ત્યારે તે મામલો શો છે એ જોવા માટે ધીમે ધીમે ગાડીની નજીકમાં જઇ પહોંચ્યો. તેણે ઘણીજ સાવધાનીથી ગાડીમાં ડોકીયું કરીને જોયું કે, હા કિસ્મત! આ શું! ગાડીની અંદર મનુષ્યનું નામોનિશાન પણ નથી! તે મનમાંને મનમાંજ બોલ્યો કે:—"છેવટે દાદા ભાસ્કરને પણ ગધેડો બનાવ્યો? મારી આંખમાં ધૂળ નાખી? અવશ્ય એ ગાડીના એક દરવાજામાંથી ચઢીને, ગમે ત્યારે બીજા દરવાજામાંથી ઉતરી ગયો છે! આવો અજાયબી ભરેલો બનાવ આ પહેલાં મેં મારી આખી જિન્દગીમાં પણ જોયો નથી."

ઘણીવાર સુધી દાદા ભાસ્કર બુદ્ધિશૂન્ય થઇને ત્યાં ઉભો રહ્યો. પછી ત્યાં ઉભા રહેવાનું અયોગ્ય ધારીને તે ધીમે ધીમે ઘર તરફ પાછો ફર્યો. તેણે વિચાર્યું કે:—"આ કામ જરૂર ફેસમજીનુંજ હોવું જોઇએ."



ઘેર આવીને જોયું તો રતનબાઇ પાછી આવેલી નજરે પડી નહિ. ત્યારે તેણે વિચાર્યું કે, રતનબાઇ તેના હાથમાંથી છટકી ગઈ

છે, તે છેક કિંકર્તવ્યવિમૂઢ બની ગયો. તેણે ધાર્યું કેઃ—" હોરમસજી જે જાતનો પુરૂષ છે, તે પરથી પણ તે રતનબાઇને ન્હસાડીને લઇ જાય, એવું અનુમાન કરી શકાય છે. પણ રતનબાઇ કાંઈ સાવ બાળક નથી. ગમે તેમ હો, કાલે એની ખાસ તપાસ કરવી જોઇશે. હવે શાન્ત થઇ બેસી રહેવાથી ચાલી શકશે નહિ.

## પ્રકરણ ૧૧ મું

### કૃષ્ણજી બલવન્ત કીર્ત્તિકર

બીજે દિવસે સવારમાંજ પોલિસ ઑફિસમાંથી દાદા ભાસ્કરનું નામ પોકારાયું. તે સત્વર પોશાક પહેરીને પોલિસ-ઑફિસ તરફ રવાના થયો.

તેના ઑફિસમાં દાખલ થયા પછી તેના જેવાજ એક ઇન્સ્પેક્ટરે કહ્યું કેઃ—" દાદા! સુપરિન્ટેડેન્ડ તમને શોધી રહ્યા છે. જાઓ સત્વર તેમની પાસે જાઓ."

દાદા ભાસ્કરે ઉતાવળા પગલે સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફિસના ઓરડામાં પ્રવેશ કર્યો. તે ઓરડાના એક મોટા ટેબલની પાસે એક અર્ધપકવ કેશવાળો મરાઠો બેઠો હતો. તેના સોનાની ફ્રેમવાળાં ચશ્માની અંદરથી તેની બન્ને આંખો તારાની પેઠે ચળકી રહી હતી. એજ પ્રખ્યાત ડિટેકટીવ સુપ્રિન્ટેન્ડેન્ટ કૃષ્ણજી બલવન્ત કીર્ત્તિકર હતો.

દાદા ભાસ્કરે તેને અદબ સાથે સલામ કરીને કહ્યું કેઃ—" સાહેબ! સેવકને શામાટે બોલાવ્યો છે?"

કૃષ્ણજી બલવન્ત કીર્તિકરે કહ્યું:—બૅન્કની ચોરીના કેસની ક્યાં સુધી તપાસ ચલાવી છે? આજેજ તેનો રિપોર્ટ મળવો જોઇએ. આપણા દોષથી બિચારો આરોપી દુઃખી થવો ન જોઇએ."

દાદા ભાસ્કરે માથું ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું:—"હજી માસ્ટર—માસ્ટર"

કીર્ત્તિકરે ગંભીર સ્વરથી કહ્યું:—"હું ધારૂં છું, કે હજી સુધી તમે કાંઇ પણ કર્યું નથી, ફક્ત એક જાતનો ગોટાળોજ કરી નાખ્યો છે"

દાદા ભાસ્કરે વિનીત સ્વરથી અત્યંત સંકોચસહિત કહ્યું કે:—"માસ્ટર, અમારો એ બાબતમાં આપ ધારો છો, તેટલો દોષ નથી. અમો તન મનથી મહેનત કરીએ છીએ. આ મામલાનો ઢંગ—ધડો જ નથી. અત્યાર સુધીમાં મેં ઘણી કોશિશ કરી છે."

કીર્ત્તિકર ચીડાઇને બોલ્યો:—"તમે એક મોટા ગધેડા છો. કેમ? આ મામલાનું મુખ્ય સૂત્ર તો તમે પહેલે દિવસે જ જોયું હતું. જો બુદ્ધ હોત તો આટલા દિવસમાં તો અપરાધીને ક્યારનોય પકડી શક્યા હોત. ઘણી જ શર્મની વાત છે કે તમે હજી સુધી કશું પણ કર્યું નથી."

દાદા ભાસ્કરે ડરતાં પુછ્યું:—"કયું સૂત્ર આપ કહો છો?"

કીર્ત્તિકર ચીડાઇને બોલી ઊઠયો:—"કેમ? હોરમસજીની ચાવીથી અથવા રુસ્તમજીની ચાવીથી તિજોરી ખોલવામાં આવી હતી, તે જો તમે ધાર્યું હોત તો સહજમાં જ જાણી શકત."

દાદા ભાસ્કરે પૂછ્યું:—"કેવી રીતે જાણી શકત?"

કીર્તિકરે કહ્યું:—"યાદ છે કે, તિજોરીની કળપર રંગના એક લીટાનો દાગ જોયો હતો?"

દાદા ભાસ્કરે માથું નમાવીને કહ્યું:—"હા."

"જે ચાવીથી તિજોરી ખોલવામાં આવી હતી, તેના મુખપર અવશ્ય થોડો ઘણો રંગ ચોંટવાનો સંભવ હતો. તે વખતે જ તમારે બેઉ ચાવી તપાસી જોવાની જરૂર હતી. તમારી પેઠે આમ ચીપી ચાપીને તપાસ કરવાથી મામલાનો ભેદ પકડવાની વાત તો દૂર રહી, પણ તેનો કશો પત્તો પણ મળી શકશે નહિ." કીર્તિકરે ઠપકો આપતાં કહ્યું.

દાદા ભાસ્કરે કહ્યું:—"હા, હવે સમજ્યો. પહેલેથીજ બન્ને ચાવીઓ તપાસી જોવાની ખાસ જરૂર હતી. મારી ગફલતને લીધે જ આ બધો ગોટાળો થઇ ગયો છે."

દાદા ભાસ્કરે કહ્યું:—"આપે પણ ત્યારે તો આ કેસની તપાસ કરી હોય એમ જણાય છે."

કીર્તિકરે કહ્યું:—"હા, થોડી ઘણી તપાસ કરી છે, પરંતુ એનો બાર તો તમારાપર જ રહેલો છે. તે ગમે તેમ હો, પણ તમે જે કાંઇ બાતમી મેળવી હોય, તે મને જણાવો."

દાદા ભાસ્કરે જે જે કર્યું હતું, તે બધું કહી દીધું. કેવળ રતનબાઇએ તેની આંખમાં કેવી રીતે ધૂળ નાખી હતી, તે વાત તિરસ્કારના ભયથી તે કહેવાનું સાહસ કરી શકયો નહિ.

કીર્તિકરે કહ્યું:—"દાદા ભાસ્કર, તમે એક વાત ભૂલી જાઓ છો. તમે તે ખાલી ગાડીની પાછળ પાછળ કયાં સુધી ગયા હતા?"

દાદા ભાસ્કરે અજાયબીથી કીર્તિકરના મુખ તરફ જોઇને વિસ્મયસહિત કહ્યું કે:—"માસ્ટર, આપ એ વાતને પણ જાણો છો?"

કીર્તિકરે મૃદુ હાસ્ય કરીને કહ્યું:—"હુ બધી ખબર રાખું છું. મારી પાસે કોઇ પણ વાતને છૂપાવવાની કોશિશ કરશો નહિ."

દાદા ભાસ્કરે કહ્યું:—"ઓહ! હવે હુ સમજી ગયો છું કે, આપજ તે મોટા પારસી હતા, પણ એટલા બધા મોટા આપ શી

રીતે થઇ શક્યા હતા ? આપને હું પણ ઓળખી શક્યો નહોતો.”

કીર્ત્તિકરે કહ્યું:—“હજીસુધી ગુપ્તવેશ કોને કહે છે, તે તમો જાણી શક્યા નથી. આંખ અને હોઠના હાવભાવ બદલ્યા સિવાય કોઇ-નાથી ગુપ્તવેશ ધારી શકાતો નથી.”

દાદા ભાસ્કરે કહ્યું:—“ત્યારે તો રતનબાઇએ આપને બધું કહી દીધું હશે.”

કીર્ત્તિકરે કહ્યું:—“હા.”

“ત્યારે આપ જાણો છો કે, તે અત્યારે ક્યાં છે ?” દાદા ભાસ્કરે પૂછ્યું.

“હા, જાણું છું. તે હજી પણ મારા હાથમાંજ છે, મારી સલાહ મૂજબ કામ કરે છે.

“ત્યારે હવે મારે શું કામ કરવાનું છે ?”

“ઘણાં કામો કરવાનાં છે. ગભરાશો નહિ.

“આપ શું ત્યારે ચોર કોણ છે, તે જાણી શક્યા છો ?”

“ના, હજી એ બાબતમાં કાંઇ નક્કી કહી શકતો નહિ. તેમ છતાં પણ એટલું કહી શકું છું કે, હોરમસજી અથવા રૂસ્તમજી બેમાંથી કોઇએ પણ ચોરી કરી નથી. જૂઓ, આમ આવો.”

દાદા ભાસ્કર નજીકમાં જઇ ઉભો રહ્યો. કીર્ત્તિકર તેની સ્હામો એક મોટો ફોટોગ્રાફ રાખીને બોલ્યો કે:—“આ ફોટોગ્રાફ કોનો છે, ઓળખી શકો છો ?”

“હા, આ તિજોરીના કળનો ફોટોગ્રાફ હોય એમ જણાય છે.” દાદા ભાસ્કરે કહ્યું.

“આ તેજ દાગ છે, કળવાળી જગાપરથી તે નીચેની તરફ ગયો છે; બરાબર જૂઓ એ જમણી બાજૂએ ગયેલો છે.” કીર્ત્તિકરે કહ્યું.

"તે હવે સ્પષ્ટ જોઇ શકાય છે."

"તમે સ્વાભાવિકજ ધારી લીધું હતું કે, જે માણસે રૂપિયા લીધા છે, તેણેજ તિજોરી ઉઘાડતી વેળાયે એ દાગ બેસાડયો છે. સારી વાત છે, મેં આ એક તાળાંને બરાબર તેવાજ લીલા રંગનું કર્યું છે. આ ચાવી પણ તૈયાર છે. જૂઓ જોઇએ કે, દાગ પડે છે કે નહિ વારૂ ?" કહીને કીર્ત્તિકરે પેટીમાંથી એક લીલા રંગનું તાળું બહાર કાઢયું.

દાદા ભાસ્કરે ચાવી વડે તે તાળા પર દાગ પડવાની કોશિશ કરી કહ્યું:—"આ રંગ ઘણોજ મજબૂત છે, સહજમાં દાગ પડે તેમ જણાતું નથી."

"તે તાળાનો રંગ તેનાથી પણ પાકો હતો, તેથી ચોરના કંપતા હાથથી ચાવી સરી જવા છતાં પણ એવો દાગ પડી શકે તેવો કશો સંભવજ નહોતો." કીર્ત્તિકરે કહ્યું.

"હવે સમજી ગયો છું. આ દાગ થતાં જરૂર ખૂબ જોર પડયું હોય, તેમ જણાય છે. તેમ છતાં દાગ શી રીતે પડયો છે, એ વિષયમાં આપનું શું અનુમાન છે વારૂ ?" ભાસ્કરે પૂછ્યું.

"હું પણ એજ પૂછું છું કે, તમારો એ બાબતમાં શો અભિપ્રાય છે ?"

"મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી."

"હા, ખૂબ જોર લાગ્યા સિવાય એવો દાગ પડવાનો સંભવ નથી."

"માસ્ટર સાહેબ ! આપની વાત સાંભળીને મારા મસ્તકમાં ચકરી આવે છે. મારાથી કશું પણ સમજી શકાતું નથી." દાદા ભાસ્કરે કહ્યું.

"ત્યારે જૂઓ."



# પ્રકરણ ૧૨ મું

## મુક્તિનો ઇલાજ

કીર્ત્તિકર ઉઠીને ઉભો થયો. દરવાજાના કડામાં તે લીલા રંગનું તાળું લગાડીને તેણે દાદા ભાસ્કરને કહ્યું:—"આ દરવાજાની પાસે આવો. ધારો કે હું આ દરવાજાને આ ચાવી વડે ઉઘાડવા માગું છું, હવે તમે મને કોઇ પણ રીતે દરવાજો ઉઘાડવા દેશો નહિ. હું આ ચાવી લગાડવાને તૈયાર થયો છું, તમે હવે શું કરશો ?"

દાદા ભાસ્કરે કહ્યું:—"હું આપનો હાથ ખેંચીને મારા તરફ આપને ખેંચી લઇશ."

કીર્તિકરે કહ્યું:—"ઠીક છે. હું આ ચાવી લગાડું છું, તમે મારો હાથ પકડીને મને અટકાવો."

કીર્ત્તિકર ચાવી લગાડવાને તૈયાર થયો. દાદા ભાસ્કર હાથ પકડીને જોરપૂર્વક ખેંચવા લાગ્યો; કે તરતજ તે તાળાપર એક દાગ પડી ગયો. જેવો દાગ પડયો કે તરતજ દાદા ભાસ્કર એક મોટો કૂદકો મારી દૂર ખસી ગયો, જાણે તેના હાથમાં સ્વર્ગ આવી ગયું.

કીર્ત્તિકરે કહ્યું:—"જૂઓ જોઇએ, કે તિજોરી પર બરાબર આવીજ જાતનો દાગ પડયો હતો કે નહિ વારૂ ?"

દાદા ભાસ્કરે ઉત્સાહસહિત કહ્યું:—"હા, બરાબર આવોજ દાગ પડયો હતો."

"હવે કાંઈ સમજાયું કે ?"

"હવે તો ગધેડો પણ સમજી શકે."

"શું સમજ્યા ?"

"સ્પષ્ટ સમજી શક્યો છું. ચોરી કરતી વેળાયે બે જણ હાજર હતા. એક જણ તાળું ખોલવાની કોશિશ કરતો હતો અને બીજો જણ તેને તેમ કરતો અટકાવતો હતો. આ પરથી મેં જેમ ધાર્યું હતું, તેમજ થયું હોય તેમ જણાય છે. રૂસ્તમજીએ ચોરી કરી નથી. રૂસ્તમજી મરજીમાં આવે ત્યારે ગમે તે વખતે તિજોરી ખોલી શકે તેમ હતો, એથી તે બીજા માણસને લઇને શા માટે ચોરી કરવા આવે ? તે અટકાવી શકે ખરો, પણ એમ શી રીતે બની શકે ?"

"સંસારમાં સઘળું બની શકે છે. ધારો કે કદાચ તેનો દોસ્ત ફ્રરામજી ચોરી કરવા ગયો હોય અને તેણે તેને તેમ કરતો અટકાવ્યો હોય, તો તેમાં શી અજાયબી છે ?"

"હા, તેમ પણ બની શકે છે. ત્યારે શું આપ ફ્રરામજીનેજ ચોર ધારો છો ?" ભાસ્કરે પૂછ્યું.

"હું હજી બરાબર નિશ્ચય કરી કહી શકતો નથી, હમણાં મારાથી બરાબર કહી શકાય તેમ પણ નથી"

"પરંતુ રૂસ્તમજી અને હોરમસજી સિવાય બીજું કોઈ પણ એ ગુપ્ત વાતને જાણતું નહોતું. તેથી જો રૂસ્તમજીએ રૂપિયા નહિ લીધા હોય, તો હોરમસજીએ તો અવશ્ય લીધાજ હશે."

"જે કારણથી રૂસ્તમજીપર શંકા લાવી શકાય તેમ નથી, તેજ કારણથી હોરમસજી પર પણ કાંઈ શક લાવી શકાય તેમ નથી. તે જ્યારે ઇચ્છામાં આવે ત્યારે તિજોરી ખોલી શકે તેમ હતો. આટલી બધી છુપી રીતે ઉઘાડવાની તેને શી જરૂર પડે ? તેના રૂપિયા તે લે, તો તેને કોણ અટકાવી શકે તેમ હતું ?" કીર્તિકરે પૂછ્યું,

"એ પણ બરાબર છે. ત્યારે કોણે ચોરી કરી હશે ?"

"આથી સાબીત થાય છે કે, કોઇ ત્રીજી વ્યક્તિએજ ચોરી કરી છે. અને ઘરની અંદરની સીડી પરથી તિજોરી વાળા ઓરડામાં આવી શકાય છે, એથી એ સીડી દ્વારા પણ ચોર આવી શકે તેમ છે. હવે એ ચોરને પકડી પાડવો એજ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે."

"આપ શું એવું અનુમાન કરો છો ?"

"હા."

"કેવી ગજબની વાત! ત્યારે શું આપ એમ ધારો છો કે હોરમસજીની કન્યા અથવા સ્ત્રીએ રૂપિયા લીધા છે ?" દાદા ભાસ્કરે અજાયબીની સાથે પૂછ્યું.

"હું હમણાં કાંઇ પણ ધારી શકતો નથી. તપાસમાં રહો, હું પણ છું. જલ્દી ચોર પકડાઇ જશે."

"મને શું કરવાનું કહો છો ?"

"પછી કહી દઇશ. હમણાં તમારો રિપોર્ટ કમિશનર સાહેબની પાસે તમે પોતેજ લઈ જાઓ. જો તેઓ કાંઈ પૂછે, તો તમે બધું સમજાવી દેજો. નિરપરાધી માણસને જેલમાં ગોંધી રાખવો વ્યાજબી નથી." કૃષ્ણ બલવન્ત કીર્ત્તિકરે કહ્યું.

"હું હમણાંજ જાઉં છું."

"કમિશનર સાહેબ એકદમ રૂસ્તમજીને છોડશે નહિ. હું ધારૂં છું કે, પાંચ હજાર રૂપિયાનો જામીન માગશે. જો તેમ થાય તો તમે હોરમસજીને રૂસ્તમજીનો જામીન થવાનું કહેજો. જૂઓ તો ખરા કે તે શું કહે છે." કીર્ત્તિકરે રૂસ્તમજીપર દયા લાવી કહ્યું.

"તે જામીન થવાને જરૂર કબૂલ થશે નહિ." દાદા ભાસ્કરે પોતાનો વિચાર દર્શાવ્યો.

"મને ખાતરી છે કે, થશે."

"માસ્ટર સાહેબ, આપના કરતાં વધારે વિચારશીલ બીજું કોણ છે?" દાદા ભાસ્કરે કહ્યું.

દાદા ભાસ્કરે બધી હકીકત રિપોર્ટમાં લખીને પોતે કમિશનર સાહેબની મુલાકાત કરી. તેણે બધી બીના સાંભળીને વિચાર્યું કે, ખરેખર આવી હાલતમાં રૂસ્તમજીએ ચોરી કરી હોય, એમ માની શકાતું નથી. તેમ છતાં પણ તેની વિરૂદ્ધમાં પ્રમાણો પણ ઘણાં મળ્યાં છે. પરંતુ જ્યારે સંદેહ છે, ત્યારે હવે તેને હાજતમાં રાખવો ઉચિત નથી.

કીર્તિકરે જેમ ધાર્યું હતું, તેમજ થયું. કમિશનર સાહેબે પાંચ હજાર રૂપિયાના જામીનપર તેને છોડી દેવાનો હુકમ ફરમાવી દીધો. હુકમ સાંભળીને દાદા ભાસ્કર ચિંતાતુર મનથી હોરમસજીના ઘર તરફ ચાલતો થયો.

## પ્રકરણ ૧૩ મું

## રાજાબાઇ

દાદા ભાસ્કરને લેશ માત્ર પણ વિશ્વાસ નહોતો કે, હોરમસજી, રૂસ્તમજીનો જામીન થશે, તેમ છતાં પણ સરદારના હુકમથી તે તેની સાથે મુલાકાત કરવા માટે ગયો. બૅન્કમાં આવીને જોયું, તો હોરમસજી ત્યાં દેખાયો નહિ, દાદા ભાસ્કરને આવતો જોઇને ફરામજીએ એકદમ તેની સાથે સ્નેહસહિત સંભાષણ કર્યું. દાદા ભાસ્કરે પૂછ્યું કે:—"હોરમસજી શેઠ કયાં છે?"

ફરામજીએ જવાબ આપ્યો:—"તેઓ હજી સુધી ઓફિસમાં

આવ્યા નથી. ઉપરના પોતાના બેઠકખાનામાં બેઠા છે. કોઇ આવે તો ત્યાં તેમને ખબર કહેવડાવવાની તેમણે આજ્ઞા આપી છે.”

“ત્યારે તેમને ખબર આપો.”

“નવીન કાંઇપણ સમાચાર છે કે? જો હોય તો હું સાંભળી શકીશ કે?”

“અવસ્ય, અમોએ ખબર મેળવી છે કે, રૂસ્તમજીએ રૂપિયા ચોર્યા નથી.” ભાસ્કરે કહ્યું.

ફ્રરામજી આનંદથી ખીલી ઉઠયો. તેણે ધીમેથી કહ્યું:—“મેં તો પ્રથમથી જ તમને કહ્યું હતું.”

દાદા ભાસ્કરે મનમાં જ કહ્યું:—“ભાઇ! તું એકાએક આટલો બધો ખુશી ન થા.”

તેની વાત સાંભળીને બૅન્કના નોકરોએ આવીને દાદાભાસ્કરને ઘેરી લીધો. સહુએ અજાયબ થઇને પૂછ્યું:—“તેઓ શું છૂટી ગયા છે?”

દાદાભાસ્કરે જવાબ આપ્યો:—“ના, હજી સુધી છૂટી શકયા નથી, છૂટવાનો હુકમ થયો છે. પાંચ હજાર રૂપિયાનો જામીન આપીને છૂટવાનો હુકમ થયો છે. એટલા માટે હોરમસજી સાહેબ પાસે આવ્યો છું કે, જો કદાચ તેઓ જામીન થાય.”

ફ્રરામજીએ પૂછ્યું:—“શું તેઓ જામીન થશે ખરા કે?”

“પૂછવાથી જણાઇ આવશે. નહિ તો બીજો કોણ જામીન થશે?” દાદા ભાસ્કરે કહ્યું.

“જામીન ન મળે તો પછી રૂપિયા જમા મૂકવાથી ચાલી શકશે ખરૂં કે?” ફ્રરામજીએ પૂછ્યું.

ત્યારે બૅન્કના સઘળા નોકરો એકી સાથે બોલી ઉઠયા:—

"અમારામાંનું જેનું જે કાંઇ જમા હોય તે સઘળું રૂસ્તમજીને છોડાવવા માટે જમા મૂકવાને અમો તૈયાર છીએ."

ઠીક છે, તમારી વાતનો વિચાર કરવામાં આવશે. હાલ તરત તો મને હોરમસજી સાહેબ પાસે જઇને તેમનો અભિપ્રાય જણાવી દો." દાદાભાસ્કરે કહ્યું.

ઉપર ખબર પહોંચાડવામાં આવી. હોરમસજીએ દાદા ભાસ્કરને ઉપર મોકલવાનું કહ્યું.

દાદા ભાસ્કરે ઓરડામાં પ્રવેશ કર્યો, એટલે હોરમસજીએ તેને બેસવાનું કહ્યું. ત્યાર પછી કહ્યું કે:—" શું વળી પાછી બીજી કાંઇ પણ તપાસ કરવા માટે આવ્યા છો ? '

" ના, તેમ નથી. તેમ છતાં પણ અમોએ પ્રમાણ મેળવ્યું છે કે, રૂસ્તમજીએ આપની ચોરી કરી નથી."

" ત્યારે કોણે ચોરી કરી છે ? "

" તે હજી સુધી કહી શકતો નથી ! "

" ત્યારે તમને કોનાપર શક આવે છે "

" હજી કોઇનાપર પણ નહિ."

" ચોરને પકડવો તો જોઇએજ "

" અવશ્ય પકડાઇ જશે."

" તમોએ ત્યારે રૂસ્તમજીને છોડી દીધો છે કે ? "

" હજી સૂધી છોડયો નથી. એટલા માટેજ હું અત્યારે તમારી પાસે આવ્યો છું." દાદા ભાસ્કરે કહ્યું.

" કેમ ? "

" પાંચ હજાર રૂપિયાના જામીનપર તેને છોડવાનો હુકમ થયો છે. તેનો જામીન થાય, એવો કોઇ પણ માણસ અહીં નથી. આપ

તેના જામીન થશો કે નહિ, એ જાણવા માટે જ હું અત્યારે આપની પાસે આવ્યો છું.”

“હું ?”

“કેમ નહિ ? જ્યારે તેણે આપના રૂપિયાની ચોરી કરી નથી, ત્યારે આપે જામીન થવું એ આપનું મુખ્ય કર્ત્તવ્ય છે.” દાદા ભાસ્કરે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

“કદાપિ નહિ. મને તેનાપર લેશ માત્ર પણ વિશ્વાસ નથી.” હોરમસજીએ કહ્યું

“તેણે ચોરી કરી નથી, તો પણ નહિ ?” દાદા ભાસ્કરે અજાયબીથી પૂછયું.

“તમારી આ ભલામણ અન્યાયભરેલી છે. બીજું કાંઈ પણ કામ છે કે ?” હોરમસજીએ કહ્યું.

“ના” દાદા ભાસ્કર ઉઠીને ઉભો થયો. એ સમયે જોડેનું દ્વાર ઉઘડી ગયું. રાજબાઇ સ્વામીની નજીકમાં આવીને અતિ વ્યાકુલ સ્વરથી કહ્યું:—“તમે જામીન થાઓ.”

હોરમસજીએ ઘણીજ અજાયબીની સાથે પત્નીના મુખ તરફ જોઇને કહ્યું કે:—“કેવું આશ્ચર્ય ? હું જામીન થાઉં ? કદાપિ નહિ. તું આ સર્વ મામલાને જાણે છે કે ?”

રાજબાઇએ કહ્યું:—“હું વારંવાર કહું છું કે, રૂસ્તમજીએ ચોરી કરી નથી. તથાપિ મારી વાતપર વિશ્વાસ આવતો નથી ? તે નિરપરાધી છે. તમે તેના જામીન નહિ થાઓ તો બીજું કોણ થશે ? મારી ખાસ ભલામણ છે કે, તમારે તેના જામીન થવુંજ પડશે.”

“એ વિષયમાં તું કાંઈ પણ સમજી શકે તેમ નથી, જા અહીંથી ચાલી જા.” હોરમસજીએ કહ્યું.

"તમે કબુલ નહિ કરો, ત્યાંસુધી હું જઇશ નહિ, કોઇપણુ રીતે જઇશ નહિ."

"નાહક હેરાન ન કર."

રાજાબાઇએ તરતજ સ્વામીના પગમાં પડી ઘુંટણુમંડીએ બેસી કરુણુ સ્વરથી કહ્યું:

"તમને મેં કદાપિ આવી રીતે કોઈ પણુ કામ કરવાની ભલામણુ કરી નથી. આટલી જિદ પણુ કરી નથી. આજે મારો અનુરોધ પાળો."

હોરમસજી ઉઠીને ઉભો થયો. તેણે કહ્યું:—"છેક હૃદયના ભાનને ભુલી ગઈ? જોતી નથી કે, અહીં બીજો એક માણુસ આવી હાજર છે."

આમ કહીને તેણે રાજાબાઇનો હાથ પકડીને ધકેલી દીધી. રાજાબાઇની બન્ને આંખોમાંથી આંસુની ધારાઓ વહી રહી હતી. હોરમસજી તેનો હાથ પકડીને બીજા ઘરમાં લઇ ગયો.

દાદા ભાસ્કર મનમાંને મનમાં બોલ્યો કે:—"આ ચોરીના સંબંધમાં મારા ગુરુ કીર્ત્તિકર જે જાણુતા નથી, તે આ ભદ્ર મહિલા જાણે છે. એ વાત જો ખોટી હોય, તો દાદા ભાસ્કર ખરેખર એક મોટો ગધેડો છે, બેવકૂફ છે."

* * * *

થોડીવાર પછી હોરમસજી પાછો આવીને બોલ્યો:—"ચાલો સાહેબ, હું જામીન થાઉં છું."

દાદા ભાસ્કર એકાએક હોરમસજીનો વિચાર બદલાયલો જોઇને બહુજ અજાયબ થયો નહિ, કારણુ કે, તેના ગુરુએ આ ભવિષ્યવાણી પ્રથમથીજ કહી દીધી હતી.

તેઓ બન્ને નીચે ઉતરી આવ્યા. ત્યાર પછી ચૂપચાપ ઘરમાંથી બહાર ચાલ્યા ગયા.

બેંકના નોકરો તેમના તરફ અજાયબીની સાથે જોતા ઉભા રહ્યા. એક વૃદ્ધે કહ્યું કેઃ—"હોરમસજી સાહેબ રૂસ્તમજીને બહુજ ચાહે છે. જોતા નથી કે જામીન થવાને પણ તૈયાર થઇ ગયા છે?"

---

## પ્રકરણ ૧૪ મું

---

## મુક્તિ

---

આજે સાત દિવસ થયાં રૂસ્તમજી કેદખાનામાં પૂરાયો હતો. તે પોતાના દુઃખથી મરણ તોલ થઈ પડયો હતો. કોઇની સાથે વાતચીત પણ કરતો નહોતો. બીજા કેટલાક બન્દીવાનો તેના તરફ જોઇ રહેતા હતા, કેટલાક તેની મશ્કરી પણ કરતા હતા. આથી તે શર્મ અને અપમાનનો માર્યો હમેશાં મરણુંનીજ વાટ જોયા કરતો હતો. એ સાત દિવસમાં તો તે જાણે ઘરડો થઈ જવા આવ્યો હતો.

તરેહતરેહવારની ચિંતાઓથી તેનું મન હમેશાં ગભરાયલું રહેતું હતું. કોઇવાર તે વિચારતો હતો કેઃ—"આ અપમાનને શિરપર વ્હોરીને હવે જીવવામાં શો સાર છે? આપઘાત કરી મરવામાં શું નુકશાન છે? હજી સુધી હું શા માટે જીવું છું? કોના માટે જીવું છું? જીવવાની હવે જરૂર પણ શી છે?" વળી કોઈ વેળાયે એવો વિચાર કરતો હતો કેઃ—"ના, આત્મહત્યા કરીને જગતમાં મહાપાપી થઇશ નહિ. દુઃખથી ડરીને મરવું એ તો કાયરનું કામ છે. હું નિરપરાધી

છું. એવું જગતને જાહેર કર્યા પછીજ મરવું હશે તો મારીશ."

વળી પાછો વિચારતો કેઃ—" કોઈ આવીને મારી ખબર પણ લેતું નથી. સઘળા શું મને ભૂલી ગયા? આ દુનિયામાં મારૂં કોઇજ નથી? ફરામજી પણ શું ભૂલી ગયો? તેણે પણ મને છોડાવવાની કાંઈ કોશિશ કરી નહિ? મારા માટે તો મોતજ સારૂં છું. જરબાનુએ પણ ચોક્કસ મને ચોરજ ધારી લીધો છે. તે શું ધારતી હશે? હવે મને આ જેલમાંથી બહાર નીકળવામાં શો લાભ છે? હવે હું શી રીતે લોકોને મ્હોં બતાવીશ?"

કોઈ કોઇ વેળાએ તેના હૃદય-દર્પણપર રતનબાઇની છાયા પણ પડતી હતી. તે ધારતો હતો કે, હાય! તે મને બહુ જ ચાહે છે, તે ભૂલી નથી. તે મારા માટે ઘણું દુઃખ ભોગવે છે! તે અવશ્ય મારો પત્ર મળતાંજ તે ઘર છોડીને ચાલી ગઇ છે! ક્યાં ગઇ છે તે કોણ જાણી શકે તેમ છે? અવશ્ય તે બિચારીએ મારા માટે ઘણુંજ દુઃખ ભોગવ્યું છે!"

આ વખતે કેદખાનાનો દરવાજો ઉઘડવાનો અવાજ સંભળાયો. તેણે ચમકીને દરવાજા તરફ જોયું.

દરવાજો ઉઘડી ગયો. એક જેલરે આવીને તેને કહ્યું કેઃ— "બહાર આવો, સાહેબ બોલાવે છે."

રૂસ્તમજી મનમાં ને મનમાં દુઃખી થતો બોલ્યોઃ—"ભગવાન્! વળી શી આફત આવી પડી? પ્રભુ! મારા મસ્તકપર વજ્રપાત કર. મને બાળીને ખાખ કર. હવે મારાથી આ અપમાન સહી શકાતું નથી"

તે ચૂપચાપ કારારક્ષકની સાથે ચાલ્યો. સાહેબની પાસે આવવાથી સાહેબે કહ્યુંઃ—" તમને જામીનપર છોડવાનો હુકમ થયો છે. આ કાગળપર સહી કરો."

રૂસ્તમજી સાહેબની વાતને બરાબર સમજી શક્યો નહિ. તેણે પત્થરનાં પૂતળાં પેઠે કાગળપર સહી કરી. સાહેબે કહ્યું:—" આ આરોપીને છૂટો કરો. "

કારારક્ષકે તેને પોતાની સાથે આવવાનો ઈશારો કર્યો. તે તેની સાથે સાથે ચાલવા લાગ્યો.

એકાએક તેણે જોયું કે, તે કેદખાનાની બહારની સડકપર આવી ઉભો રહ્યો છે. પાછળથી કેદખાનાનો લોઢાનો દરવાજો મોટા અવાજની સાથે બંધ થયો. તે કેટલીકવાર સુધી સ્તંભિત થઇને ત્યાં ઉભો રહ્યો. પછી ધીમે ધીમે તેને વિચાર શક્તિનો આવિર્ભાવ થયો. તે ત્યારે સમજી ગયો કે, તે કેદખાનામાં છૂટો થયો છે. જામીનપર હમણાં તેને છોડી દેવામાં આવ્યો છે. કોણ તેનો જામીન થયો છે, કેમ તેને એકાએક છોડી દેવામાં આવ્યો છે, ત્યારે શું ખરો ચોર પકડાઈ ગયો છે, આવી આવી ઘણી ચિંતાઓથી તેનું મન ગભરાવા લાગ્યું. તેણે જોયું કે, રસ્તાનાં અનેક માણસો તેના તરફ અજાયબીથી જોઈ રહ્યાં છે, તેથીજ તે ત્યાં ઉભા રહેવાનું અઘટિત ધારીને એકદમ ત્યાંથી ચાલવા માંડયો.

તે કયાં જાય છે, એનો કાંઇપણ નિશ્ચયજ નહોતો. એમને એમ અજાણતામાં ને અજાણતામાંજ તે વેગપૂર્વક ચાલવા માંડયો. એવામાં અચાનક પાછળથી કોઇએ તેની પીઠપર હાથ મૂકયો. તેણે ચમકીને પાછું વાળી જોયું. જોયું કે, મંચેરજી, હોરમસજીની સાળીના પુત્રેજ તેની પીઠપર હાથ મૂક્યો હતો. એની સાથે તેનો સારો સંબંધ બંધાઈ ગયો હતો. એથી એની સાથે મેળાપ થવાથી રૂસ્તમજી પ્રથમ તો શર્માઇ ગયો, પરંતુ એક ઓળખીતા માણસનું મ્હોં જોઇને મનમાં ઘણોજ રાજી થયો.

મંચેરજીએ કહ્યું:–"તમને જોઇને હું કેટલો બધો ખુશી થયો છું, તે કહી શકતો નથી. પોલિસ છેક બેવકૂફ છે, તેથીજ તમને પકડયા હતા, અમો સઘળા જાણતા હતા કે, તમારા હાથથી આવું કામ કદાપિ થઇ શકેજ નહિ."

રૂસ્તમજીએ કહ્યું:—"તમો સર્વ મને નિર્દોષ ધારતા હતા, એથી જ હું ઘણો ખુશી થાઉં છું."

મંચેરજી કહ્યું:–"બધાએ સાંભળ્યું હતું કે, તમને જામીનપર છોડવાનો હુકમ થયો છે. ક્યારે છૂટયા? જો ન છૂટયા હોત તો હું બધો ખર્ચ આપીને તમને જરૂર છોડાવત."

"તમારા સ્નેહને હું ઘણી સારી રીતે જાણું છું." રૂસ્તમજીએ કહ્યું.

મંચેરજીએ કહ્યું—"હવે ક્યાં જવા ધારો છો? મારે ત્યાંજ ચાલો.

"ના, મેં ફ્રામજીને મળીને મારે ઘેર જવાનો વિચાર કર્યો છે. બૅન્કમાં હવે જઇશ નહિ. જો તમે મારૂં એક કામ કરી આપશો, તો મારાપર મોટો ઉપકાર થશે." રૂસ્તમજીએ કહ્યું-

"શું? કહો, હમણાંજ કરીશ."

"ફ્રામજીને મારા સમાચાર પહોંચાડો. તે અત્યારે બૅન્કમાં છે. હમણાંજ રજા લઇને તે ઘેર જાય એમ તેને કહી દેજો. હું ત્યાં તેની વાટ જોઇશ." રૂસ્તમજીએ કહ્યું.

"હું હમણાંજ જાઉં છું, રાત્રે પાછો આવી મળીશ."

આમ કહીને મંચેરજી તરતજ બૅન્ક તરફ રવાના થયો. રૂસ્તમજી ચિંતાતુર મનથી રતનના ઘર તરફ રવાના થયો. તેને જણાવા લાગ્યું કે, જાણે રસ્તાના તમામ માણસો મશ્કરીભરેલી નજરથી તેના તરફ જોઇ રહ્યાં છે.



રતનના ઘર પાસે આવી રૂસ્તમજી ઘરમાં દાખલ થઇ શક્યો નહીં. વેગસહિત તેનું દિલ ડોલવા લાગ્યું. તેને જણાયું કે, કે જાણે ઘરમાં જન-માનવ નથી, આખું ઘર ખાલી પડ્યું છે.

ઘણીવાર સુધી તે મકાનની નજીકમાં ટહેલવા લાગ્યો. છેવટે હૈયામાં હામ ભીડીને કંપતા-થર થરતા પગે તે ઘરમાં દાખલ થયો.

---

## પ્રકરણ ૧૫ મું

## ફરીવાર કેદી

કંપતા હૃદયથી રૂસ્તમજી ઉપર ચઢ્યો, તેણે ઉપર જઇને જોયું કે, આખું મકાન બંધ છે, તાળાં વાસેલાં છે અને મનુષ્ય માત્રનું નામ નિશાન પણ જણાતું નથી. જે ઘર એક દિવસ મોજમજાના ઉંચા અવાજથી હમેશાં ગુંજાયમાન રહેતું હતું, આજે તે નીરવ-શાન્ત અને નિઃસ્તબ્ધ જણાતું હતું. કોઇનો પણ અવાજ સાંભળવામાં આવતો નહોતો.

નોકરોના ઓરડાઓપર પણ તાળાં વાસેલાં હતાં. તેઓ જાણે માલિક વગરનું ઘર જોઇને પોતાના ભાઇબંધ-દોસ્તોને મળવા ગયા હોય, તેમ જણાતું હતું.

રૂસ્તમજીના હૃદયમાં ઘણીજ દારૂણ વેદના થવા લાગી. તેણે તરતજ તે સ્થાનને છોડી દીધું. તે ધીમે ધીમે કાલબાદેવીરોડપર આવેલા પોતાના દિલોજાન દોસ્ત ફરામજીના ઘર તરફ ચાલવા લાગ્યો. થોડીવારમાં તેના ઘરમાં તે દાખલ થયો. તેણે જોયું કે, તે વખતે ફરામજી તેની વાટ જોતોજ બેઠો હતો.

એ બન્ને દોસ્તોની આ મુલાકાતના દેખાવનું અમો બરાબર વર્ણન કરી શકીએ તેમ નથી. બન્નેની આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં.

રુસ્તમજી સહજ સાવધ થઇને બોલ્યો કેઃ—"મારો જામીન કોણ થયો છે, તે તું જાણે છે કે?"

રુસ્તમજીએ જવાબ આપ્યોઃ—"ઘણું કરીને હોરમસજીજ જામીન થયા છે. દાદા ભાસ્કર તેમની પાસે તારા જામીન થવાની ભલામણ કરવા માટે આવ્યો હતો. ત્યાર પછી બન્ને એકી સાથે બહાર ચાલ્યા ગયા હતા."

રૂસ્તમજી કાંઇ પણ બોલ્યો નહિ.

ફરામજીએ કહ્યુંઃ—"હું ધારૂં છું કે, હવે કદાચ તેને પોતાના પાપનો પસ્તાવો થયો હશે?"

"ત્યારે શું તું એમ ધારે છે કે, રૂપિયા તેણેજ લઇને આ ચોરીનો અપરાધી મને ઠરાવ્યો છે?"

"બીજું કોણ લઈ શકે તેમ છે? એ છુપા ઈશારાની વાત પણ બીજા કોના જાણવામાં છે? તું શું ધારે છે! કોઈ પણ વખતે એ વાત તેં બીજા કોઈને પણ કહી હતી ખરી કે?"

"ના, કોઇને પણ કહી નહોતી."

"આમ જો." કહીને ફરામજીએ રૂપિયાની સાથે જે પત્ર આવ્યો હતો, તે રૂસ્તમજીને બતાવ્યો. તેણે કહ્યુંઃ—"આ તો જેણે રૂપિયા લીધા છે, તેનુંજ કામ જણાય છે, નહિ તો આટલા બધા રૂપિયા બીજું કોણ મોકલે વારૂ?"

રૂસ્તમજીએ કહ્યુંઃ—"ભાઈ, મારાથી તો કાંઇ પણ સમજી શકાતું નથી. તે પોતાના રૂપિયાની પોતેજ ચોરી શા માટે કરે? આ રૂપિયા પણ શા માટે મોકલાવે?"

"જરબાનુ મોકલે તો તે માની શકાય તેમ છે." ફરામજીએ એક નવી શંકા રજૂ કરી.

"ના—ના. તે મને ભૂલી ગઇ છે." રૂસ્તમજીએ કહ્યું.

આ પ્રમાણે વાતચીત કરતા બન્ને જણા કેટલીકવાર સુધી ચૂપ-ચાપ બેસી રહ્યા. ત્યાર પછી રૂસ્તમજીએ કહ્યું:–" ગમે તેમ કરીને આ અપવાદને મટાડવો પડશે. હું છેક નિર્દોષ છું, એમ જગતને જણાવવું પડશે. આપણે તનમનથી પોલિસને મદદ કરીશું. તેથી જરૂર ખરો ચોર પકડાઇ જશે."

ફરામજીએ કહ્યું:—" અમો પણ એ બાબતની તપાસ કરીશું. હું એ કામમાં ગુંથાયો છું, મને આશા છે કે એક દિવસને એક દિવસ ખરો ચોર પકડાયા વિના રહેશે નહિ."

ફરામજી આમ કહી બોલતો બંધ થયો. રૂસ્તમજી ક્ષણવાર સુધી ચૂપ રહ્યા પછી એકાએક બોલ્યો:—" હમણાં રતન ક્યાં છે?"

ફરામજીએ જવાબ દીધો:—" હું જાણતો નથી. તમારો પત્ર હું તેને આપી શક્યો નથી. દાદા ભાસ્કરે તે પત્ર તે દિવસેજ મારી પાસેથી ખૂંચવી લીધો હતો. તેણેજ તે પત્ર તેને આપ્યો હતો. તેં તરતજ તેને એ ઘર છોડીને ચાલ્યા જવાનું તે પત્રમાં લખ્યું હતુ, એથી તે તરતજ ઘર છોડીને ચાલી ગઈ હતી."

" ક્યાં ચાલી ગઈ છે?"

" તપાસ કરતાં જણાયું છે કે, તે દાદા ભાસ્કરને ત્યાં પરેલમાં ગઇ હતી."

" હજી સૂધી તે શું ત્યાંજ છે?"

" ના, મેં તપાસ કરી હતી, એ પરથી જણાયું હતુ કે તે ત્યાં નથી, મેં દાદા ભાસ્કરની સ્ત્રીની સાથે મુલાકાત કરી હતી. તેણે કહ્યું હતું કે, કોઇનો પત્ર મળવાથી રાત્રિના નવ વાગ્યાના શુમારે

પુરેલ સ્ટેશનપર તે કોઇને મળવા ગઈ હતી, ત્યાંથી પાછી આવી નથી, ક્યાં ગઇ છે, તે કોઇ જાણતું પણ નથી." ફરામજીએ જવાબ આપ્યો.

"તેને કોઇએ ક્યાંક અટકાવી રાખી હશે." રૂસ્તમજીએ ખરી હકીકત જણાવી.

"હા, એમ પણ માની શકાય તેમ છે. પરંતુ તેને અટકાવી રાખવી એ પણ કાંઇ સહેલું પડયું નથી."

રૂસ્તમજી એ મ્લાન હાસ્ય કરીને કહ્યું:—"હા, તે અટકાવમાં રહી જાય તેવી છોકરી નથી. ગમે તેમ હો, તેની તપાસ કરવાની ખાસ જરૂર છે. તું હમણાંજ એકવાર દાદા ભાસ્કરને મળી આવ, બધી હકીકત તેને જણાવવાથી તે જરૂર તેનો પત્તો મેળવશે."

"હમણાંજ જાઉં છું. પણ હવે તારો મેળાપ ક્યાં થશે વારૂ?" ફરામજીએ પૂછ્યું.

"હું ઘેર જાઉં છું. ત્યાંજ તારા માટે વાટ જોઇશ." રૂસ્તમજીએ જવાબ આપ્યો.

આમ કહી બન્ને જણા ઘરમાંથી બહાર નીકળ્યા, ફરામજી ઉતાવળો ઉતાવળો કૉર્ટ તરફ ચાલ્યો, રૂસ્તમજી કઈ તરફ જવું, એનો નિશ્ચય ન કરી શકવાથી ત્યાંજ થોડીવાર ઉભો રહ્યો.

રૂસ્તમજી એટલામાં ધીમે ધીમે ટહેલી રહ્યો હતો, એવામાં કોઇએ આવીને તેની પીઠપર હાથ મૂક્યો, તેણે ચમકીને પાછું વાળી જોયું. તો એક પોલિસ ઇન્સ્પેક્ટર તેની નજરે પડ્યો.

ઇન્સ્પેક્ટરે કહ્યું:—"તમારા નામે એક વૉરેન્ટ છે. પેસ્તનજીના ખૂનના સંબંધમાં તમને ગિરફતાર કરવામાં આવે છે."

રૂસ્તમજી સ્તંભિત થઇને બોલ્યો:—"પેસ્તનજી! પેસ્તનજીનું ખૂન? કયો પેસ્તનજી? ક્યારે ખુન થયું છે?"

ઇન્સ્પેકટરે ખૂનની વાત ટુંકામાં કહી સંભળાવી. એ સાંભળીને રૂસ્તમજીએ કહ્યું કે:—"કોણ કહે છે કે ગાડીમાં તેમનું એવી રીતે ખૂન થયું છે? તેજ રાત્રે તેની સાથે ગીરગામ પાસે મારો મેળાપ થયો હતો."

ઇન્સ્પેકટરે કહ્યું:—"તમને મારે કહેવાની ફરજ છે કે, તમે હવે જે કાંઇ બોલશો, તે હવેથી તમારીજ વિરૂદ્ધમાં જશે, તમનેજ આફતમાં નાખી દેશે."

"ત્યારે હું કાંઇપણ બોલીશ નહિ." રૂસ્તમજીએ નિરાશ થઇને કહ્યું.

એવામાં કોઇ પાછળથી આવી બોલ્યું કે:—"ચિંતા નહિ રુસ્તમજી, હું તને છોડાવીશ."

રુસ્તમજીએ પાછું વાળીને જોયું કે, એક વૃદ્ધ મરાઠો તેની પાસે આવી ઉભો હતો."

રુસ્તમજીએ કહ્યું:—"પણ આપને તો હું ઓળખતો નથી."

વૃદ્ધે કહ્યું:—"હું તારા પિતાનો ખાસ મિત્ર હતો. એ બધી વાત તને જેલમાં આવી મળીને કહી સંભળાવીશ, એથી તને તરતજ મારી ઓળખાણ થઇ જશે."

"આપ મારા મિત્ર ફરામજીને મારી આ આફતની વાત કહી દેજો. તે આ મકાનમાંજ રહે છે."

"સારૂં, કહી દઇશ." વૃદ્ધે કહ્યું.

ઇન્સ્પેકટર તરતજ એક ગાડી બોલાવી આરોપીને લઇ રવાના થયો.

બાર કલાક થતાં ન થતાંમાં તો બિચારો હતભાગી રૂસ્તમજી ફરીવાર કેદખાનામાં પડયો.

# ( વિભાગ બીજો )

## ( ખૂની કોણ ? )

### પ્રકરણ ૧ લું

### ગુન્હેગાર કોણ ?

બીજે દિવસે બપોરના વખતે કૃષ્ણજી બલવન્ત કીર્તિકરે પોતાની ઑફિસમાં આવીને દાદા ભાસ્કરને બોલાવ્યો. દાદા ભાસ્કર તેની વાટ જોતો હતો, એટલે ખબર મળતાંની સાથેજ તે આવીને કીર્તિકરની પાસે હાજર થયો.

કીર્તિકરે કહ્યું:—"ચોરીના સંબંધમાં બીજી કાંઇપણ બાતમી મળી છે ખરી કે ?"

દાદા ભાસ્કરે કહ્યું:—"હા, ફરામજી કહે છે કે, તેને પોસ્ટમાં કોઇએ પાંચહજાર રૂપિયા મોકલ્યા છે. તે સાથે એક પત્ર લખી મોકલ્યો છે કે, આ રૂપિયા રૂસ્તમજીને છોડાવવા માટે મોકલી આપ્યા છે. પત્ર નનામો છે."

કીર્તિકરે પૂછ્યું:—"એ રૂપિયા કોણે મોકલ્યા છે, એ વિષયમાં કાંઇપણ અનુમાન કરી શકો છો ખરાકે ?"

દાદા ભાસ્કરે કહ્યું:—"કોઇએ મોકલ્યા નથી. ચોરીના રૂપિયા ગમે તે રીતે ખર્ચવા તો જોઇએજ–એને માટે આ બધી દગાની બાજી ખેલવામાં આવે છે."

કીર્તિકરે કહ્યું:—"આ પરથી હું ધારૂં છું કે, તમે હવે તમારા હોરમસજીને છોડીને ફરામજીને પકડો છો."

દાદા ભાસ્કરે કહ્યું:—"જો રૂસ્તમજી અને હોરમસજીએ રૂપિયા ન લીધા હોય, તોપછી ફરામજીએ તો અવશ્ય લીધાજ હોવા જોઇએ. તે રૂસ્તમજીનો ખરો દોસ્ત છે, તેથી તેના જાણવામાં જો તે છૂપી વાત આવી ગઇ, હોય તો તેમાં કાંઈ શંકા જેવું નથી."

કીર્તિકરે પૂછ્યું:—"તમે શું સાંભળ્યું છે કે, રૂસ્તમજી ફરીવાર કેદ થયો છે."

દાદા ભાસ્કરે અજાયબીથી પૂછ્યું:—"કેમ ?"

"એ બધી બાબતની કશી પણ ખબર રાખતા નથી અને છાતી ફુલાવીને જાસૂસી કરવા માગો છો. તમારાથી હજી સુધી કશું પણ થઈ શક્યું નથી. તમારા માટે એ ઘણીજ શર્મની વાત છે."

"હું આ ચોરીના મામલામાંજ ગુંથાઈ ગયો છું, એટલે બીજી બાજુએ મારાથી નજર રાખી શકાઈ નથી, રુસ્તમજીને ફરીવાર શા માટે નજરકેદ કરવામાં આવ્યો છે. ?"

"ખૂનને માટે."

દાદા ભાસ્કરે વિસ્મિત થઇને પૂછ્યું:—"ખૂનને માટે ! કોનું ખૂન ?"

"તમે એકદમ આકાશમાંથી નીચે આવી પડ્યા હો, એમ જણાય છે. પેસ્તનજીનું ખૂન ગાડીમાં થયું છે. અને એટલા માટેજ રૂસ્તમજીને શકપર કેદ કરવામાં આવ્યો છે."

"રૂસ્તમજી એમાં શું જાણે ? એ ખૂન તો સાફ જણાઈ આવે છે કે, ફરામજીએજ કર્યું છે. ફરામજીએ ક્લૉરોફૉર્મ ખરીદ્યું હતું, તેનો રૂમાલ પણ લાશના મ્હોંપરથી મળી આવ્યો હતો. તે ખૂન

થતાં પહેલાં થોડીવારે જ તે સ્થાનની નજીકમાંથી ગાડીમાં બેઠો હતો એ રાત્રેજ તે પોતાના ઘર પાસે ગાડીમાંથી નીચે ઉતર્યો હતો. એનાથી વિશેષ પ્રમાણ શું જોઇએ ?" ભાસ્કરે કહ્યું.

કીર્તિકરે કહ્યું:—"ફરામજી શા માટે પેસ્તનજીનું ખૂન કરે ? જ્યાં લગી એ હેતુ બરાબર પ્રમાણ સહિત જાણવામાં ન આવે, ત્યાં સુધી આરોપીને સજા કરી શકાય નહિ."

દાદા ભાસ્કરે કહ્યું:—"હેતુ ? અવશ્ય તેનો પોતાનો કાંઇક રોષ પેસ્તનજીપર હતો, એનું પ્રમાણ છે કે નહિ, તે તો હું અત્યારે કહી શકતો નથી. તથાપિ દોસ્તને માટે દોસ્ત બધું કરી શકે છે. આ કેસની તપાસણી લાલુભાઈના ઉપર છે; તેણે આ વિષયમાં જરૂર તપાસ કરી હશે."

"તે એક મહાબુદ્ધિમાન પુરુષ છે. તેણે તમારા ફરામજીને કેદ ન કરતાં રૂસ્તમજીને કેદ કર્યો છે. રિપોર્ટ મને બતાવ્યા સિવાય બારોબાર કમિશનર પાસે રજૂ કરીને તેણે તેના નામપર વૉરન્ટ પણ કઢાવી લીધું છે. લાલૂભાઇએ ધાર્યું હશે કે, જ્યારે એ માણસ હાજતમાંથી એક મુકર્દમામાં મુક્ત થયો છે, ત્યારે તેને અવશ્ય પાછો લાવી શકાશે."

દાદા ભાસ્કરે કહ્યું:—"મને તો એમ લાગે છે કે, મારા મિત્ર લાલૂભાઈએ આ કેસમાં તદ્દન ઉલટી જ ધારણા ધારી છે. જો કોઇની વિરૂદ્ધમાં ખૂનનાં પ્રમાણો મળી શકતાં હોય તો, તે ફરામજી જ છે. તેના વિના બીજા કોઇનાપર પણ આરોપ મૂકી શકાય તેમ નથી."

"રૂસ્તમજીની વિરૂદ્ધમાં લાલૂભાઇએ શાં શાં પ્રમાણો મેળવ્યાં છે, તે હમણાં જ તમારા જાણવામાં આવી જશે. મેં તેને રિપોર્ટ લઇને આવવાનું કહ્યું છે. પણ તે વાત પછીથી થશે. હાલ તરત તો મારાપરજ એ ભાર રહેલો છે. માટે તમે પણ મને એમાં બનતી મદદ કરો. હું હોરમસજી ઉપર નજર રાખું છું; માટે હોરમસજી

અથવા તેના ઘરનાં કોઇ પણ માણુસના સંબંધમાં તપાસ રાખવાની કશી પણ જરૂર નથી." કીર્ત્તિકરે કહ્યું.

"ફરામજીના સંબંધમાં શું કરવું ?" દાદા ભાસ્કરે પૂછ્યું.

"ફરામજીની બાબતમાં કાંઇ પણ કરવું પડશે નહિ. ફરામજી, રૂસ્તમજી અને હોરમસજી સિવાય બીજા બે જણા છે, તેને હું ધારૂં છું કે તમે તદ્દન ભૂલીજ ગયા છો." કીર્તિકરે કહ્યું.

"કોણ ?"

કીર્ત્તિકરની આંખો સળગી ઉઠી ! તે રૂક્ષ સ્વરથી બોલ્યોઃ—"કેવી અજાયબી ! તમે આ બુદ્ધિ લઇને જ જાસૂસગીરી કરો છો કે ? તમારા મગજમાં ફક્ત ભૂસું જ ભરાઇ ગયું છે કે શું ?"

"તમારા દ્વારા આ ડિટેકટીવ લાઇનની કાંઇ ઉન્નતિ થાય, એવી મારી આશા નથી."

દાદા ભાસ્કરે કહ્યુંઃ—"આપ મારા ગુરૂદેવ છો ને !"

કીર્ત્તિકરે કહ્યુંઃ—"ગુરૂદેવ શું ગધેડા મટાડીને ઘોડા કરી શકતો હશે ખરો કે ?"

દાદા ભાસ્કરે કહ્યુંઃ—"હા, હવે યાદ આવે આવે છે કે, એ બન્ને જણા બરજોરજી અને મંચેરજી જ છે."

કીર્ત્તિકરે પૂછ્યુંઃ—"એઓજ હમેશાં હોરમસજીને ત્યાં આવ-જાવ કરે છે. એનું કારણ શું છે, તે તમો જાણો છો ખરા કે ?"

"હા, મંચેરજી તેની સાળીનો દીકરો છે અને બરજોરજી તેની સ્ત્રીનો સગો છે, એટલે હમેશાં તેઓ વિના સંકોચે તેને ત્યાં આવ-જાંવ કરે છે." દાદા ભાસ્કરે જવાબ દીધો.

"એ સિવાય બીજું કાંઇ જાણો છો, કે ? તેઓ મુંબઇના વતની નથી." કીર્ત્તિકરે કહ્યું.

"હા, એ જાણું છું. કેટલાક માસ થયાં જ તેઓ અહીં આવ્યા છે." દાદાભાસ્કરે કહ્યું.

"તેઓ કોણ છે, એમનો પૂર્વ ઇતિહાસ શો છે, એ બધું જાણવાની શું આપણને અત્યારે લેશ માત્ર પણ આવશ્યક્તા નથી ?" કીર્ત્તિકરે અજાયબીની સાથે પૂછ્યું.

"ચોક્કસ! એમણે જે પરિચય આપ્યો છે, તે મિથ્યા પણ હોઇ શકે છે." દાદા ભાસ્કરે કહ્યું.

"જૂઠો અને સાચો બેઉ હોઇ શકે છે, માટે એમની બધી બાતમી આપણે મેળવવાની જરૂર છે."

"ત્યારે શું આપ એમ ધારો છો કે, એ લોકોજ રૂપિયા ચોરી ગયા છે ?" દાદા ભાસ્કરે પૂછ્યું.

"હું તમારી પેઠે પહેલેથીજ કાંઇપણ કલ્પના કરી શકતો નથી" કીર્ત્તિકરે કહ્યું.

"મને હવે શું કરવાનું કહો છો ?"

"બરજોરજીને એક નોકરની જરૂર છે, માટે તમેજ તેના નોકર બની જાઓ. ત્યાં જે કાંઈ બને, તે બધું મને હમેશાં જણાવતા રહેજો." કીર્ત્તિકરે નવીન ઉપાય બતાવ્યો.

"કાલેજ નોકર બની જઇશ."

આ સમયે બીજા ડિટેક્ટિવ ઇન્સ્પેકટર વૃદ્ધ લાલુભાઇએ આવીને કીર્ત્તિકર સાહેબને સલામ કરી. કીર્ત્તિકરે કહ્યું;—"આજ લાલુભાઇ સાહેબ છે. હવે ખૂનની હકીકત સાંભળતા જાઓ." દાદા ભાસ્કર ઉઠ્યો હતો. કીર્ત્તિકરે તેને બેસવાનો ઇશારો કર્યો.



# પ્રકરણ ૨ જું

## સંદેહનું કારણ

કીર્ત્તિકરે લાલૂભાઇને બેસવાનો આગ્રહ કર્યો. લાલૂભાઇએ બેસીને સ્હામેના ટેબલપર એક બંડલ મૂક્યું. ત્યારપછી બહુજ સાવચેતીથી ધીમે ધીમે કાગળનું એક પૅકેટ બહાર કાઢીને કીર્ત્તિકર સાહેબની સામે રજૂ કરી દીધું.

કીર્ત્તિકરે કહ્યું કેઃ—"લાલૂભાઈ સાહેબ! તમારા મિત્ર દાદા ભાસ્કર કહે છે કે, તમે રૂસ્તમજીને કેદ કરવામાં ગદ્ધાના જેવું કામ કર્યું છે. ખૂન રૂસ્તમજીએ કર્યું નથી, પરામજીએ કર્યું છે."

લાલૂભાઇએ આંખો ચોળતાં ચોળતાં દાદા ભાસ્કરના સ્હામું જોયું. દાદા ભાસ્કરે શર્માઇને કહ્યુંઃ—"માસ્ટર સાહેબ જૂઠું બોલે છે, મેં ગદ્ધા કહ્યા નથી."

લાલૂભાઇએ માથું ધુણાવતાં ધુણાવતાં કહ્યુંઃ—ગદ્ધા કોણ છે, એ તો આ ચોરીના મામલા પરથીજ સાફ જણાઈ આવ્યું છે. આરોપી ફરીવાર છૂટી જાય, એવું કામ મેં કર્યું નથી. સજ્જડ સાબીતી હાથ કર્યા સિવાય લાલૂભાઈ કદાપિ આરોપીને ગિરફતાર કરતોજ નથી, સમજ્યાને દાદા સાહેબ ?"

કીર્ત્તિકરે હસીને કહ્યુંઃ—"હવે તમારી તે સજ્જડ સાબીતીએ ધીમે ધીમે કહી સંભળાવો જોઇએ."

લાલૂભાઇએ કહ્યુંઃ—"તો મંચેરજીએ એજ રાત્રે રૂસ્તમજીને પેસ્તનજીની સાથે વાતચીત કરતો જોયો હતો. જ્યાં

બેઉ જણાને જોયા હતા, ત્યાંથી તેણે ગાડી ભાડે કરી હતી." ત્રીજું, એ ગાડીમાં રૂસ્તમજી પેસ્તનજીને મૂકી ગયો હતો. આરોપી પણ એ વાતને કબૂલ કરે છે." ચોથું:–ગાડીવાન સોગંદ ખાઇને કહે છે કે, જે વ્યક્તિ બીજી બેભાન વ્યક્તિને ચઢાવી ગઈ હતી, તે પણ ગાડીમાંજ બેઠી હતી."

પાંચમું:—"ગિરગામના નાકાપર એ વ્યક્તિ ઉતરી પડી હતી."

છઠ્ઠું:—"બીજો એક ગાડીવાન કહે છે કે, બરાબર તેજ વખતે એક વ્યક્તિ તેની ગાડી ભાડે કરીને કાલબાદેવી રોડપર ઉતરી પડી હતી. તે જેવી રીતે એ વ્યક્તિનું વર્ણન કરે છે, તે પરથી તે રૂસ્તમજી વિના બીજું કોઇ પણ હોઈ શકે નહિ. તે ઉપરાંત બીજું એ પણ જૂઓ કે, કાલબાદેવી રોડનો પહેરાવાળો કહે છે કે, તેણે જેને જોયો હતો, તે ફરામજી નહોતો. વળી રૂસ્તમજીને તેવા પોશાકમાં જોઇને કહે છે કે, ઘણું કરીને એજ તે પુરૂષ હતો, તેના સિવાય બીજો કોઇ પણ પુરૂષ નહોતો."

સાતમું:—"ફરામજી જે મકાનમાં રહે છે, તે મકાન નીચેનો દૂકાનદાર કહે છે કે, જે દિવસે ખૂન થયું, તેના આગલા દિવસે સંધ્યા સમયે તેણે એક વ્યક્તિને હાથપર એક કોટ લટકાવીને જતી જોઈ હતી. ત્યારે અંધારૂં થઇ ગયું હતું, એથી એ પુરૂષનું મુખ બરાબર જોઈ શકાયું નહોતું. તે રૂસ્તમજીને ઘણી સારી રીતે ઓળખે છે. તેને ખાતરી છે કે, તે પુરૂષ રૂસ્તમજી સિવાય બીજો કોઇ પણ નહોતો."

આઠમું:—"ફરામજીના નોકરે તેના માલિકની સાથે ક્લૉરોફોર્મ લઇને તેને વાતચીત કરતો જોયો છે, એ પરથી જણાઈ આવે છે કે, રૂસ્તમજીને માટેજ ફરામજીએ ક્લૉરોફોર્મ ખરીદ્યું હતું,"

નવમું:—" રૂસ્તમજી અને પેસ્તનજી બન્ને જણા જરબાનુને ચહાતા હતા; બન્ને તેની સાથે લગ્ન કરવા માટે દીવાના બની ગયા હતા, એથી બન્ને જણાંને એક બીજાના ઉપર દારૂણ ઇર્ષા ઉપજી હતી. તે ઉપરાંત રૂસ્તમજીના નોકરે કહ્યું છે કે, એક દિવસ રૂસ્તમજી અને પેસ્તનજીની વચ્ચે રમતરમતમાં ઝગડો થયો હતો, બન્નેની વચ્ચે મારામારી પણ થઇ હતી. પેસ્તનજીના ચાલ્યા જવા પછી રૂસ્તમજીએ કહ્યું હતું કે, " તારૂં લોહી ન રેડું તો મારૂં નામ રૂસ્તમજી નહિ. " આનાથી વિશેષ શા સાબીતી જોઇએ ? એને જો ફાંસીની સજા ન થાય, તો આટલા દિવસ ડિટેક્ટિવ લાઇનમાં કામ કર્યું એ પણ શા કામનું ? "

આમ કહીને વૃદ્ધ લાલૂભાઇએ ગર્વસહિત માથું ધુણાવી સ્હામેના ટેબલપર જોરથી એક મુઠ્ઠીનો આઘાત કર્યો.

કીર્ત્તિકરે આ જોઈ મૃદુતાથી હસીને કહ્યું કે:—" એ તો જાણે ચોક્કસ જ છે. પરંતુ લાલૂભાઈ સાહેબ ! લાશપર જે કોટ પહેરાયલો હતો, તેને શું તમે બરાબર જોયો હતો કે ? "

" ના, જોવાની જરૂર પણ શી હતી ? "

કીર્ત્તિકરે કહ્યું:—" જૂઓ જોઇએ, આ કોટ હાજર છે. આ કોટજ પેસ્તનજીએ પહેર્યો હતો, એની અંદરનો ભાગ જૂઓ. આ કોટના અસ્તરના કાપડતળે કાંઇ સિવડાવેલું હોય, એમ તમોને જણાય છે ખરૂં કે નહિ વારૂ ? "

" હા, તે તો સ્પષ્ટ જણાયછે. " લાલૂભાઇએ જવાબ આપ્યો.

" આ કોટના અસ્તર તળે બે કાગળો સીવી લેવામાં આવ્યા હતા, તે બન્ને કાગળોને કોઈ અસ્તર ફાડીને એકદમ બહાર કાઢી

લઈ ગયું હતું, એ પરથી સાફ સમજી શકાય છે કે, જ્યારે ગાડીની અંદર ખૂન થયું, ત્યારે જ કોઇ કાગળ લઈ ગયું હતું.

દાદા ભાસ્કરે કહ્યું:—" એમાં કાંઈ નવો શક લાવી શકાય તેમ નથી."

કીર્ત્તિકરે કહ્યું:—" હા, તે ઉપરાંત કાગળ કપડાંતળે સીવવામાં આવ્યા હતા, એથી કાગળોનો અમુક ભાગ પણ સીવાઈ ગયો હતો. જેણે એ કાગળો લીધા હતા, તેણે બહુજ ઉતાવળ કરી હોવી જોઇએ અને તેથી કરીને જ કાગળોના ખૂણાનો અમુક ભાગ કપડાં તળે રહી ગયો હોવો જોઇએ. જૂઓ આ બે કકડા રહી ગયા છે.

" મેં કપડું ફાડીને એને બહાર કાઢ્યા છે. જુઓ જોઇએ કે આ કયા કાગળોના ખૂણા છે ?"

લાલૂભાઈ તથા ભાસ્કર દાદાએ બરાબર ધ્યાન આપીને તે બન્ને કકડા તપાસી જોયા. છેવટે લાલૂભાઇએ કહ્યું કે:–" આમાંનો એક કાગળ વિવાહનું સર્ટિફિકેટ છે, એમાં તો શકજ નથી."

દાદા ભાસ્કરે કહ્યું:—" અને બીજા કાગળપર જન્મનું સર્ટિફિકેટ હોય, એમ જણાય છે."

કીર્ત્તિકરે કહ્યું:—" હા, ભાઇ ! જૂદાં જૂદાં સરકારી ફોર્મોપર જૂદા જૂદા માર્કો છે. આ બન્ને ટુકડાઓમાં માર્કોઓનો જે અમુક ભાગ રહી ગયો છે, તેનાપરથી સ્પષ્ટ જાણી શકાય છે કે, એમાંનું એક લગ્નનું અને બીજું જન્મનું સર્ટિફિકેટ હતું. હવે સવાલ એ થાય છે કે, પેસ્તનજીએ આ બન્ને કાગળોને આટલી બધી છુપી રીતે અને આટલી બધી કાળજીથી પોતાના કોટની અંદરના ભાગમાં શા માટે છુપાવી રાખ્યા હતા ?"

લાલૂભાઈએ કહ્યું:—" આ કાગળો જરૂર તેના ખાસ જરૂરના કાગળો હોવા જોઇએ."

" એનાપરથી સમજી શકાય છે કે, જે પુરુષ તેની પાસેથી એ બન્ને કાગળો છીનવી ગયો હતો, તેને પણ એ બન્ને કાગળો ખાસ અગત્યના હોવા જોઇએ. વળી જૂઓ, એ માણસે પેરતનજી પાસેથી એ કાગળો લેવાના ઈરાદાથી જ તેને ક્લૉરોફાૅર્મદ્વારા બેભાન કરેલો હોવો જોઇએ, ઘણું કરીને એ બાબતમાં તેની ખૂન કરવાની ઇચ્છા ન હોય, તો તે પણ માની શકાય તેમ છે. પેસ્તનજી અત્યંત ઉન્મત્ત થઈ ગયો હતો, તેથી જ તે ક્લૉરોફાૅર્મને સહી શક્યો નથી, મરી ગયો છે. ડૉક્ટરે પણ પોસ્ટમૉર્ટમની પરીક્ષા વખતે આમજ કહ્યું હતું."

લાલૂભાઇએ કહ્યું:-" હા."

કીર્તિકરે કહ્યું:—" આ પરથી આ ખૂન કોઇ સ્ત્રીના સ્નેહની ઇર્ષાથી થયું નથી, આ બન્ને સર્ટિફિકેટોને માટે જ થયું છે. એમાં લેશ માત્ર પણ સંદેહ જ નથી."

લાલૂભાઈએ કહ્યું:—" હા, હવે તો એ સ્પષ્ટ સમજી શકાય છે."

## પ્રકરણ ૩ જું

## ફાટેલો કાગળ

લાલૂભાઇ અને દાદાભાસ્કર ઘણીવાર સુધી ચૂપચાપ બેસી રહ્યો. છેવટે દાદાભાસ્કર બોલ્યો કે:—" ત્યારે આપ શું એમ ધારો છો કે, રૂસ્તમજી અથવા ફરામજી એમાંથી કોઇએ પણ ખૂન કર્યું નથી ?"

કીર્તિકરે ચીડાઇને કહ્યું:—" તમે ગદ્ધાની પેઠે વારંવાર શું

પૂછ્યા કરો છો કે, તમે શું ધારો છો ? તમને જવાબ દઈ દઈને હું તો નેસ્ત નાબૂદ થઈ ગયો છું. હુ કાંઇપણ ધારતો નથી. હુ માત્ર એટલુંજ કહુ છું કે, આ ખૂન એ બન્ને સર્ટિફિકેટો માટેજ થયું છે."

દાદાભાસ્કરે કહ્યું:—"હવે હું એ બરાબર સમજી શક્યો છું. તેમ છતાં પણ લાલૂભાઇ સાહેબ શું કહેવા માગે છે, એ જાણવાનીજ ઈચ્છા ધરાવું છું."

લાલૂભાઈએ કહ્યું:—"હા, મેં જે પ્રકારે કેસ તૈયાર કર્યો હતો, તેમાં અત્યારે કાંઇક ગોટાળો થાય એમ જણાય છે ખરૂં. હવે સ્પષ્ટ સમજી શકાય છે કે, એ બન્ને સર્ટિફિકેટ લેવા માટેજ પેસ્તનજીને ક્લોરોફૉર્મ સુંઘાડવામાં આવ્યું હતું."

કીર્તિકરે પૂછ્યું;—"હવે પૂછવાનું એ છે કે, કોણે ક્લોરોફૉર્મ સુંઘાડયું હતું વારૂ ?"

દાદા ભાસ્કરે કહ્યું:—"ચોક્કસ."

કીર્ત્તિકરે કહ્યું:—"ઓહ ! બેવકૂફની પેઠે ફક્ત ચોક્કસ ચોક્કસ શું કહ્યા કરો છો?"

દાદા ભાસ્કરે કહ્યું:—"ના, માસ્ટર સાહેબ! એમ ન કહો."

"હવે એની બરાબર તપાસ કરવી પડશે કે, એ બન્ને સર્ટિફિકેટો વિવાહનાં તથા જન્મનાં હતાં કે નહિ ?" કીર્ત્તિકરે ધમકી આપીને કહ્યું.

લાલૂભાઈ:—"એ ઉપરથીજ જાણી શકાશે કે, એની સાથે રૂસ્તમજીનો કાંઇપણ સંબંધ છે કે નહિ,"

કીર્ત્તિકર:—"બીજા એક વિષયની બાતમી મેળવવાનો ભાર તમારા શિરપર સોંપુ છું. રૂસ્તમજીએ કબૂલ કર્યું છે કે, તે રાત્રે પેસ્તનજીની સાથે ગિરગામના પાસે તેનો મેળાપ થયો હતો."

લાલૂભાઇ:—" હા, વળી તેણે એમ પણ કહ્યું છે કે, તેણે ગાડી બોલાવીને ઉન્મત્ત પેસ્તનજીને તેમાં બેસાડી દીધો હતો. પણ તે તેની સાથે ગાડીમાં ગયો હતો, એમ કબૂલતો નથી. તે કહે છે કે, તેને ગાડીમાં બેસાડીને તરતજ તે ચાલ્યો ગયો હતો. પરંતુ કયાં ગયો હતો ? એ વાતને કોઇ પણ રીતે જાહેર કરતો નથી."

કીર્ત્તિકર:—" અચ્છા, હું તેની સાથે જેલમાં મુલાકાત કરીશ. મને ખબર મળી છે કે. તે રાત્રે તેનો જરબાનુની સાથે એલ્ફિન્સ્ટન સરકલના બગીચામાં મેળાપ થયો હતો. જરબાનુ કહે છે કે, તેની પાસેથી તેના ચાલ્યા જવા પછી એક બાળકે આવીને તેના હાથમાં એક પત્ર આપ્યો હતો. એ વખતે બરજોરજી પણ તેની સાથે આવી ચઢયો હતો. ત્યાર પછી બન્ને જણા જૂદી જૂદી દિશાઓમાં ચાલ્યા ગયા હતા. જરબાનુએ થોડીવાર પછી મંચેરજીને પણ પોતાની પાછળ પાછળ ચાલ્યો આવતો જોયો હતો."

દાદા ભાસ્કરે પૂછ્યું:—" ત્યારે આપ શું ધારો—"

કીર્ત્તિકરે તેને અટકાવીને કહ્યું:—" વળી પાછા એ શું ધારો છો આવીને ઉભું રહ્યું કે ? તમે તો મને હવે છેક ગભરાવી દીધો ! જરા વાર પણ ચૂપ નહિ બેસી શકો ? "

દાદા ભાસ્કરે કહ્યું:—" ના, માસ્ટર; ત્યારે એમાં પણ જરૂર કાંઇક ભેદ સમાયલો છો, "

કીર્ત્તિકરે કહ્યું:—" તમે એમજ ધારો છો કે, તમે જે કેસમાં પડો છો, તેમાંજ બધો ગોટાળો થાય છે. "

લાલૂભાઇએ કહ્યું:—" હા, તેમજ છે. "

દાદા ભાસ્કરે કહ્યું:—" ત્યારે શા માટે કેસ બદલી લેતા નથી ?

તમે આ ચોરીનો કેસ સંભાળો અને ખૂનનો કેસ મને સોંપી દો. એ પરથી સમજી શકાશે કે કોણ કેવો બહાદુર છે !"

કીર્તિકરે કહ્યું:—"ત્યાર પછી જે કાંઇ કહેતો હતો, તે સાંભળો; મેં ગમે તે રીતે જરબાનુની પાસેથી જ સાંભળ્યું હતું. તમો હવે કોઇ પણ પ્રકારે જરબાનુને હેરાન કરશો નહિ."

"અમોએ કયારે આપની વાતને અમાન્ય કરી છે?" દાદા ભાસ્કરે કહ્યું.

"બહુ સારૂં, હું પ્રથમ જ જણાવી ગયો છું કે, તેજ રાત્રે જર-બાનુને એક બાળક પત્ર આપી ગયો હતો. હું એ પત્રની તપાસમાં તેને ઘેર ગયો હતો. ત્યાં ગયા પછી તેણે કાગળ વાંચી ફાડીને કચ-રામાં ફેંકી દીધો હતો, તેમાંથી મને એક ટુકડો મળ્યો છે."

કીર્તિકરે એક પત્રનો અર્ધો ભાગ લાલૂભાઇની સ્હામે મૂકી દીધો તેનો આશય આ પ્રમાણે હતો:—

"રૂસ્તમજી સાહેબ—
ખાસ કારણસર લખું છું, કે સ્ત્રી
મરણ પથારીએ છું. વિશેષ કહેવાનું કે આ
તમારો ઉપકાર થવાની વધારે સં
મને અતિ અભાગિની જાણજો. આપ
આજે બુધવારે અવશ્ય પુરૂષની સાથે
તે તમને સાથે લઇને
નહિ તો બધી વાત."

લાલૂભાઇ પત્રના ટુકડાને ખાસ ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યો. દાદા ભાસ્કરે પણ તે પત્ર જોયો.

કીર્ત્તિકરે કહ્યું:—"શું સમજ્યા ?"

લાલૂભાઇએ જવાબ આપ્યો:—"બરાબર કાંઇપણ સમજી શકાતું નથી.

કીર્ત્તિકરે કહ્યું:—"કેમ ? સ્પષ્ટ જણાઈ આવે છે કે, કોઇ સ્ત્રીએ મરણ પથારીપરથી રૂસ્તમજીને તે રાત્રે આ પત્ર લખ્યો હતો. પત્ર સ્ત્રીના હાથથી લખાયલો છે."

દાદા ભાસ્કરે કહ્યું:—"તે પણ જોયું છે,"

કીર્ત્તિકરે કહ્યું:—"રૂસ્તમજી અવશ્ય તે સ્ત્રીને મળવા માટે ગયો હોવો જોઇએ, એ પરથી તે જે કાંઈ કહે છે, તે સંભવિત છે. તે પેસ્તનજીની સાથે ગાડીમાં ગયો નથી. તેના જેવોજ પોશાક પહેરીને બીજો કોઈપણ માણસ તેની ગાડીપર ચઢી ગયો હોવો જોઇએ."

દાદા ભાસ્કરે કહ્યું:—"ફરામજી."

કીર્ત્તિકરે કહ્યું:—"ઉતાવળા ન થાઓ. આગળથી એકાએક એક અનુમાન કરીને ખોટી ધારણા બાંધી બેસવાથીજ બધો ગોટાળો થાય છે, ગુન્હેગારને પકડીને તેને ઘટતી સજા કરવાની જેમ આપણી ફરજ છે, તેમજ બેગુનાહ જેથી વિનાકારણ માર્યો ન જાય, તે તરફ નજર રાખવી એ તેનાથી પણ વધારે ફરજ છે. લાલૂભાઈ સાહેબ ! આ પત્ર કોણે લખ્યો છે, તેને અત્યારે શોધીને બહાર લાવવાની ખાસ જરૂર છે. માટે એ કામ જલ્દી પૂરૂં કરો.

લાલૂભાઇએ કહ્યું:—"બનતી કોશિશ કરીશ."

કીર્ત્તિકરે કહ્યું:—"બે દિવસ પછી તમે જે કાંઈ કરો, તેની ખબર મને આપજો."

"અવશ્ય આપીશ." લાલૂભાઇએ કહ્યું.

કીર્ત્તિકરે કહ્યું:—"ગભરાઇને એકદમ કોઈ પણ કામ કરશો નહિ."

બન્ને પોલિસ–અમલદારો પોતપોતાનું કાર્ય કરવા માટે રવાના થયા. થોડીવાર પછી કીર્તિકર પણ એક ગુપ્તવેશ ધારણ કરીને બહાર નીકળી પડયો.

## પ્રકરણ ૪ થું

## આ કોણ?

વારંવાર વિપત્તિમાં પડીને રૂસ્તમજી છેક મરણતોલ થઈ પડયો હતો. તરેહતરેહવારની ચિંતાઓથી તે વ્યાકુળ થઈ ગયો હતો. તે મનમાંને મનમાંજ વિચાર કરતો હતો કેઃ–"હવે મારે શું કરવું? આ આફતમાંથી મને કોણ બચાવશે? છેવટે શું વિનાવાંકે ફાંસીના લાકડા–પર લટકવું પડશે?" આવી આવી અનેક ચિંતાઓથી તે દીવાનો બની જવા આવ્યો હતો. તેણે ખાવાપીવાનું તથા સૂવા બેસવાનું પણ છોડી દીધું હતું.

એવામાં એકાએક દરવાજો ઉઘાડવાનો અવાજ સાંભળીને તેણે ચમકીને પાછું વાળી જોયું. તેની નજરે એક વૃદ્ધ મરાઠો પડયો. તેને જોતાંની સાથેજ તે ઓળખી ગયો. જે દિવસે રૂસ્તમજી બીજીવાર પોલિસ મારફત પકડાયો, તે દિવસે એ વૃદ્ધેજ તેને છોડાવવાનું વચન આપ્યું હતું.

વૃદ્ધ તેની નજીકમાં જઇને બોલ્યો કેઃ—"તમે મને ઓળખતા હો, તેમ જણાતું નથી? ન ઓળખી શકો તો તેમાં કાંઈ અચંબા જેવું નથી. ઘણા વખત થયાં આપણો મેળાપ થયો નથી. તમારા

પિતાની સાથે મારી સારી દોસ્તી હતી. તમારી વિપત્તિની વાર્ત્તા સાંભળીને હું નિશ્ચિંત રહી શક્યો નહિ. ચિંતા નહિ, તમે નિર્દોષ છો, તો પછી તમને શો ભય છે બાપુ ?"

વિપત્તિની વેળાએ મિત્રનો લાભ થતાં કોના હૃદયમાં આનંદ ન થાય? રૂસ્તમજીના મનમાં પ્રથમ જરા સંશય પેદા થયો હતો, પરંતુ હવે વૃદ્ધની મીઠી વાતોથી તે સંશય ક્ષણવારમાં મટી ગયો. વૃદ્ધના તરફ તેના મનમાં એક પ્રકારનું ઉંચું માન ઉત્પન્ન થયું,

વૃદ્ધે કહ્યું કે:—"મારૂં નામ કાશીનાથ નાયક છે. હું ધારૂં છું કે, તમને થોડું થોડું મારૂં સ્મરણ અવશ્ય હશે. તમને મેં તમારા છેક બચપણમાં જોયા હતા, ત્યારે તમે બહુજ નાના બાળક હતા."

રૂસ્તમજી ઘણો વિચાર કર્યા પછી બોલ્યો:—"બરાબર સાંભરતું નથી. મને મારી આફતની વેળાએ મને મદદ કરવા આવ્યા છો, એથી મને જે આનંદ થયો છે, તે મારાથી કોઈપણ રીતે કહી શકાય તેમ નથી."

વૃદ્ધ કાશીનાથ નાયકે કહ્યું:—"હવે જો આફતમાંથી છૂટવા માગતા હો, તો મને બધી બીના જણાવી દો, મારી પાસે કાંઇપણ છૂપાવશો નહિ. હું તમને જરાપણ હાનિ થવા દઈશ નહિ. તમારા પિતાના ઉપકારને હજી સુધી હું ભૂલી શક્યો નથી."

"શું કહું! હું આમાનું કશું પણ જાણતોજ નથી." રૂસ્તમજીએ જવાબ આપ્યો.

કાશીનાથે કહ્યું:—"પોલિસે તમારી વિરૂદ્ધમાં અનેક પ્રમાણો મેળવ્યાં છે."

રૂસ્તમજીએ એક ઉંડો નિસાસો નાંખીને કહ્યું:—"તે હું જાણું છું. મને હવે છૂટવાનો એક પણ ઈલાજ જણાતો નથી."

"નિરાશ થશો નહિ. ચોરીના સંબંધમાં પણ તમારી વિરૂદ્ધમાં અનેક પ્રમાણો એકઠાં થયાં હતાં, પરંતુ પોલિસે પાછળથી ધાર્યું હતું કે, તમે ચોરી કરી નથી." કાશીનાથે કહ્યું.

"પણ આ ખૂનના સંબંધમાં મને હવે એવી આશા રહેતી નથી." રૂસ્તમજીએ કહ્યું.

"કેમ? મને બધું ખુલ્લે ખુલ્લું કહી દો, મને આશા છે કે, તમે જરૂર છૂટી જશો"

"શું કહું? મારે કાંઇપણ કહેવા જેવું રહેતું નથી." રૂસ્તમજીએ ગળગળા થઇ કહ્યું.

"તમારી સાથે તે રાત્રે પેસ્તનજીનો મેળાપ થયો હતો કે?" કાશીનાથે પૂછ્યું.

"હા,"

"તમે તેને ગાડીમાં બેસાડી દીધો હતો કે?"

"હા, બેસાડી દીધો હતો."

"ત્યાર પછી તમે તે ગાડીમાં બેઠા હતા કે?"

"ના."

"ત્યારે કોણ બેઠું હતું?"

"એ હું શી રીતે કહી શકું? અગ્નિદેવ જાણે."

"તમે જો ન બેઠા હો તો સારી વાત છે. તમે ક્યાં ગયા હતા, એ સાબીત થવાથીજ તમે મુક્ત થઇ શકશો." કાશીનાથે કહ્યું.

"પરંતુ હું ક્યાં ગયો હતો, તે કહી શકીશ નહિ. આપ શત્રુ હો યા મિત્ર હો, પણ મારો જીવ જતાં સૂધી પણ હું એ વાત કહીશ નહિ, કોઇને પણ કહીશ નહિ." રૂસ્તમજીએ કહ્યું.

"હાથે કરીને ફાંસીના લાકડાપર લટકશો? એ ઘેલાઇ સિવાય બીજું કાંઇ પણ નથી જૂઓ, હું તમારો ખાસ દોસ્ત છું. તમારી

મદદ માટે આવ્યો છું. મારાથી કાંઇપણ છૂપાવશો નહિ. ક્યાં ગયા હતા કહો જોઇએ ?"

"માફ કરો–"

"ના જિન્દગીની અણીના વખતે માફ કરવાનું ન કહો. એ વાતને હું સાંભળીશ પણ નહિ. ક્યાં ગયા હતા, કહો જોઇએ ?" કાશીનાથે અત્યંત આગ્રહ કરીને પૂછ્યું.

"નહિ કહું, કોઇ પણ પ્રકારે નહિજ કહું" રૂસ્તમજીએ આગ્રહ-પૂર્વક કહ્યું.

"તમે શું દીવાના બની ગયા છો ? તમારી બુદ્ધિ શું તદ્દન બગડી ગઇ છે ? તમારા મસ્તકપર ભયાનક આફતનાં નગારાં વાગી રહ્યાં છે, તે શું તમે નથી સમજી શકતા ? તમે છેક બાળક ન થાઓ."

"આપ જે કાંઇ પૂછો છો, તે કહેવાને હું નાઇલાજ છું." રૂસ્તમજીએ દૃઢતાથી કહ્યું.

"સારૂં, હું પોતેજ તપાસ કરીને બહાર નીકળીશ."

"તે સ્ત્રી હવે નથી."

"સ્ત્રી ? તેનું નામ શું છે ?"

રૂસ્તમજીએ અજાણતામાં એકાએક સ્ત્રીની વાત કહી દીધી હતી, તેથી હવે બોલ્યો કેઃ—"મહાશય ! મને માફ કરો. એ બધી વાત હવે પૂછશો નહિ. તમે ગમે તેટલી કોશિશ કરશો તો પણ તે વાત હું કોઇ પણ રીતે તમને કહી શકીશ નહિ." રૂસ્તમજીએ કહ્યું.

કાશીનાથ જાણે સહજ નિરાશ થઇ ગયો. તેણે કહ્યું:–"નહિ કહો તો પછી હું શું કરીશ? મારે પોતાનેજ તપાસ કરીને ખરી હકીકતને બહાર કાઢવી પડશે. હવે હું તમને એક બીજી વાત પૂછવા માગું છું, તે તમે કહેશો ખરા કે ?"

"કહો."

"તમને આ ખૂનના સંબંધમાં કોઇનાપર શક આવે છે કે નહિ વારૂ ?"

"હા, પણ હું, તે કહી શકીશ નહિ."

"તમે જો ન કહોતો પછી તમારા વતી મારેજ લાચારીથી કહેવું પડે છે."

"તે તમે ખુશીથી કહી શકો છો."

"તમારા જૂના શેઠ હોરમસજીએ તે હતભાગી પેસ્તનજીનું ખૂન કર્યું છે." કાશીનાથે કહ્યું.

રૂસ્તમજી કૂદીને ઉભો થયો અને ત્યારપછી બોલ્યો કે:—"તમને આ વાત કોણે કહી ?"

"ઓહ ! આવો ગંભીર મામલો તો મેં મારી આખી જિન્દગીમાં પણ જોયો નથી; તમે પણ એમજ ધારો છો તેથી હું પણ ધારી શકું છું કે, ખરો ખૂની હોરમસજીજ છે. કોણે તે ખૂન કર્યું છે, તે પણ તમે જાણો છો, ફક્ત જરબાનુને માટે જ કહેતા નથી. સ્નેહ ઘણી સુંદર વસ્તુ છે, એમાં તો કાંઈ શક જ નથી. તેમ છતાં પણ સ્નેહને માટે, વિના કારણ પોતાના પ્રાણને પણ ખોઇ બેસવા એ એક જાતની ગાંડાઈ સિવાય બીજું કશું પણ નથી. વળી તે બધું વાર્તાના પુસ્તકમાં જ વધારે શોભી શકે છે."

"હોરમસજીની વિરૂદ્ધમાં કાંઈ પણ પ્રમાણ મળ્યાં નથી." રૂસ્તમજીએ કહ્યું.

કાશીનાથે કહ્યું:—"ઘણાં પ્રમાણો મળ્યાં છે."

"તેઓ શા માટે ખૂન કરે ?" રૂસ્તમજીએ બહુજ અજાયબ થઇને પૂછ્યું.

કાશીનાથે રૂસ્તમજીના કાન પાસે મ્હોં લઇ જઇને ચૂપચાપ કાંઇ કહી દીધું.

રૂસ્તમજી ફરીવાર રૂદીને બોલી ઊઠયો:–" તમને કોણે કહ્યું ?"

## પ્રકરણ ૫ મું

## રૂસ્તમજી ગુંચવણમાં

કાશીનાથે સ્નેહસહિત રૂસ્તમજીનો હાથ પકડીને પોતાની પાસે બેસાડયો અને તેના માથાપર સ્નેહપૂર્વક હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું કેઃ–" શાન્ત થઈને બેસો. ગભરાવ નહિ. તમે નિર્દોષ છો, મેં તમારી રક્ષા કરીશ એવી પ્રતિજ્ઞા કરી છે, એથી તમે કહેશો કે નહિ કહો તો પણ મારા જાણવામાં જે ખરૂં હશે, તે આવ્યા વિના રહેશે નહિ. હું એટલી હિમ્મત ધરાવું છું."

રૂસ્તમજીએ કાંઈ પણ કહ્યું નહિ, તે ચૂપચાપ બેસી રહ્યો.

કાશીનાથે કહ્યું:–" જૂઓ, હું ઘણી વાતો જાણું છું. જો હું તમને કહું કે, હોરમસજી આ ખૂનની બાબતમાં કાંઈ પણ જાણતો જ નથી, તો પછી શું તમે મને કહી શકશો કે, તે રાત્રે તમે કયાં ગયા હતા ?"

રૂસ્તમજીએ કાંઈ પણ જવાબ આપ્યો નહિ. નીચું મ્હોં કરી જમીન તરફ જોતો તે પહેલાંની પેઠે જ ચૂપચાપ બેસી રહ્યો.

" તે જ રાત્રે અલ્ફિન્સ્ટન સરકલના બગીચામાં જરઆનુની સાથે તમારો મેળાપ થયો હતો ખરો કે ?" કાશીનાથે ઉત્સૂકતાથી પૂછ્યું.

" તમને કોણે કહ્યું ?"

" તેણે પોતે જ કહ્યું છે. "

" ત્યારે તમે શું તેની સાથે મુલાકાત કરી હતી ? " રૂસ્તમજીએ અજાયબીથી પૂછ્યું.

" હા, ત્યાર પછી તેની પાસેથી બહાર આવતાં એક બાળકે તમારા હાથમાં એકપત્ર આપ્યો હતો કે ? કોઇ સ્ત્રીએ મરણ પથારીપરથી તે પત્ર તમને લખ્યો હતો કે ? "

" તમને આ બધી વાત કોણે કરી ? "

" તમારા ઘરમાં જ બિછાનાપરથી મને એ પત્રનો કેટલોક ભાગ મળ્યો હતો. "

" પણ મેં તો તે પત્ર ફાડી નાંખ્યો હતો ને ? " રૂસ્તમજીએ પૂછ્યું.

" હા, મને તેનો અમુક ભાગ મળ્યો છે, બાકીનો અર્ધો ભાગ મળ્યો નથી. તમે તે સ્ત્રીની સાથે મુલાકાત કરી હતી કે ? "

રૂસ્તમજી ચૂપ રહ્યો.

કાશીનાથે કહ્યું:—" જુઓ છો ને કે, હું બધી બીના જાણું છું. એટલા માટે મારી પાસે કાંઈ પણ છૂપાવવું ફોકટ છે "

" તેનું નામ શું છે ! "

" તે હું કહીશ નહિ. "

" તે જીવે છે કે મરી ગઇ છે ? "

" ના, તે જીવતી નથી. "

" તેણે તમને શા માટે બોલાવ્યા હતા ? "

" તે હું કહી શકીશ નહિ. "

" ત્યારે તમારા વતી હું જ કહું છું. " આમ કહીને કાશીનાથે રૂસ્તમજીના કાન પાસે મ્હોં લઇ જઇને કાંઇક કહ્યું.

રૂસ્તમજીએ કહ્યું:—" તમે ગમે તેમ અનુમાન ભલેને કરો, પણ તેણે જે કાંઈ કહ્યું હતું, તેમાંનુ કાંઇ પણ હું તમોને કહી શકીશ નહિ. "

" ફાંસીએ લટકશો, તો પણ નહિ કહો ? "

" ના. "

" જરબાનુ ભલામણ કરશે તો પણ નહિ કહો ? "

રૂસ્તમજી ચૂપજ રહ્યો.

વૃદ્ધે કહ્યું:—" તમારી સાથે હોરમસજીનો ઘાડો સંબંધ છે, એથી એ સ્ત્રીએ હોરમસજીના સંબંધમાં કાંઇ પણ વાત કહેવા માટે તમને બોલાવ્યા હતા, ખરૂં કે નહિ વારૂ ? "

" માફ કરો, એ બાબતમાં હું કાંઇ પણ કહી શકીશ નહિ. " રૂસ્તમજીએ કહ્યું.

વૃદ્ધ કાશીનાથે સમજાવી દીધું કે:—" જૂઓ, રૂસ્તમજી, બીજો કોઈ પણ માણસ મારી જગાએ હોત, તો તમારાપર ગુસ્સે ભરાત, પરંતુ હું તમારા પિતાનો બચપણના દોસ્ત હોવાથી તમારાપર ગુસ્સે ભરાઇશ નહિ. શું તમે અત્યારે તમારી ગાંડાઇને જાહેર કરી રહ્યા છો, એ તમે સમજી શકતા નથી ? એ ઉન્મત્તતાનું પરિણામ કેવું ભયંકર આવશે, એ તમે ન જાણતા હો, એમ નથી. "

રૂસ્તમજીની બન્ને આંખો આંસૂથી ઉભરાઇ આવી. તેણે કહ્યું: " મહાશય, ગુસ્સે થશો નહિ. તમને બધી વાત ખોલીને કહેવાનો ઈલાજ હોત તો હું કદાપિ કહ્યા સિવાય રહેત નહિ. પણ હવે મને એ બાબતમાં માફ કરો. "

" ત્યારે એ સ્ત્રી કયાં હતી, એ વાત તમે મને કોઇ પણ રીતે કહેશો નહિ ? સારૂં, હું જ શોધી લઇશ. " એમ કહીને વૃદ્ધ ઉભો

થયો. તેણે ઉઠીને રૂસ્તમજીને કહ્યું કેઃ—" હજી પણ વખત છે. માટે બરાબર વિચારી જૂઓ. વિના કારણ ગાંડાઇ કરીને શા માટે મોતને શિરપર વ્હોરી લો છો ? ફાંસીના લાકડાપર લટકીને તમારા વંશને કેમ કલંક લગાડો છો ? એક તો ચોર તરીકેનો અપવાદ તમારાપર આવી પડયો છે, તેમ છતાં પણ ખૂનીનો અપવાદ ફરીવાર વ્હોરીને તમારા પિતાના મુખને શા માટે કાળું કરો છો ? બરાબર વિચાર કરીને વિચારી જુઓ. બધી વાત મને જણાવશો, તો પછી તમને કશી પણ ઈજા આવશે નહિ. હું ફરી બે ચાર દિવસ પછી તમને આવી મળીશ. "

રૂસ્તમજીએ કાંઈ પણ કહ્યું નહિ. વૃદ્ધ કાશીનાથ નાયક ધીમે ધીમે કેદખાનામાંથી બહાર નીકળી ગયો.

## પ્રકરણ ૬ હું

## અવગુંઠિતા

રાત્રિના લગભગ આઠેક વાગ્યાના શુમારે વૃદ્ધકાશીનાથ નાયક એલ્ફિન્સ્ટન સર્કલના બગીચામાં એક બાંકડાપર બેસી કોઇના આવવાની વાટ જોઇ રહ્યો હતો.

કેટલીકવાર પછી એક બુરખાવાળી મરાઠી રમણી ત્યાં આવી પહોંચી. તેને જોતાંની સાથે જ તે કોઈ મોટા ઘરની દાસી હોય, એમ સહજમાંજ જણાઈ આવતું હતું.

તેને નજીકમાં આવેલી જોઇને નાયકે તેને તે બૅન્ચપર જ બેસવાનો ઇશારો કર્યો. તે ત્યાં બેઠી; તે સ્થળે ઝાડનો પડછાયો પડવાથી

ખાસનો પ્રકાશ પડી શકતો નહોતો. એથી છેક નજીકમાં ગયા સિવાય તેમને બન્નેને સહેલાઇથી જોઈ શકાય તેમ પણ નહોતું.

કાશીનાથે એ રમણીને ઉદ્દેશીને પૂછ્યું કે:–" કેમ, કાંઇ નવી ખબર મળી છે કે ? "

રમણીએ જવાબ આપ્યો:–" નવીન કાંઇ પણ નથી. તેમ છતાં પણ એટલું જાણી શકી છું કે, રાજાબાઈ અને જરબાનુ બન્ને બરજોરજીથી બહુજ ડરે છે. શાકારણથી ડરે છે, એ હું હજીસૂધી પણ બરાબર જાણી શકી નથી."

કાશીનાથે પૂછ્યું:–" બરજોરજી હજીપણ પહેલાંની માફક આવજાવ કરે છે ? "

રમણીએ જવાબ આપ્યો:–" કાલે હોરમસજી કાંઇ કામસર બંદરપર ગયા હતા, એ દરમ્યાન બરજોરજી રાજાબાઇની પાસે લગભગ રાત્રિના એક વાગ્યા સૂધી રહ્યો હતો."

" તેમની બન્નેની વચ્ચે શી વાતચીત થઇ હતી, તે તું જાણે છે કે ? " કાશીનાથે પૂછ્યું,

" ના. "

" મંચેરજી ક્યાં હતો ? "

" તે પણ હતો, જરબાનુની સાથે વાતચીત કરતો હતો." આવનાર બુરખાવાળીએ કહ્યું.

" જરબાનુએ કાંઇ પણ વાતચીત કરી હતી ખરી કે ?" કાશીનાથ નાયકે પૂછ્યું.

" ના, તે એકલી પડતાંની સાથે જ રડવા માંડી હતી. તેના દિલપર કોઇપણ કારણથી જે સખ્ત જખ્મ થયો છે, તે તેને જોતાંજ સ્પષ્ટ જણાઇ આવે છે. હું ધારૂં છું કે, તે જાણે એક વિષમ વેદનાનું

હૃદયમાં પોષણ કરી રહી છે. હવે તેના પર મને રોષ નથી, હું ઘણું દુઃખ ભોગવું છું, એ ખરૂં; પણ તે બિચારી તો મારા કરતાં પણ વધારે દુઃખ ભોગવી રહી છે. મેં નાનપણથી ઘણું દુઃખ વેઠયું છે, હું ઘણું સહન પણ કરી શકું છું, પણ તેણે તો દુઃખનું નામ પણ સાંભળ્યું નથી. તે દુઃખી થાય, એ જોવા પણ હું ઇચ્છતી નથી."

"રૂસ્તમજીના સમાચાર મેળવ્યા છે કે ?"

"મેળવ્યા છે, બધા મેળવ્યા છે."

"એ બાબતમાં તું શું ધારે છે ?"

"તે નિર્દોષ છે, તે શું આપ જાણતા નથી ? તે ચોરી કરી શકે ખરો કે ? તે શું ખૂન કરે ?"

"તે હું જાણું છું, પણ તેની વિરૂદ્ધમાં પ્રમાણો અનેક મળ્યાં છે." કાશીનાથે કહ્યું.

"તે બધાં પ્રમાણો તદ્દન જૂઠાં છે, બનાવટી છે. પ્રમાણ મળવા છતાં પણ હું તેને નિર્દોષ ઠરાવીશ. પણ શું મને તેની સાથે એકવાર પણ મુલાકાત કરવાની તક નહિ મળે ? આપ શું એનો કોઇ પણ એક ઇલાજ નહિ કરી આપો ?"

"એ વાત કહેવા માટે જ આવ્યો છું."

"આપ જેમ કહેશો, તેમ કરીશ."

"પેસ્તનજીની સાથે તેના ખૂનની રાત્રે તેનો મેળાપ થયો હતો, રૂસ્તમજીએ તેને ગાડીમાં ચઢાવી દીધો હતો. પરંતુ તે એ ગાડીમાં બેઠો નહોતો, બીજો એક જણ બેસી ગયો હતો."

"તે કોણ ?"

"તેને જ શોધું છું. તેને મેળવવાથી તો આ બધી ગુંચવણ મટી જાય તેમ છે."

"રૂસ્તમજી શું કહે છે?"

"તેણે જરબાનુની સાથે મુલાકાત કર્યા પછી એક પત્ર મેળવ્યો હતો. કોઇ સ્ત્રીએ મરણ પથારીપરથી તેને પોતાની સાથે મુલાકાત કરવાનો આગ્રહ કર્યો હતો. પેસ્તનજીને ગાડીમાં બેસાડીને તે તેને મળવા માટે ગયો હતો, પરંતુ તે કયાં ગયો હતો, તથા તે સ્ત્રીનું નામ શું હતું, એ વિષયમાં તે કાંઇ પણ કહેવા માગતો નથી." કાશીનાથે જવાબ આપ્યો.

"શું કહ્યું, એક સ્ત્રીએ મરણ પથારીએથી તેને બોલાવી મંગાવ્યો હતો? મને પણ જાણે કોઇએ એવી રીતેજ મળવા બોલાવી હતી, પણ હું ગઇ નહોતી. મને ઠીક જણાયું નહોતું."

"શી રીતે, તને પણ ખબર આપી હતી? કાગળ લખ્યો હતો કે શું વારૂ?" કાશીનાથે પૂછ્યું.

"ના, હવે મને સાંભરી આવે છે, હા, ઠીક થયું છે. જે દિવસે રાત્રે પેસ્તનજીનું ખૂન થયું, તે દિવસે બપોરે તે મારે ઘેર આવ્યો હતો. તેણેજ મને કહ્યું હતું કે, એક સ્ત્રી મોતના મ્હોંમાં આવી પડી છે, તેથી એકદમ તે તેને જોવા માગે છે." રમણીએ કહ્યું.

'તે સ્ત્રી કોણ હતી. એ બાબતમાં તેમણે કાંઇ પણ કહ્યું હતું કે?" કાશીનાથે પૂછ્યું.

"ના, મેં મશ્કરી ધારીને તે વાત તરફ તેટલું ધ્યાન આપ્યું નહોતું—પણ—હા. તેમણે જતાં જતાં કહ્યું હતું કે; મળવાથી તને લાભ થવાનો છે, માટે ચાલ, મારી સાથે ચાલ."

"કયાં જવાનું હતું, એ વિષયમાં કાંઈ પણ કહ્યું હતું કે?" કાશીનાથે અજાયબીથી પૂછ્યું.

"હા, હું ધારૂં છું કે, તેઓ કાંઇક કહી ગયા હતા, પણ મને અત્યારે તે કોઇ પણ રીતે સાંભરતું નથી. ત્યારે મેં તેમની વાત તરફ

જોઇએ તેવું લક્ષ આપ્યું નહોતું, મારૂં મન ગભરાઇ ગયું હતું. તે ઉપરાંત આ સર્વ આપત્તિ વિપત્તિઓથી મને કશું પણ યાદ આવતું નથી."

"રૂસ્તમજી ફાંસીના લાકડા પર લટકવું પડે તો તેમ કરવાને કબૂલ છે, પણ તે એ સ્ત્રીના સંબંધમાં એક અક્ષર પણ ઉચ્ચારતો નથી. એટલા માટે જ મારે તપાસ કરવા માટે બહાર પડવું પડશે. તું બહુ સારી રીતે એ બધી બાબતોનો વિચાર કરી જો." કાશીનાથે કહ્યું.

"અત્યારે કાંઇ પણ સાંભરતું નથી પછી કદાચ સાંભરી શકશે." રમણીએ કહ્યું.

"ખૂબ કોશિશ કર. તે સ્ત્રીને આપણે ખોળી કાઢવી પડશે. ત્યાર પછી હું જે કહી ગયો છું, કે મારી ઇચ્છા તમને બન્નેને રૂસ્તમજી પાસે લઈ જવાની છે, તે પ્રમાણે અવશ્ય લઇ જાઇશ. તને આવી હાલતમાં જોવાથી તથા જરબાનુની ભલામણ કરવાથી, તે જરૂર બધી બીના જણાવી દેશે. કેમ ખરૂં કે નહિ વારૂ?"

"તેમના માટે જ્યારે આટલું કરી શકું છું, ત્યારે આપ કહો છો તેમ પણ કરીશ."

"બધી હકીકત જણાવીને જરબાનુને સમ્મત કરવી પડશે."

"આપ કહેશો તેમ કરીશ."

"તારો સ્નેહજ ખરો સ્નેહ છે. તું ખરેખર દેવીજ છે." કાશીનાથે કહ્યું.

"હું મહાપાપિણી છું. તેમના ચરણની રજ થવાને પણ લાયક નથી."

આમ કહીને તે રમણી બુરખાથી મ્હોં ઢાંકીને તરત જ ત્યાંથી ચાલી ગઇ.

વૃદ્ધ કાશીનાથ નાયક પણ ચિંતાતુર મનથી ધીમે ધીમે બીજી તરફ રવાના થયો.



# પ્રકરણ ૭ મું

## કામની કથા

બીજે દિવસે મોટે મળસકે દાદા ભાસ્કરે કીર્ત્તિકરની સાથે મુલાકાત કરી. અત્યારે જોતાં દાદા ભાસ્કરને, દાદા ભાસ્કર તરીકે ઓળખી શકાતો નહોતો. સાધારણ રીતે પારસી નોકરો જે પોશાકનો ઉપયોગ કરે છે, તેવો જ વેશ તેણે પણ અત્યારે ધારણ કરી લીધો હતો.

તેને જોઇને કીર્ત્તિકર ધીમેથી હસી પડયો. એ જોઇને દાદા ભાસ્કરે કહ્યું કેઃ—" અત્યારે મને દાદા ભાસ્કર તરીકે કોણ ઓળખી શકે તેમ છે ?

કીર્ત્તિકરે હસીને કહ્યું કેઃ—" દાદા ભાસ્કર ! તમે એક સમય અવશ્ય તમારી ઉન્નતિ કરી શકશો. આ ગુપ્તવેશપરથી તો તમારી ઘણી જ બહાદુરી જણાઇ આવે છે. "

" તેમ છતાં પણ ગુરૂદેવ મને ગદ્ધા કહે છે." દાદા ભાસ્કરે કહ્યું.

" હું તે તમને વ્હાલથી કહું છું. નહિ તો મને તમારા કાર્ય તથા કુશળતા પર પૂરતો વિશ્વાસ છે."

" વ્હાલથી ગદ્ધા કહેવો, એ તો આપને જ શોભે."

" હશે, હવે એ વાતને જવા દો અને નવી જે કાંઇ ખબર મેળવી હોય, તે જણાવી દો."

" પણ હવે એ બધી બીના સંભળાવવાનો વખત રહ્યો નથી. તે બચ્ચો હમણાં જ મને શોધતો શોધતો મારી પાસે આવી ચઢશે. હું પછીથી આપને બધી હકીકત કહી સંભળાવીશ."

"તમારાપર તેને કાંઈ શક તો નથી આવ્યો ને?"

"તેમ કરવાને તેને બીજો અવતાર લેવો પડે તેમ છે."

"ત્યારે તેના તરફથીશું બાતમી મેળવી છે,એ તો મને જણાવો." કીર્ત્તિકરે કહ્યું.

"આપે જે ધાર્યું હતું, તેજ"

"શું?"

"બરજોરજી અથવા મંચેરજી રાજાબાઈના સગા નથી." દાદા ભાસ્કરે કહ્યું.

"શા રીતે જાણ્યું?"

"તેમના મોઢેથી જ બધું જાણવામાં આવ્યું છે. ગત કાલે રાત્રે તેમની બન્નેની વચ્ચે ખૂબ ઝગડો થયો હતો. તેના દરવાજા પાસે છુપાઇ રહીને મેં બધું સાંભળી લીધું હતું."

"શા માટે ઝગડો થયો હતો?"

"રૂપિયાની વહેંચણી માટે."

"ત્યાર પછી શું થયું હતું?"

"તેમની બન્નેની તકરારપરથી સાફ જણાઈ આવ્યું હતું કે, મંચેરજી બરજોરજીનો ચેલો છે. તેને બરજોરજી ખેલાવે છે. તેમ તે ખેલે છે. રીતભાત જોતાં એમ પણ જણાઇ આવે છે કે, તેમની બન્નેની વચ્ચે કાંઇક સંબંધ પણ છે." દાદા ભાસ્કરે બધી બીના જણાવી.

કીર્ત્તિકરે થોડીવાર સુધી કાંઇક વિચાર્યું; પછી વિચાર કરીને કહ્યું:—"બરજોરજીએ મંચેરજીને શું કહ્યું, તે તમે સાંભળી શક્યા હતા કે?"

દાદા ભાસ્કરે કહ્યું:—"બરજોરજીએ ગુસ્સાથી મંચેરજીને કહ્યું હતું કે, તને આટલા દિવસપછી માણસ બનાવ્યો, રાજા બાઈની

સાથે મેળવી દીધો, તેમ છતાં પણ તું અત્યારે મારી પાસેથી રૂપિયાનો ભાગ પડાવવાને તૈયાર થયો છે ? આટલી બધી કૃતઘ્નતા! ઠીક છે, હું તને બરાબર સીધો કરી દઉં છું."

કીર્ત્તિકરે પૂછ્યું:—"એથી મંચેરજીએ શું જવાબ આપ્યો હતો વારૂ ?"

દાદા ભાસ્કરે જવાબ આપ્યો:—"તેણે કહ્યું કે તેના બધાં ઘરેણાં મને આપ્યાં છે, પણ ભયનો માર્યો હમણાં રૂપિયા માગી શકતો નથી, આવી સ્થિતિમાં રૂપિયા વિના મારાથી શી રીતે ચાલી શકે ?' ત્યાર પછી બરજોરજીએ કહ્યું કે, આવી બદમાશી કેમ કરે છે ? તેણે જવાબ આપ્યો:—" શા માટે ન કરૂં, રૂપિયા તો મેંજ બધા એકઠા કર્યાં હતા. તમે તેમાં શું કર્યું હતું ? જો આવું કરશો તો હું બધો ભેદ ફોડી નાખીશ." આ વાત સાંભળીને બરજોરજી સહજ નરમ થયો. તે બોલ્યો:—"મંચેરજી! જો આપણા બન્નેની વચ્ચે ઝગડો થશે તો બધી બાજી બગડી જશે. તારી જે હાલત હતી, તેમાંજ પાછો આવી પડીશ. કેટલાક દિવસ ચૂપચાપ કરી બેસી રહે. હોરમસજી બચ્ચાના મોતનો પયગામ મારા હાથમાં છે. આપણને જેટલા રૂપિયા જોઈશે, તેટલા તેની પાસેથી મળી શકશે."

કીર્ત્તિકરે પૂછ્યું:—"જવાબમાં મંચેરજીએ શું કહ્યું હતું. ?"

"તેણે કહ્યું હતું કે, 'હવે મારાથી શી રીતે ચાલી શકશે ?' આથી બરજોરજીએ જવાબ આપ્યો હતો કે:—"તેનો ઇલાજ કરી દઉં છું. ગણેશમલની પાસે ઘરેણાં મૂક્યાં છે. હવે એને વિના કારણ થાપણ રાખી મૂકવાની શી જરૂર છે ? તેને ત્યાંજ વેચી નાખવાથી હમણાં અનેક રોકડા રૂપિયા મળી શકે તેમ છે."

કીર્ત્તિકરે પૂછ્યું:—"ગણેશમલ ?"

"હા, ગણેશમલ ? એ નામને શું મારાથી ભૂલી શકાય તેમ છે ?" દાદા ભાસ્કરે કહ્યું

કીર્તિકરે કહ્યું :—"હં, ત્યાર પછી શું થયું ?"

"મંચેરજી એથી બહુજ રાજી થયો. તેણે કહ્યું:—"ત્યારે આજેજ એને વેચી નાંખવાં પડશે." અત્યારે મારા હાથમાં એક ફૂટી બદામ પણ નથી. બરજોરજીએ કહ્યું:—"સારૂં, એમજ કરીશું. ત્યાર પછી થોડીવારેજ તેઓ બન્ને બહાર ચાલ્યા ગયા હતા."

"આ પરથી તમે શું સમજ્યા ?"

"સમજ્યો કે, બરજોરજી બેટો મહા બદમાશ છે. એ છોકરા મારફત તેણે હોરમસજીનો ઘાણ કાઢી નાખ્યો છે."

"ત્યારે રાજાબાઈએ પોતાનાં ઘરેણાં સુદ્ધાં મંચેરજીને આપી દીધાં છે. ઓહ ! એમાં પણ એક ભયંકર ભેદ સમાયલો જણાય છે." કીર્તિકરે આશ્ચર્યથી કહ્યું.

"પ્રેમને માટે સ્ત્રીઓ બધું કરી શકે છે."

"મંચેરજી રાજાબાઇના કરતાં ઘણીજ નાની ઉમ્મરનો છે."

"છતાં પણ સ્ત્રીઓને માટે બધું સંભવિત છે."

"કદાચ બરજોરજીએ છૂપા ભેદને હોરમસજી પાસે જાહેર કરી દેશે તો ?"

"તો તે પણ માની શકાય તેમ છે, પણ એથી ડરવાનું શા માટે ડરતી હશે વારૂ ?"

દાદા ભાસ્કરે કહ્યું—"એટલા માટેજ."

"હવે એ ચોરી હોરમસજીના ઘરનાં માણસો મારફતજ થઈ છે, એતો બરાબર સમજી શક્યા ને વારૂ ?" કીર્તિકરે દાદા ભાસ્કરને સંબોધીને પૂછ્યું.

"બરાબર સમજી શકયો છું. મંચેરજીને રોજ પૈસાની જરૂર પડે છે. તેથી જો કદાચ તે ઘરેણાં ન પાછાં આપે તો તે સંભવિત અને એટલા માટેજ રાજાબાઇએ છૂપી રીતે તિજોરીમાંથી રૂપિયા લઇ લીધા છે. જરબાનુ એ વાત જાણી જવાથી તેને અટકાવવા ગઈ હોય એમ સાફ માલૂમ પડી આવે છે. ત્યારપછી જે કાંઇ થયું છે, તે તો આપણે બન્ને બહુ સારી રીતે જાણીએ છીએ." ભાસ્કરે કહ્યું.

"બરાબર તેમ તો નથીજ. છતાં પણ એને સંભવિત માની શકાય છે. ગમે તેમ હો, પણ આપણે હવે જેમ બને તેમ જલ્દી એનો પત્તો મેળવવો જોઇશે. તમે બરજોરજી તથા મંચેરજી પર ખાસ નજર રાખજો." કીર્તિકરે કહ્યું.

"એમાં કાંઈ ખામી આવવા નહિ દઉં."

"કાલે ગમે તેમ કરી રજા લઇને મારી ઑફિસમાં આવજો, અને મને જરૂર મળી જજો."

"અવશ્ય આવીશ."

આમ કહી દાદા ભાસ્કર ચાલ્યો ગયો. કીર્તિકર ઘણીવાર સુધી ચિંતાતુર મનથી તે ઓરડામાં ટહેલવા લાગ્યો. ત્યારપછી લાલૂભાઇને બોલાવી લાવવા માટે તેણે એક નોકરને મોકલી આપ્યો.

## પ્રકરણ ૮ મું

### ખૂનના સંબંધમાં

જ્યાં સુધી લાલૂભાઇ ન આવ્યો, ત્યાં સુધી કીર્તિકર ચહલકદમી કરવા લાગ્યો. તે જે ઉંડી ચિંતામાં પડી ગયો હતો, તે તેને

જોતાંજ સહજમાં જણાઈ આવતી હતી. પછી તે એકાએક ટેબલ પર જઈ બેઠો અને ટેબલમાંથી એક કાગળ બહાર ખેંચી લીધો. પછી ઘણીવાર સુધી પાછો કાંઈક વિચાર કર્યો. ત્યારપછી તેણે એક પત્ર લખીને નોકરના હાથમાં આપ્યો તથા તેને જણાવી દીધું કે, હોરમસજીના મકાનની પાછળ જે ગલિ છે, તે ગલિમાં જઈ સીસોટી વગાડવાથી એક સ્ત્રી બહાર આવશે, તે સ્ત્રીને આ પત્ર આપજે. ખૂબ સાવચેતી, અછૂપી રીતે આ પત્ર તેને આપજે અને કોઇપણ માણસ જાણી ન જાય, તેની ખાસ સંભાળ રાખજે."

નોકર સલામ ભરી ચાલ્યો ગયો. થોડીવાર પછી લાલૂભાઇ ત્યાં આવી પહોંચ્યો.

કીર્ત્તિકરે તેને કહ્યું કેઃ—"કેમ, ક્યાં સુધી તપાસ ચલાવી શક્યા છો વારૂ? સાહેબ મને કહે છે કે, આ કેસને હવે ખોળંબે રાખી શકાય તેમ નથી. આવી જાતના મુકર્દમાઓમાંથી તો આરોપી જેમ બને તેમ જલ્દી છૂટી જવો જોઇએ."

વૃદ્ધ લાલૂભાઇએ કહ્યુઃ—"એ તો હું પણ ઘણી સારી રીતે જાણું છુ."

"રૂસ્તમજીએ ખુન કર્યું નથી, માટે તેને કેદખાનામાં ગોંધી મૂકવો વ્યાજબી નથી."

"પેલા છોકરાને મેળવ્યો છે!"

"કયો છોકરો?"

"જે છોકરાએ તે દિવસે રાત્રે રૂસ્તમજીને પત્ર આપ્યો હતો તે."

"તે શું કહે છે?"

"તેને સાથેજ લાવ્યો, છું."

"અહીં બોલાવો."

લાલૂભાઈ જઇને ફાટયાં તૂટયાં કપડાં પહેરેલા તથા ધૂળમાં રગદોળાયલા એક બાળકને લઇ આવ્યો તથા કીર્તિકરની નજીકમાંજ લાવીને તેને ઉભો રાખ્યો.

કીર્તિકરે પૂછ્યું:—"તમે આને શી રીતે મેળવ્યો?"

"એલ્ફિન્સ્ટન સરકલની આસપાસમાં અનેક છોકરા રખડયા કરે છે, તેમનામાં તપાસ કરતાં એ મળી આવ્યો છે." લાલૂભાઈ સાહેબે જવાબ આપ્યો.

"એ શું કહે છે?"

"આપજ સાંભળો."

કીર્તિકરે તેના તરફ મ્હોં ફેરવીને પૂછ્યું:—"તેંજ એક દિવસ રાત્રે એક આબરૂદાર પારસીને એક પત્ર આપ્યો હતો કે?"

"હા"

"તને એ પત્ર કોણે આપ્યો હતો.

"એક સ્ત્રીએ."

"તે કોણ છે?"

"હું તે જાણતો નથી."

"તે પારસી, ભાટિયણ કે મરાઠણમાંની કોણ હતી?"

"મરાઠણ"

"ક્યાંથી તને પત્ર આપ્યો હતો?"

"બગીચાના દરવાજા પરથી."

"શું કહીને પત્ર આપ્યો હતો?"

"પેલો પારસી ચાલ્યો આવે છે, તેને આ પત્ર આપી આવ. લે હું તને આ એક રૂપિયો આપું છું."

"ત્યાર પછી તે ક્યાં ગઇ હતી?"

"મને ખબર નથી."

"જા, અહીંથી ચાલ્યો જા."

કીર્ત્તિકરે હસીને કહ્યું:—"લાલૂભાઈ સાહેબ ! આ છોકરાની તપાસમાં નકામો વખત ન ગાળતાં જો મડદાં દાટવાના ઘાટપર તપાસ કરી હોત, તો પણ કાંઈક કામ કરી શકત."

લાલૂભાઈએ પૂછ્યું:—"શું કામ સરી શકત ?"

"આમ જુઓ," આમ કહીને કીર્ત્તિકરે ટેબલના ખાનામાંના કાગળોમાંથી એક કાગળ બહાર કાઢ્યો અને ત્યાર પછી ફરીવાર કહ્યું કે:—"હું ઘાટપરથી જે દિવસે ખુન થયું, તેના બીજા દિવસના મરણ પત્રકની આ કોપી લઇ આવ્યો છું."

"તે સ્ત્રીને કોણે મારી છે ?"

"તે દિવસે રાત્રેજ તે મારી ગઇ છે."

"આપે શી રીતે જાણ્યું ? તે મરી ગઇ છે, એમ જો મારા જાણવામાં આવ્યું હોત, તો હું જરૂર સ્મશાન ઘાટપર જઇને તેની ખબર કાઢી આવત.

"ગમે તેમ હો, આમ જુઓ, તે દિવસે સાત બરાહ્નાનાં મરણ થયાં છે, એમાંના ત્રણ પુરૂષો છે અને ચાર સ્ત્રીઓ છે. કીર્ત્તિકરે કહ્યું.

"ત્યારે તો તે ચારે સ્ત્રીઓમાંની તે પણ એક ચોક્કસ છે." લાલૂભાઇએ કહ્યું.

"ચોક્કસ—જુઓ, આમાંની બે સ્ત્રીઓ મોટા ઘરની છે અને તે ઘરો મુંબઇમાં નામાંકિત ગણાય છે. એ બન્ને નથી." કીર્ત્તિકરે કહ્યું.

"કેમ ?"

"રૂસ્તમજીએ જે કાગળ મેળવ્યો હતો, તે તો તમે જોયો છે ને" કીર્ત્તિકરે પૂછ્યું.

" જી, હા, એ પત્ર આપની પાસેથી જ જોયો છે. " લાલુ-ભાઇ સાહેબે જવાબ આપ્યો.

" સારૂં, એ પત્ર ઘણા જ ખરાબ કાગળપર લખેલો છે. મોટા માણસોને ત્યાં એવો કાગળ હોવો અસંભવિત છે." કીર્ત્તિકરે એક નવી શંકા રજૂ કરી કહ્યું.

" હા, ખરૂં કહો છો. "

" તે પરથી તે બન્ને સ્ત્રીઓમાંની એક પણ એ કાર્યમાં લિપ્ત થઇ હોય એમ જણાતું નથી. "

" માની શકાય તેમ છે. "

" માની શકાય તેમ નથી, એ ખરૂં છે. ત્યારે હવે બીજી બે સ્ત્રીઓ બાકી રહી. એમાંની એક સધવા છે, એટલે એ પણ હોઇ શકે નહિ. " કીર્ત્તિકરે પોતાની અક્કલનો પરિચય કરાવ્યો.

" કેમ ? "

કીર્ત્તિકરે ભવાં ચઢાવી કહ્યું:—" કેવી અજાયબીની વાત છે! તમે ડિટેક્ટીવગીરી કરીને માથાના વાળ પણ પકાવી દીધા છે, તેમ છતાં પણ મારે તમને આવી નજીવી બાબતો સમજાવવી પડશે ? પતિ જીવતો હોવા છતાં કોઇ સ્ત્રી મરણ પથારી પરથી પોતે એક અજાણ્યા આબરૂદાર માણસને પત્ર લખે ખરી કે ? જો કદાચ લખવો પડે તો તેનો સ્વામી અથવા તેનો કોઇ નજીકનો સગો જ લખી શકે. તેના સિવાય બીજાથી લખી શકાય નહિ. "

" હા, હવે હું સમજી ગયો છું. "

" હવે એક સ્ત્રી બાકી રહી, તે જ આ કાર્યમાં ભાગ લેનારી સ્ત્રી હોવી જોઇએ. કીર્ત્તિકરે કહ્યું.

"એ તો સાર જણાઇ આવે છે, કારણ કે તેણે પોતે પણ પોતાને વાર વનિતા લખી છે."

"એમ હોય, તો તે સારી રીતે માની શકાય તેમ છે. પછીથી તમે બધું જાણી શકશો. એનું ઠેકાણું લખી એ કોણ હતી, એની ખરી હકીકત શી હતી, એ બાબતની બરાબર બાતમી મેળવી લાવો. એ કામનો ભાર હવે હું તમારા પર જ મૂકું છું." કીર્તિકરે કહ્યું.

"હું હમણાં જ રવાના થાઉં છું."

"તમે તે બાબતમાં કયાં સૂધી બાતમી મેળવી શકો છો, એની ખબર મને ઑફિસમાં આવી આપજો."

"બહુ સારૂં." કહી લાલૂભાઇ રવાના થયો. ત્યાર પછી કીર્તિકર સ્નાન આહારાદિ કરવા ગયો.

## પ્રકરણ ૯ મું

## બગીચામાં

બરાબર બપોરના વખતે જરબાનુ પોતાની દાસી સાથે વિક્ટોરિયા ગાર્ડનમાં કોઇને માટે વાટ જોતી બેઠી હતી. બગીચાની એક બાજૂએ પડેલી એક બૅન્ચપર તેઓ બન્ને બેઠી હતી. કોઈ કોઇની સાથે વાતચીત કરતી નહોતી.

થોડીવાર પછી જરબાનુ બોલી કેઃ—"હજી સૂધી તેઓ કેમ નહિ આવ્યા હોય વારૂ?"

દાસીએ કહ્યુંઃ—"તેમણે એક વાગે આવવાનું આપણને લખ્યું છે, પણ હજી એક વાગ્યો નથી."

ફરીવાર બન્ને જણીઓ ચૂપચાપ બેસી રહી. એકાએક દાસી ઉઠી ઉભી થઈને બોલીઃ—"આમ જૂઓ તેઓ આવી પહોંચ્યા છે."

જરબાનુએ એ તરફ નજર કરી જોયું કે, એક વૃદ્ધ મરાઠો તેના તરફ આવી રહ્યો છે. વૃદ્ધ મરાઠાએ નજીકમાં આવીને જરબાનુને કહ્યું કેઃ—"તમારૂં નામ જરબાનુ છે કે? શું તમેજ ધનવાન પારસી બેન્કર હોરમસજીની કન્યા છો?"

જરબાનુએ શરમાઇને સહજ માથું નમાવ્યું. એ જોઇને વૃદ્ધે કહ્યું કે;—"હું રૂસ્તમજીના પિતાનો બચપણનો દોસ્ત છું. મારૂં નામ કાશીનાથ નાયક છે. તેની આફતની વાત સાંભળીને હું તેને તે આફતમાંથી બચાવવા આવ્યો છું. લોકોના મ્હોંએથી સાંભળ્યું છે કે, તમે તેને બહુ જ—"

સહસા જરબાનુના બન્ને ગુલાબી ગાલો અધિક લાલ થઈ ગયા. એ જોઇને કાશીનાથે વાત ફેરવી લઇ કહ્યું કેઃ—"જે દિવસે પેસ્તનજીનું ખૂન થયું, તે દિવસે રાત્રે તેની સાથે પેસ્તનજીનો મેળાપ થયો હતો. તેણેજ તેને ગાડીમાં બેસાડી દીધો હતો. પરંતુ ત્યાર પછી તે ગાડીમાં તેની સાથે તે ગયો નહોતો. બીજો એક પુરૂષ પાછળથી ગાડીમાં ચડી ગયો હતો.

"ત્યારે તેમણે ખૂન શી રીતે કર્યું?"

"હું પણ એમજ કહું છું. તેણે તે રાત્રે પેસ્તનજીને ગાડીમાં બેસાડી દીધા પછી કોની સાથે મુલાકાત કરી હતી, એ બાબતમાં કાંઇ પણ કહેતો જ નથી. મેં તેને બહું બહુ સમજાવ્યો છે."

"કેમ?"

"તે પણ તે કહેતો નથી. તે પેસ્તનજીની સાથે ગાડીમાં ન જતાં બીજે ઠેકાણે ગયો હતો; એમ પ્રમાણ પૂર્વક સાબીત કરી આપશે,

તો તરતજ છૂટી શકશે, પણ તે એવો મૂર્ખ છે કે, એ બાબતમાં કાંઇ પણ બોલતો જ નથી. એવો મૂર્ખ માણસ શી રીતે તમારાં પિતાનો એટલો મોટો કારભાર ચલાવતો હતો, એ બાબતમાં મારાથી તો કાંઈ કલ્પનાજ કરી શકાતી નથી. તે કોઇ પણ રીતે ખરી હકીકતને જાહિર કરશે જ નહી."

"કેમ?"

"એને માટે ઘણી કોશિશ કરીને હું તમારી દાસીની સાથે પરિચિત થયો છું. મારી વાતને તે કોઇ પણ પ્રકારે કાનપર ધરતો નથી. પણ કદાચ તમારી ભલામણથી તે ખરી હકીકત જણાવે તો તે સંભવિત છે."

"એમ કરવાની શી જરૂર છે?"

"તે જો દીવાનો બની જતો હતો હોય, તો શું તેને સમજાવવો, એ આપણી ફરજ નથી? તેના પર કેવી ભયંકર આફત આવી પડી છે, તે તે પોતે જાણતો જ નથી. ફાંસીની—"

આ સાંભળીને જરબાનુએ એક ઉંડો નિસાસો નાખીને મનમાં ને મનમાં જ કાંઈ કહ્યું.

કાશીનાથે કહ્યું:—"નિર્દોષ માણસ કદાપિ સજા ભોગવતો નથી. તે નિર્દોષ છે, તેને શો ભય છે? ભગવાન તેની અવશ્ય રક્ષા કરશે."

"તેઓ શું બચી જશે?"

"જરૂર એ વિષયમાં કાંઈ શંકાજ નથી."

"મને શું કરવાનું કહો છો?"

"તમારે એકવાર તેને મળવું જોઇશે?"

"શી રીતે મળી શકાશે?"

"જેલના સાહેબ સાથે મારી સારી ઓળખાણ છે. મારી સાથે આવવાથી તેઓ તમોને રુસ્તમજીની મુલાકાત અવશ્ય કરાવી આપશે." કાશીનાથે જવાબ આપ્યો.

"પણ જો કદાચ મારા પિતાજી એ વાત જાણી જશે તો પછી મને શું કહેશે? તમારી સાથે આજે આ મુલાકાત કરવામાં મેં મોટી ભૂલ કરી હોય, એમ મને જણાય છે." જરબાનુએ કહ્યું.

"જો તમારી સહજ મહેનતથીજ એક મનુષ્ય ફાંસીના લાકડાપર લટકતો બચી જાય અને એક નિરાપરાધીના પ્રાણની રક્ષા થાય, તો શું તેમ કરવું એ તમારી ફરજ નથી?"

"મેં જેલમાં જઇને તેની સાથે મુલાકાત કરી છે, એવી વાત જો જાહિર થઇ જાય, તો તેથી મારે ઘણુંજ શરમાવું પડે તેમ છે. મારા પિતાજી એ વાત સાંભળે તો મારો ઘણોજ તિરસ્કાર કરે તેમ છે, મારા પિતાને કહ્યા વિના મારે કોઇ પણ કામમાં હાથ નાખવો વ્યાજબી ગણાય ખરો કે? પિતાની પરવાનગી સિવાય મારાથી એક ડગલું પણ ભરી શકાય કે?"

"જરૂર પડયે એમ કરવામાં પણ કાંઇ હરકત જેવું નથી. એક જણનો જીવ બચાવવાની ખાતર કદાચ જીવ આપવો પડે તો પણ શું થયું? જરા વિચાર કરી જૂઓ કે, પરોપકાર કરતાં મનુષ્યો કેવી કેવી અપૂર્વ ઉદારતા દર્શાવે છે." કાશીનાથે જરબાનુને ઉત્સાહિત કરવાના હેતુથી કહ્યું.

આ સમયે દાસી જરબાનુના બન્ને હાથ પકડીને કરુણા ભરેલા અવાજથી બોલી:—"ચાલો. હવે વખત ઘણો વીતી ગયો છે."

કાશીનાથે કહ્યું:—"હા, ચાલો. તમે આગ્રહ કરશો તો તે ચોક્કસ કહી દેશે કે, તે રાત્રે તે કોને મળવા માટે ગયો હતો. એ

જાણી શકવાથી તે જરૂર છૂટો થઇ જશે. મને ચોક્કસ ખાત્રી છે કે, તમારી વાતને તે પાછી ઠેલી શકશે નહિ."

"તેઓ શું મારા આગ્રહને કબૂલ રાખશે ?"

"તે તમને ખરા જિગરથી ચાહે છે. જો કોઇનું પણ કહેવું તે કબૂલ રાખે તેમ હોય, તો તે ફક્ત તમે એકજ છો. આથી તમારૂં કહેવું તે જરૂર કબૂલ કરશે." કાશીનાથે કહ્યું.

જરબાનુના ગાલ લાલ થઇ ગયા. તેણે શરમાઇને માથું નીચું કરી કહ્યું:—"ત્યારે ચાલો."

કાશીનાથ આગળ આગળ ચાલ્યો. જરબાનુ અને દાસી તેની પાછળ ચાલવા લાગી.

વૃદ્ધ કાશીનાથ નાયકે બગીચાની બહાર પહેલેથીજ એક ગાડી તૈયાર કરી ઉભી રાખી હતી. ગાડીની પાસે આવી તેણે જરબાનુ તથા તેની દાસીને ગાડીમાં બેસવાનું કહ્યું. તેમણે ગાડીમાં બેઠા પછી જોયું કે, ગાડીમાં બે બુરખા પડયા હતા,

વૃદ્ધ ગાડીમાં બેસીને બોલ્યો કે:—"તમારા માટે આ બે બુરખા પ્રથમથીજ તૈયાર રાખ્યા છે. તેને સારી રીતે શરીરપર ઢાંકી દો. તમો બુરખાથી બરાબર ઢંકાઇ જશો, એટલે તમને કોઇપણ ઓળખી શકશે નહિ. તમો રૂસ્તમજીની સાથે જેલમાં મળવા ગયાં હતાં, એ પણ કોઇના જાણવામાં આવી શકશે નહિ."

વૃદ્ધના કહેવા પ્રમાણે તેમણે બન્નેએ બુરખાથી પોતાનાં શરીર ઢાંકી દીધાં. ત્યારપછી ગાડી પણ વેગપૂર્વક જેલ તરફ ચાલવા લાગી,



# પ્રકરણ ૧૦ મું

## કેદખાનામાં

ગાડી આવીને કેદખાનાના દરવાજા પાસે ઉભી રહી. વૃદ્ધ ગાડીમાંથી ઉતરી પડયો.

અહીં આવ્યા પછી જરબાનુના હૃદયનો સર્વે ઉત્સાહ. એકદમ મંદ પડી ગયો. તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું, તે શી રીતે જેલમાં દાખલ થઇ શકશે. એવા વિચારથી મનમાં ને મનમાંજ અત્યંત વ્યાકુળ થઇ પડી.

તેની આવી હાલત જોઇને દાસીએ કહ્યું:—"જરા સાવધ રહો. આમ ગભરાઈ ન જાઓ. તમે જો ગભરાઇ જશો તો પછી રૂસ્તમજી સાહેબનો બચાવ થઇ શકશે નહિ."

"હું તો સાવધજ છું."

"હા, સાવધ નહિ રહો, તો લોકો આપણને ઓળખી જશે." દાસીએ કહ્યું.

"તું જો કોઇને ચાહતી હોત તો તને મારા મનની હાલત જરૂર જણાઇ આવત."

દાસીએ કાંઇપણ જવાબ ન આપતાં મ્હોં ફેરવી લીધું. તેના હૃદયની અંદરના ભાગમાંથી એક ઉંડો નિસાસો નીકળી પડયો. જરબાનુએ ચમકીને તેના મ્હોં સ્હામું જોયું.

એ વખતે કાશીનાથ ગાડીની નજીકમાં આવીને બોલ્યો કેઃ— "ચાલો, મારી સાથે ચાલો."

બન્ને ગાડીમાંથી નીચે ઉતરી. જરબાનુ ઘણાજ ગભરાટથી ધ્રુજી કંપી રહી હતી; દાસી તેને પકડીને ચાલવા લાગી. બધાં ધીમે ધીમે જેલખાનામાં દાખલ થયાં.

એક પહેરેગીર તેમને રસ્તો બતાવતો ચાલવા લાગ્યો. એક જગાએ આવી તે થોભી ગયો; અને મોટા અવાજની સાથે તેણે લોઢાના એક મજબૂત દરવાજાને ઉઘાડી નાખ્યો. જરબાનુ તથા દાસીને ત્યાંજ ઉભી રાખીને કાશીનાથ ઓરડામાં પેઠો. તેઓ બન્ને બુરખાથી ઢંકાઇને એક બાજુપર ઉભી રહી.

કાશીનાથને આવતો જોઇને રૂસ્તમજીએ માથું ઉંચું કરી તેના તરફ જોયું. કાશીનાથે કહ્યું:—“ જરબાનુ તમને મળવા આવી છે.”

રૂસ્તમજીએ ચમકીને પૂછ્યું:—“ કોણ ?”

કાશીનાથ કાંઇપણ જવાબ ન આપતાં બહાર જઇને તેમને બન્નેને અંદર લઇ આવ્યો. કંપતા પગથી, ડોલતા દિલથી જરબાનુ ધીમે ધીમે નીચે મોઢે કેદખાનામાં દાખલ થઈ.

ઘણીજ અજાયબીની સાથે રૂસ્તમજી કૂદીને ઉભો થયો. તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શક્યો નહિ. તેની આંખોમાં આંસૂનાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં.

જરબાનુ મનને કાબૂમાં રાખી શકી નહિ. તે પણ રડી પડી. સાડીના છેડામાં તેણે મ્હોં છુપાવી દીધું. અને દાસી—તે બુરખાથી મ્હોં ઢાંકી દીવાલને અઢેલી ચૂપચાપ ઉભી રહી.

કાશીનાથે કહ્યું:—“ મારા કહેવાથી તમે બધી બીના જાહિર કરી નથી, તેથીજ ઘણી કોશિશ કરી જરબાનુને હું અહીં લઇ આવ્યો છું. તમે હાથે કરીને આવી ઘોરત્તમ ઉન્મત્તતા પ્રકટ કરો, એ જોઇને અમારાથી શી રીતે નિશ્ચિંત થઈ બેસી રહેવાય વારૂ ?”

રુસ્તમજીએ દુઃખની સાથે કહ્યું—"તમોને શું કહું? મને નાહક શા માટે હેરાન કરો છો?"

"હું તમારા પિતાનો ખાસ મિત્ર છું, એથી મારાથી તમને વિના કારણ ફાંસીના લાકડાપર શી રીતે લટકવા દેવાય?" કાશીનાથે રુસ્તમજીના સવાલનો ઘટતો જવાબ દીધો.

રુસ્તમજી કાંઇપણ બોલ્યો નહિ. ત્યારે કાશીનાથ જરબાનુની સ્હામું જોઇને બોલ્યો કેઃ—"તમે ભલામણ કરો. જૂઓ છો ને કે મારી વાતને તેઓ કાનપર પણ ધરતા નથી."

ઘણાજ દુઃખથી દાસીએ આવીને જરબાનુનો હાથ પકડ્યો. પરંતુ મનને વશ રાખતાં તે ફળીભૂત થઇ શકી નહિ. ત્યારે કાશીનાથે દાસીને કહ્યું કેઃ—"તું તારી શેઠાણીને કહે, કે તે રુસ્તમજીને કાંઇક ભલામણ કરે. મારૂં તો હવે એમની પાસે કાંઇ ચાલી શકે તેમ નથી."

જરબાનુ કાંઇક કહેવા જતી હતી, પરંતુ કહી શકી નહિ. તેનો કંઠ રૂંધાઇ જવા આવ્યો. દાસીએ એ વખતે તેના મુખપર ઢંકાયલા બુરખાને કાંઇક દૂર કર્યો. એ સમયે તેણે જરબાનુને અંતરમાંજ જાણે રડતી હોયની! તેવો એક કરૂણ અને કોમળ અવાજ સાંભળ્યો.

રુસ્તમજી અજાયબી તથા આવેગ ભરેલા અવાજથી બોલી ઉઠ્યોઃ-"તું!"

દાસી પોતાની ગફલતને જાણી ગઇ; તેણે તરતજ જરબાનુના મ્હોંપરથી અવગુંઠનને સેરવી લીધું. જરબાનુએ ચમકીને રુસ્તમજીના તરફ જોયું, ત્યારપછી દાસીના તરફ જોયું. તેને બધું જાણે એક જાતની ભૂલભૂલામણી જેવુંજ જણાવા લાગ્યું.

રુસ્તમજી શરમાઇ ગયો. મનમાં ને મનમાં બોલ્યોઃ—"હું શું દીવાનો બની ગયો છું. એ શી રીતે જરબાનુની દાસી થશે? પરંતુ કદાચ તેના મુખ જેવું આનું મુખ તો પણ, શું કહી શકાય?

કાશીનાથે રૂસ્તમજીને કહ્યું:—"જૂઓ, દાસી જરબાનુને એટલાં બધાં ચાહે છે કે, તે પણ તમારા માટે રડી રહી છે. એકજ વાત કહેવાથી જો બધી પંચાત પતી જતી હોય, તો પછી તમે શા માટે તે વાત કહી નાખતા નથી? અમો તમારા માટે જે કાંઇ કરી રહ્યા છીએ, એ જોઇને છેક અકૃતઘ્ન સિવાય આવો વ્યવહાર બીજું કોઇ પણ ચલાવી શકે તેમ નથી."

રૂસ્તમજીએ વિનીત ભાવથી કહ્યું:—"માફ કરો, મારાથી બોલી શકાય તેવો મારી પાસે બીજો એક પણ ઇલાજ નથી, નહિ તો અવશ્ય આપને તે વાત જણાવી દેત."

આ વખતે જરબાનુ બોલી તેણે કહ્યું:—"કહોની!"

રૂસ્તમજી આવેગની સાથે બોલ્યો:—"જર! જિગરની જર! તું મને પૂછીશ નહિ. તારી વાતને શી રીતે પાછી ઠેલવી એ હજી સુધી હું શિખ્યો નથી. માટે કૃપા કરી તું મને મારા કર્ત્તવ્યપરથી ભ્રષ્ટ કરીશ નહિ."

જરબાનુએ કહ્યું:—"હું કાંઇ પણ સમજી શકતી નથી."

"મને કાંઇપણ પૂછીશ નહિ." રૂસ્તમજીએ કહ્યું

જરબાનુ તરતજ રૂસ્તમજીના પગ પાસે બેસી ગઇ. તેણે ગભરાટથી રૂંધાવલા અવાજે કહ્યું:—"જો કોઇ પણ વેળાએ મને તિલભાર પણ તમે ચાહી હોય, તો કહો કે, તે રાત્રે તમે કોની સાથે મળવા ગયા હતા. પારકાને માટે પોતાની જિન્દગીને આફતમાં નાખવી એ કોઇ પણ રીતે વ્યાજબી ગણાય ખરૂં કે?"

રૂસ્તમજીએ જરબાનુનો હાથ ઝાલીને બેઠી કરી. પછી કહ્યું:—"જરબાનુ! તું શું પૂછે છે, તે તું જાણતી નથી."

"જરબાનુએ ગભરાટથી કહ્યું:—"જાણુતી નથી, સમજતી પણ નથી. હું એક સામાન્ય સ્ત્રી સિવાય બીજી કોઈ નથી. તમે બાજાને માટે શા કારણુથી—"

કાશીનાથ વચ્ચમાંજ અટકાવીને બોલ્યો:—"અને તેમાંયે પણ એક સાધારણ સ્ત્રીને માટે—"

રૂસ્તમજીએ વેગપૂર્વક કહ્યું:—"હા, સ્ત્રીને માટે, ખરૂં છે."

જરબાનુએ આંસૂથી ઉભરાતી આંખોએ રૂસ્તમજીના સ્હામું જોયું. ત્યાર પછી તે રડી પડી.

અભાગિની દાસીએ પણ છલકાતી આંખોથી બુરખામાંથી એ દેખાવ જોયો, તેની છાતી પણ આંખોનાં આંસૂથી ભીંજાઈ રહી હતી.

---

# પ્રકરણ ૧૧ મું

## એનો એજ ભાવ

ઘણીવાર સૂધી સઘળાં ચૂપ રહ્યાં. છેવટે વૃદ્ધ બોલ્યો:—"જુઓ રૂસ્તમજી! તમને સાફ કહી દઉં છું કે, તમે એક ઘણાજ ખરાબ માણસ છો. આ કન્યા તમને ખરા જિગરથી ચહાય છે, તમારે પગે પડી, તેમ છતાં પણ તમે એવા પાખંડી છો કે, એકવાર તેના મ્હોં સ્હામું પણ જોતા નથી. ઘણી જ દિલગીરીની વાત છે, ઘણી જ શરમની વાત છે,"

રૂસ્તમજીએ ઘણા જ દુઃખની સાથે કહ્યું:—"મહાશય, તમે જાણુતા નથી, જરબાનુ પણ જાણુતી નથી. જરબાનુના માટે જ મારાથી કાંઈ પણ કહેવાનો ઈલાજ રહ્યો નથી."

જરબાનુએ માથું ઊંચું કરી ચમકીને પૂછ્યું:—" મારા માટે ?"

કાશીનાથે કહ્યું:—" એનું મગજ બગડી ગયું છે, માટે એની વાતને કાનપર ધરશો નહિ. હું ધારૂં છું કે, એનો ઇન્સાફ થતી વખતે એને દીવાના તરીકે જ સાબીત કરવો પડશે; એ સિવાય બીજો કાંઈ પણ ઈલાજ જ નથી."

જરબાનુએ ધીમે ધીમે આવીને રૂસ્તમજીના મ્હોં સ્હામું જોવા માંડ્યું. રૂસ્તમજીએ કહ્યું કે:—" હું દીવાનો નથી. જરબાનુ! હું ખરૂં જ કહું છું કે, તારા માટેજ મારાથી કાંઇ પણ કહી શકાતું નથી. એથી મારે કદાચ ફાંસીના લાકડાપર લટકવું પડે, તો તે પણ કબૂલ છે. પરંતુ કોઇ પણ રીતે હું કોઇ વાતને જાહિર કરીશ નહિ, કરી શકીશ નહિ."

જરબાનુએ છેવટે રૂસ્તમજીની પાસે જઈને તેનો હાથ પકડ્યો. ત્યાર પછી તેને ઉદ્દેશીને કહ્યું કે:–" મારા વિષયમાં કશી ચિંતા કરશો નહિ. હું તો જિન્દગી સુધી સુખ દુઃખ ભોગવ્યા કરીશ; તમે આ આફતમાંથી છુટી જાઓ. તમને કાંઇ પણ થશે તો હું શું કરીશ? મારાથી શી રીતે બચી શકાશે? તમે નાહક મારી ચિંતા શા માટે કરો છો? મારૂં ગમે તેમ કેમ નથી થતું; તમે એ બધી વાતોને ભૂલી જાઓ. જો મારી પાસે ન કહેવા માગતા હો, તો હું હમણાં જ તમારી પાસેથી ચાલી જાઉં છું."

રૂસ્તમજીએ કરૂણા ભરેલા સ્વરથી કહ્યું:–" જરબાનુ! કદાચ એ વખતે મે કહેવા ધાર્યું હોત; તો જરૂર કહી શકત; પરંતુ હવે નાઇલાજ છું. હું જાણું છું કે, આ ખૂનના આરોપમાંથી બચવાનો ફક્ત એકજ ઈલાજ બાકી છે. હું તે રાત્રે કોની સાથે મળવા ગયો હતો, એમ કહેવાથ જ છૂટી શકાય તેમ છે પરંતુ મારી પાસે કહે-

વાનો ઈલાજ જ નથી. હું કોઈ પણ પ્રકારે એ વાત કોઇને પણ કદાપિ કહી શકું તેમ નથી. ”

જરબાનુ ગભરાટથી રડવા લાગી. દાસી પણ અત્યાર સૂધી રડતીજ હતી, તે સહસા રૂસ્તમજીની પાસે આવી. તે રૂસ્તમજીનો હાથ પકડવા જતી હોય, એમ જણાયું, પરંતુ વળી પાછો કાંઈક વિચાર આવતાં મનને મારી દીધું. રૂસ્તમજી સ્તંભિત થઈ દૂર સરી ઉભો રહ્યો. અજાયબીની સાથે તેની સ્હામું એકીટસે જોતો સ્થિરતાથી ઉભો રહ્યો.

જરબાનુએ સહજ સાવધ થઈ ફરીવાર આવીને રૂસ્તમજીનો હાથ ઝાલ્યો. તે ઘણાજ ગભરાયલા અને દુઃખ ભર્યા અવાજથી બોલીઃ—“ ગમે તેમ થાય, તેની ચિંતા રાખ્યા વિના, અને મારા સંબંધમાં કશો પણ વિચાર કર્યા વિના તમે જલ્દી તે વાત કહી નાખો. ”

રૂસ્તમજી ઘણાજ ગભરાટની સાથે બોલ્યોઃ—“ જરબાનુ! તું જાણતી નથી. વિના કારણ તું મને એ વાત પૂછવાનો આગ્રહ કેમ કરી રહી છે ? ”

જરબાનુએ કહ્યુંઃ—“ એવો તે શો બનાવ બન્યો છે કે, તમે તે કહી શકતા પણ નથી ? ”

રૂસ્તમજીએ કહ્યુંઃ—“ હવે મને હેરાન ન કર. મારાથી કહી શકાશે નહિ. ”

જરબાનુએ કહ્યુંઃ—“ ત્યારે તમે હાથે કરીને આપઘાત કરવા માગો છો ? મેં તમારી પાસે એવો તે શો અપરાધ કર્યો છે કે તમે આટલા બધા નિષ્ઠુર થઈ ગયા છો ? ”

જરબાનુ હવે સહી શકી નહિ. તેનું માથું ફરવા લાગ્યું. જો વૃદ્ધ કાશીનાથ નાયકે તેને ઝીલી લીધી ન હોત તો તે જમીનપર પણ ગબડી પડત.

નાયકે રૂસ્તમજીના તરફ ફરીને કહ્યું કેઃ—“ હું ધારૂં છું કે, તેં પોતે પેસ્તનજીનું ખૂન કર્યું નથી, એ ખરૂં, પરંતુ કોણે ખૂન કર્યું છે, તે તું જાણે છે. ”

આમ કહીને તે ધીમે ધીમે જરબાનુને લઇને ઓરડામાંથી બહાર નીકળી ગયો.

ત્યાર પછી દાસી ક્ષણ માત્રમાં બુરખાને દૂર ફેંકી રૂસ્તમજી પાસે આવી લાગી. તેણે તરતજ કાંઈ પણ કહ્યા કારવ્યા સિવાય તેનો હાથ પકડી લીધો. એ જોઇને રૂસ્તમજીએ અજાયબીની સાથે કહ્યું કેઃ—“ શું! ત્યારે તો મારો ભ્રમ થયો નથી. ”

દાસીએ કહ્યુંઃ—“ હા, હું ! તમારા માટેજ હું જરબાનુની દાસી બની છું. તમે એટલા બધા નિષ્ઠુર છો કે, આટલું આટલું કરવા છતાં પણ તમને દયા આવતી નથી ? તમને નિષ્ઠુર પણ શી રીતે કહી શકું ? હું તો એમજ જાણું છું કે, દયા, માયા અને સ્નેહથી તમારૂં હૈયું ભરેલું છે. ”

ક્ષણવારમાંજ તે પણ તે ઓરડામાંથી ચાલી ગઇ. રૂસ્તમજી ભૂમિપર બેસી આડો પડી નાના બાળકની પેઠે રડી પડ્યો. છેવટે બોલ્યોઃ—“ હા ભગવાન ! તેં મને આ શું કર્યું ? ”

* * * * *

વૃદ્ધ કાશીનાથ જરબાનુ તથા દાસીને લઇને ગાડીમાં બેઠો. તે ફરીવાર તેમને તેજ બંગલા પાસે ઉતારી દઇને બોલ્યો કેઃ—“તમે ગભરાશો નહિઃ રૂસ્તમજી નહિ કહે, તો પણ તેણે કઈ સ્ત્રી ની સાથે તે રાત્રે મુલાકાત કરી હતી, તેને હું શોધી કાઢીશ. ”

બન્નેમાંથી કોઇએ કાંઇ પણ કહ્યું નહિ. તેમને બન્નેને ત્યાં મૂકીને વૃદ્ધ ધીમે ધીમે બગીચામાંથી બહાર નીકળી આવ્યો. દૂર આવી એક વૃક્ષના ઓથમાં છુપાઈ તેણે જોયું, તો તેમને બન્નેને તેણે તેમના ઘર તરફ ચાલી ગયેલી જોઈ. ત્યાર પછી તે પણ તરેહ તરેહવારની ચિંતાઓ કરતો ચાલવા માંડયો.

તે વિચારતો હતો કેઃ—"ખાસ કારણસર રૂસ્તમજીનું મ્હોં બંધ થઇ ગયું છે. નહિ તો કોઇ હાથે કરીને ફાંસીએ લટકવાને તૈયાર થાય ખરો કે? એક સ્ત્રીને મળવા માટે તે ગયો હતો. એ સ્ત્રી કોણ હશે? જે મરી ગઇ છે, તે તો પાપિણી હતી તે મરણ વખતે રૂસ્તમજીને શા માટે બોલાવે? ખાસ કરીને રૂસ્તમજીનો હોરમસજીના સિવાય મુંબઇ શહેરમાં બીજા કોઇની સાથે વિશેષ સંબંધ પણ નથી. જ્યારે એક સ્ત્રી એક પુરૂષને બોલાવતી હોય, ત્યારે ચોક્કસ જાણી લેવું કે, એમાં કાંઇક છુપો ભેદ જરૂર સમાયલો હોવો જોઇએ. તે સ્ત્રી જરૂર જરબાનુજ હશે. શું એવી વાત એક સ્ત્રી કહી શકે ખરી કે, જે રૂસ્તમજી જરબાનુના માટે ન કહી શકે? ઘણું કરીને તેણે કહ્યું હતું કે તે હોરમસજીની પરણેલી સ્ત્રી હતી. ત્યાર પછી કોઇ પણ કારણ વશાત્ તેનો અધઃપાત થયો હતો. કદાચ હોરમસજીએ એ લગ્ન છૂપી રીતે કર્યાં હોય, તો તેમાં પણ કાંઈ શંકા જેવું નથી. એજ સ્ત્રી દૈવયોગે પેસ્તનજીના હાથમાં પડી હશે. ત્યાર પછી જે કાંઇ બન્યું છે, એ બધું અનુમાન જેવું હોવા છતાં પણ એમાં ઘણો સત્યાંશ સમાયલો છે. દિવસના તેજની પેઠે બધું સાફ દેખાઈ આવે છે. રૂસ્તમજી બધું જાણે છે. આવી હાલતમાં રૂસ્તમજી એ વાતને જાહિર કરી શકતો નથી, એમાં મારી સહાનુભૂતિ છે. તેના કર્તવ્યના જ્ઞાનને હું ધન્યવાદ આપું છું.



## પ્રકરણ ૧૨ મું



## પત્તો મળ્યો

લાલૂભાઇએ મરેલી સ્ત્રીનું ઠેકાણું કીર્ત્તિકર પાસેથી મેળવ્યું હતું. હમણાં તે તે ઠેકાણા પ્રમાણે પાયધુનિની એક ચાલીમાં આવી પહોંચ્યો.

મુંબઇ શહેરમાં જે છ સાત માળવાળા મકાનમાં એક એક ઘર ભાડે લઇને પાંચસો સાતસો ઘણાં ગરીબ કુટુંબો વસે છે, તેનેજ ચૅાલ કે ચાલી કહેવામાં આવે છે. એ સઘળી ચાલીઓમાં જાત જાતના જૂદી જૂદી જાતના અને જૂદા જૂદા સ્વભાવના લોકો વસે છે.

લાલૂભાઇ જે ચાલીમાં દાખલ થયો, તે છેક ગરીબ માણસોથી ભરેલી હતી, એથી તે તેવીજ કાદવ કીચડવાળી, મેલી—ગંદી અને સાફ સુફ કર્યા વગરની હતી. દુર્ગન્ધ પણ એવી ભયાનક આવતી હતી કે, જેથી સહજમાં એમાં પ્રવેશ પણ કરી શકાતો નહોતો. એ બધી ચાલીઓમાં સહજમાં કોઇનો પત્તો મેળવવો પણ મુસ્કેલ થઇ પડે છે. લાલૂભાઇએ પ્રથમ હેઠળના માળાપરથીજ તપાસ કરવાની શરૂઆત કરી. હેઠળના માળમાં મોટે ભાગે દૂકાનોજ હતી. તેણે જેને તેને પૂછીને એટલી ખબર તો મેળવી કે, એક વ્યક્તિ દશ બાર દિવસ પહેલાં આ ચાલીમાં મરી ગઇ છે, પરંતુ તે કયા ઘરની વ્યક્તિ હતી તથા તે સ્ત્રી હતી કે પુરૂષ, એ બાબતમા તેઓ કાંઈ પણ કહી શકયા નહિ. એ બધી ચાલોના રહેવાસીઓ ઘણે ભાગે કોઈ કોઈની તપાસ રાખતા નથી, એથી કરીનેજ કોઇનો પતો સહજમાં મળી શકતો નથી. લાલૂભાઈ બીજા માળપર ચઢ્યો; ત્યાં પણ તેણે ઘણાએકંગ

જોયો. પોલિસના ભયથી ત્યાંના કોઇ પણ માણસો કોઇની ખબર આપવામાં સમ્મત થતા નથી. ખાસ કરીને કોઈના પણ મોતની ખબર આપવાથી કદાચ કોઇ પોલિસ કેસ ઉભો થશે, એમ ધારીને તેઓ કશી પણ ખબર આપતા નથી.

બીજા માળાપર નિરાશ થઇને લાલૂભાઇ ત્રીજા માળાપર ચઢ્યો. બધાંએ કહ્યું કે, અમો કાંઈ પણ જાણતાં નથી. અહીં પણ લાલૂભાઇને નિરાશ થવું પડ્યું.

લાલૂભાઈ ચોથા મજલે ચઢ્યો, ત્યાં એક ઘરમાં એક ઘણીજ ગરીબ સ્ત્રી એક નાનાં છોકરાંને ધવડાવતી હતી. લાલૂભાઇએ તેને પૂછ્યું કેઃ—"બેટા, તું જાણે છે કે, દસ બાર દિવસ પહેલાં એક સ્ત્રી ક્યા ઘરમાં મરી ગઈ છે ?"

તે થોડીવાર સુધી તેના તરફ જોઈ રહી દવા રેડાઇ છે, એમ ધારીને લાલૂભાઇએ કહ્યુંઃ—"તે મારી કુટુંબી હતી."

ત્યારે તે સ્ત્રીએ કહ્યુંઃ—"ઉપર જાઓ. તે બાવનમા નંબરના ઘરમાં રહેતી હતી."

લાલૂભાઇ બીજા એક માળાપર ચઢ્યો. ઘણી મુશીબતથી તેણે પર નંબરનું ઘર મેળવ્યું. પરંતુ તે વખતે તે ઘરના દરવાજાપર તાળું વાસેલું જોવામાં આવ્યું.

તેણે આજુબાજુના લોકોને પૂછ્યુંઃ—"આ ઘરમાં કોણ રહેતું હતું ?"

એક જણે જવાબ આપ્યોઃ—"એક સ્ત્રી રહેતી હતી ?"

"તેનું નામ શું હતું ?"

"તે હું જાણતી નથી."

"તે મારી કુટુંબી હતી."

"દસબાર દિવસ થયાં તે મરી ગઇ છે."

"તેનો સરસામાન કોણે લીધો છે?"

"તેની ખબર નથી."

"ત્યારપછી તેણે જે કાંઈ પૂછ્યું, તેના જવાબમાં 'ખબર નથી' એમજ તેણે જણાવ્યું. તે નિરાશ થઇને પ્રથમ જણાવેલા સ્ત્રીની પાસે નીચેના માળાપર પાછો આવી લાગ્યો.

તે હજી સુધી બાળકને ધવડાવતી હતી. લાલૂભાઇએ તેની પાસે આવીને બોલ્યો:—"જે મરી ગઈ છે, તે સ્ત્રી મારી સ્ત્રી હતી. સગપણમાં કાકી થતી હતી. તે માંદી થઈ છે, એવો મારાપર તેનો એક કાગળ પણ આવ્યો હતો, હું જલ્દી જલ્દી સૂરતથી અહીં આવ્યો છું. અહા! મને તેની છેવટની ઘડીએ તેનો મેળાપ પણ ન થયો."

સ્ત્રીએ કહ્યું:—"હા, તે ઘણાજ દુ:ખની સાથે મરી ગઇ છે. મરતી વેળાયે તેની પાસે એક કોડી પણ નહોતી."

લાલૂભાઇએ કહ્યું:—"જો મને પહેલેથી ખબર મળી હોત તો તેને તેવું દુ:ખ ભોગવવું પડત નહિ. પણ કુદરતની કળાને કોણ જાણી શકે તેમ છે? પ્રભુને ગમ્યું તે ખરૂં."

આમ કહીને તે ત્યાં બેસી ગયો. પછી કાંઇક વિચાર કરી બોલ્યો:—"તમે જો મને તેના સમાચાર આપશો, તો હું તમને એક રૂપિયો આપીશ. કોઇએ મને તેના સંબંધમાં કાંઈ પણ ખબર આપી નથી, એથી હું છેક નિરાશ થઈ ગયો છું."

રૂપિયો જોઇને સ્ત્રીની આંખો ચમકી ઉઠી. તે તે બોલી:—"શું જાણવા માગો છો વારૂ?"

"તમારી સાથે શું તેની ઓળખાણ હતી?"

"હા, હું ઘણી ગરીબ છું, તેથી જે બને તે કામ કરૂં છું. મેં તેની બનતી સેવા કરી છે, તેમ છતાં પણ દવાની સારવારના અભાવે તે બિચારી મરી ગઈ છે."

"તે અમને જણાવ્યા વિનાજ અહીં આવી હતી. પણ અહીં તે કેટલાક દિવસથી આવી હતી?"

"લગભગ ત્રણ માસ થયાં."

"ત્રણ માસ! વારૂ તે કેટલાક દિવસ થયાં માંદી પડી હતી?" લાલુભાઇએ અજાયબીથી પૂછયું.

"એકાદ માસથી."

"શું મંદવાડ થયો હતા?"

"લોહીની ઉલટી.

"અહા! એથી તો તેને કાણ જાણે કેવું એ દુઃખ ભોગવવું પડયું હશે. થોડા વખત પહેલાં જો મને ખબર મળી હોત, તો હું બનતી સારવાર કરત. મરતી વેળાયે કોઇ તેની પાસે આવ્યું હતું કે?"

"હા, તેણે તે રાત્રે મને એક પત્ર આપીને હોરમસજી શેઠના મુનીમ રૂસ્તમજી શેઠની પાસે મોકલાવી હતી." તે સ્ત્રીએ ખરેખરી હકીકત જણાવી દીધી.

"ત્યાર પછી?"

"મેં શોધતાં શોધતાં એલ્ફિન્સ્ટન સરકલના બગીચામાં તેમને બેઠેલા જોઇને એક છોકરાની મારફત એ પત્ર તેમની પાસે મોકલાવી દીધા હતા." સ્ત્રીએ જવાબ દીધો.

"તમને કાણે તેની ઓળખાણ કરાવી હતી?"

"હોરમસજી શેઠના દરવાને."

"ત્યારપછી તે આવ્યો હતા?"

"હા, લગભગ રાત્રિના બારેક વાગ્યાને શુમારે આવ્યા હતા." સ્ત્રીએ કહ્યું.

"કેટલીવાર રોકાયો હતો ?"

"લગભગ બેએક કલાક રોકાયા હતા."

"તેમની વચ્ચે કાંઈ વાતચીત થઈ હતી કે ?"

"એ મેં સાંભળી નથી. તેઓ દરવાજો બંધ કરીને કાંઈક છુપી છુપી વાતો કરતાં હતાં."

"ત્યાર પછી તેના ચાલ્યા જવા પછી લગભગ એકાદ કલાકે તેનું મરણ થયું હતું."

"તેના મુડદાંનો સત્કાર કોણે કર્યો હતો ?"

"આજૂબાજૂનાં ઘરનાં માણસોને એકઠાં કરી ચાલીવાળાએ બધો બંદોબસ્ત કરી લીધો હતો."

"તેનો કાંઈપણ સરસામાન હતો કે ?"

"ના કાંઇ ઝાઝો નહોતો. જે કાંઇ હતું તે ઘરવાળો લઈ ગયો છે."

"તમને ઘણી તસ્દી આપી છે." કહીને લાલૂભાઈ તે સ્ત્રીના હાથમાં એક રૂપિયો આપીને ત્યાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૩ મું

## પત્તાનું પરિણામ

લાલૂભાઇએ નીચે ઉતરી આવી એક દૂકાનદારને પુછ્યું:—"આ મકાન કોનું છે ?"

તેણે જવાબ આપ્યો:—"મહાલક્ષ્મીના દાદાબાઈ માણેકજીનું."

લાલૂભાઇ મહાલક્ષ્મી તરફ રવાના થયો.

દાદાભાઇ માણેકજી ધનવાન પુરૂષ હતો. લાલૂભાઇ તેના મકાનથી જાણીતો હતો. ત્યાં આવીને તેણે દાદાભાઇની સાથે મુલાકાત કરી. એક જણુ તેને ત્યાં બેસાડીને દાદાભાઇને ખબર આપવા ગયો. થોડીવાર પછી તે ત્યાં આવી પહોંચ્યો, એટલે લાલૂભાઈ ઉઠી ઉભો થયો.

દાદાભાઇએ કહ્યું:—"મારી પાસે આવવાની તમોને શી જરૂર પડી છે વારૂ ?"

લાલૂભાઇએ જવાબ આપ્યો:—"હું ડિટેકિટવ ઇન્સ્પેકટર લાલૂભાઈ છું."

"ડિટેકિટવ ઇન્સ્પેકટર! વારૂ મારી શી જરૂર પડી છે?"

"જરા સબૂર કરો."

"બેસો."

લાલૂભાઇ બેઠો, દાદાભાઈ પણ બેસી ગયો, લાલૂભાઇએ કહ્યું:—"પાયધુનીમાં આપની એક ચાલી છે ખરી કે?"

"હા, છે."

"તે ચાલીમાં દસ દિવસ થયાં એક સ્ત્રી મરી ગઇ છે?"

"હા."

"કેટલા દિવસ થયાં તે એ મકાનમાં આવી હતી?"

"હું બરાબર જાણતો નથી, મારો ગુમાસ્તો જાણતો હશે." દાદાભાઇએ જવાબ આપ્યો.

"ઠીક, એ બાબતમાં મારે કાંઈ વધારે જાણવાની જરૂર નથી."

"તમે એ ખબર શા કારણથી મેળવો છે, એ હું પૂછી શકીશ ખરો કે?"

" તમોએ પેસ્તનજી નામના એક સખ્સની વાત સાંભળી છે કે ?" લાલૂભાઇએ પૂછયું.

" હા, સમાચાર પત્રમાં વાંચી છે."

" અમે જે સખ્સને ગિરફતાર કર્યો છે, તેજ સખ્સ એ મરેલી સ્ત્રીની પાસે ઘણીવાર સુધી હાજર રહ્યો હતો."

" ત્યારે તો—"

લાલૂભાઈ તેને અટકાવીને વચ્ચમાંજ બોલ્યો કેઃ—" જ્યારે પેસ્તનજીનું ખૂન થયું, ત્યારે તે પુરૂષ તે સ્ત્રીની પાસેજ હાજર હતો."

" ત્યારે તો તેણે ખૂન કર્યું હોય, એમ જણાતું નથી." દાદાભાઇએ પોતાનો વિચાર દર્શાવ્યો.

" ના."

" હવે મારી પાસેથી શું જાણવા માગોછો ?"

" તમો એ સ્ત્રીનો સરસામાન વગેરે બધું લઈ આવ્યા છો કે ?" લાલૂભાઇએ પૂછયું.

" હા, મારો ગુમાસ્તો લઇ આવ્યો છે. તેને કાંઇ પણ સરસામાન ન હતો, એમ ધારીને અમોએ તેને પોલિસમાં મોકલ્યો નથી." દાદાભાઇએ જવાબ આપ્યો.

" તેમ છતાં પણ તેના સામાનમાં શું શું હતું વારૂ ?" લાલૂભાઇએ અજાયબીથી પૂછયું.

" એક ભાંગી તૂટી ટીનની પેટી હતી અને તેમાં બે ત્રણ ફાટેલાં કપડાં હતાં." દાદાભાઇએ કહ્યું.

" હું એને એકવાર જોવા માગું છું."

દાદાભાઇએ એક નોકરને બોલાવીને તે પેટી લાવવાનું કહ્યું.

ઘણા સરસામાનની જોડે એ પેટીને ફેંકી દેવાવા આવી હતી, એથી તરત જ તેનો પત્તો મળી શક્યો નહિ.'

વિલંબ થતો જોઇને દાદાભાઇ ચીડાઇને પોતે જોવા ગયો. લાલૂભાઈ ત્યાં બેસીને તેની વાટ જોવા લાગ્યો.

થોડીવાર પછી દાદાભાઈ પાછો આવ્યો અને તેની સાથે એક નોકર એક ભાંગેલી પેટીને લઇ આવ્યો. દાદાભાઇએ કહ્યું:—"આજ તે સ્ત્રીની પેટી છે."

લાલૂભાઇએ પેટી ઉઘાડીને એક પછી એક ફાટેલાં કપડાંને બહાર કાઢવા માંડ્યાં. તેની તીણી નજર પેટીમાંના એક કાગળપર પડી. તેણે દાદાભાઈની અજાણતામાં તે પત્રને પ્રથમ હાથમાં લઇને છેવટે ગજવામાં પધરાવી દીધો. ત્યારપછી તે પાછો કપડાંને બરાબર ઉલટાવી પલટાવીને જોવા લાગ્યો અને બોલ્યો કે:—"મેં આ પેટીને બરાબર તપાસી લીધી છે. આમાં બીજું કાંઇપણ નથી, એથી પોલિસમાં નહિ મોકલો તો પણ ચાલી શકશે"

દાદાભાઇએ વિનયપૂર્વક કહ્યું:—"મારાથી જો તમારૂં કાંઇપણ કામ થાય તેમ હોય, તો તે મને બતાવો એટલે હું તેને ઘણીજ ખુશીનીસાથે પૂરૂં કરી આપીશ."

"તે બદલ તમારો ઉપકાર માનું છું." આમ કહીને લાલૂભાઈ તેના મકાનમાંથી ચાલી નીકળ્યો.

* * * * * *

થોડે દૂર આવ્યા પછી લાલૂભાઇએ ખીસામાંથી એ કાગળ બહાર કાઢીને ઘણો જ ધ્યાનપૂર્વક વાંચ્યો. ત્યાર પછી મનમાં ને મનમાંજ તે બોલ્યો કે:—"કીર્ત્તિકર સાહેબ મને છેક બોટ ઠરાવે છે. પરંતુ આ વખતે આ કાગળ જોઇને શું કહેશે?"

એટલામાં અચાનક કોઇએ પાછળથી આવીને તેની પીઠપર હાથ મૂક્યો. તેણે પાછું વાળી જોયું તો ખુદ કીર્ત્તિકર જ તેની નજરે પડયો. તે હસીને બોલ્યોઃ—" શું આપ સર્વત્ર છો."

કીર્ત્તિકરે હસીને કહ્યુંઃ—" ન હોઉં, તો શી રીતે ચાલી શકે? સરકારી પગાર શાનો ખાઉં છું? હવે દાદાભાઇ માણેકજીની પાસેથી શી ખબર મેળવી તે કહો જોઇએ?"

લાલૂભાઇએ કહ્યુંઃ—" હું ધારૂં છું કે, એ વાત પણ આપના જાણવામાં આવી ગઇ હશે?"

" હા, બધું થોડું થોડું જાણવામાં આવી ગયું છે." કૃષ્ણજી બળવન્ત કીર્ત્તિકરે કહ્યું.

લાલૂભાઇએ ટુંકામા તેને બધી હકીકત કહીને તે પત્ર હાથમાં આપ્યો. તેણે એજ માત્ર આશા રાખી હતી, એ પત્ર મળવાથી કીર્ત્તિકર જરૂર ખૂબ અજાયબ થશે, પરંતુ એ બાબતમાં તેને છેક નિરાશ થવું પડયું. કીર્ત્તિકરના મુખપર અજાયબી અથવા તાજજુબીનાં કશાં પણ ચિહ્નો જોવામાં આવ્યાં નહિ. તેણે માત્ર એટલું જ કહ્યું કેઃ—" આમાં જે કાંઈ લખ્યું છે, તે હું પહેલેથી જ જાણું છું, એટલે એમાં કાંઈ નવું જાણવા જેવું રહેતું નથી."

" પહેલેથી જ જાણો છો?"

" હા."

" હવે તે આસામીને ગિરફતાર કરવામાં એક મિનિટની પણ ઢીલ કરવી ન જોઇએ."

" ઑફિસમાં મળજો એટલે એ બાબતની ચર્ચા કરીશું. એક કામ તમે ભૂલી ગયા છો."

" શું કહો જોઇએ?"

" દાદાભાઈ માણેકજીનો એક નોકર તે રાત્રે તે સ્ત્રીને મરણતોલ જાણીને પાયધુનીની ચાલીમાં ગયો હતો; તેથી તેણે રૂસ્તમજીને અવશ્ય જોયો છે. તે રૂસ્તમજીને ઓળખે છે. કારણ કેઃ—" દાદાભાઇનો કારભાર હોરમસજીની બૅન્કની સાથે વધારે છે."

" હવે આપ મને શું કરવાનું કહો છો ? "

" એ શખ્સને શોધીને બહાર લાવવો પડશે."

" હમણાં જ જાઉં છું."

તરત જ તે બન્ને જણા જૂદી જૂદી દિશાઓમાં ચાલ્યા ગયા.

## પ્રકરણ ૧૪ મું

## નાયકની ચાલાકી

ફરામજી પોતાના ઘરમાં બેસીને દિલોજાન દોસ્ત રૂસ્તમજીના સંબંધમાં તરેહ તરેહવારની ચિંતાઓ કરી રહ્યા હતો. એવામાં ત્યાં કાશીનાથ નાયક આવી પહોંચ્યો. આવતાંની સાથે જ તેણે બોલવાની શરૂઆત કરીને કહ્યું કેઃ—" તમારી સાથે મારે ઓળખાણ પિછાણ નથી. હું રૂસ્તમજીના પિતાનો બચપણનો દોસ્તદાર છું તેનાપર આવી પડેલી આફતની વાત સાંભળીને મારાથી શાન્ત બેસી રહેવાતું નથી. તેને આફતમાંથી બચાવવા માટે આવ્યો છું"

ફરામજી માનપૂર્વક તેને એક ફુરસીપર બેસાડીને બોલ્યો કેઃ— " રૂસ્તમજીની આ આફતના વખતે મદદ કરે તેવું કોઈ પણ મારા જાણવામાં નથી."

કાશીનાથે કહ્યું:--" સાંભળ્યું છે, કે તમે તેના ખાસ દોસ્ત--"

ફરામજી વચ્ચમાં જ બોલ્યો:—" દોસ્ત હોવા છતાં પણ હું એકલો શું કરૂં? વળી ખાસ કરીને પોલિસને પણ આ ખૂનના સંબંધમાં મારાપર પૂરતો શક છે."

કાશીનાથે કહ્યું:--" ખૂનની બધી હકીકત મારા સાંભળવામાં આવી છે. તમારાપર શક આવવાનાં ઘણાં કારણો પણ છે. તમારો કલોરોફોર્મવાળો રૂમાલ પણ મુડદાંના મુખપરથી મળી આવ્યો હતો. જે સ્થળે ખૂન થયું છે, તેજ સ્થળે તમે ગાડી કરીને તમારા ઘરપાસે ઉતર્યા હતા."

ફરામજીએ કહ્યું:—" હું પ્રમાણપૂર્વક સાબીત કરી આપીશ કે તે રાત્રે હું બિલકુલ મુંબઇ શહેરમાં હાજર જ નહોતો."

કાશીનાથે કહ્યું:—" જો પ્રમાણ આપી શકો તેમ છો, તો પછી ડરવાની શી જરૂર છે? ગમે તેમ હો, પણ આવતી કાલે રૂસ્તમજીનો ઇન્સાફ થવાનો છે એટલા માટે હું તમારી પાસે આવ્યો છું. ગમે તે ઉપાયે આપણે તેનો બચાવ કરવો જ જોઇશે.

ફરામજીએ કહ્યું:--" એ બાબતમાં મારે શું કામ કરવાનું છે, તે કહો જોઇએ વારૂ?"

" પહેલ વહેલાં તો એક સારા વકીલની ખાસ જરૂર છે. તમારી પાસે વકીલના ફીના રૂપિયા જેટલી સગવડ છે, એવી મને ચોક્કસ ખબર મળી ગઈ છે." લાલૂભાઇએ કહ્યું.

" તમે શી રીતે જાણ્યું? તમને કોણે ખબર આપી?" ફરામજીએ અજાયબીથી પૂછ્યું.

" મેં સાંભળ્યું છે કે, તમને કોઇએ રૂસ્તમજીને છોડાવવા માટે પાંચ હજાર રૂપિયા મોકલાવી આપ્યા છે. ગમે તેણે મોકલ્યા હો, તેની

આપણને કશી ચિંતા જ નથી. કારણ કે, અત્યારે આપણા ખપમાં એ રૂપિયા બરાબર લાગી જશે." કાશીનાથે કહ્યું.

"વકીલ મોહનલાલ દલીચંદ દેશાઇને આપણા કેસ માટે નિયુક્ત કરી રાખ્યા છે. તેઓ મુંબઇ શહેરમાં એક સારા અને નામાંકિત વકીલ છે. મને આશા છે કે, આપણા કેસમાં તેઓ બરાબર કાળજી-પૂર્વકજ કામ કરશે." ફરામજીએ પોતાનો ઇરાદો જણાવ્યો.

"બહુ સારૂં કર્યું છે. આજકાલ તેઓજ ફોજદારી કેસોના મુખ્ય વકીલ ગણાય છે."

"પરંતુ તેઓ કહે છે કે, રૂસ્તમજી પેસ્તનજીની સાથે ગાડીમાં ગયો નથી, એમ પ્રમાણ સહિત સાબીત થયા વિના કોઇ પણ રીતે કાંઇ કામ થઈ શકશે નહિ. ફરામજીએ કહ્યું.

"હું તે જાણું છું. તેના પક્ષમાં અનુકૂળ થઈ પડે તેવાં કેટલાંક પ્રમાણો પણ મેં મેળવ્યાં છે."

"વકીલને લઇને મેં તેની સાથે જેલમાં મુલાકાત કરી હતી, પરંતુ તેણે કહ્યું હતું કેઃ—"હું પેસ્તનજીની સાથે ગાડીમાં ગયો નહોતો, તેમ છતાં પણ તે રાત્રે ક્યાં ગયો હતો, તે કોઇ પણ રીતે કહી શકીશ નહિ." અમોએ તેને ઘણો ઘણો આગ્રહ કર્યો હતો, પણ તેણે તે કબૂલ્યો નહોતો."

"મેં પણ જેલમાં જઇને તેનો મેળાપ કર્યો હતો. તેણે મારા પાસે પણ કબૂલ્યું નહોતું."

"આપત્તિમાં એકાએક આવી પડવાથી તેનું મગજ ખરાબ થઇ ગયું છે."

કાશીનાથે કહ્યુંઃ—"ગમે તેમ હો, પણ તે કોઈ પણ રીતે કબૂલ કરતો નથી, છતાં પણ મારાથી તેની એક બાબુ વાત છૂપી રહી નથી.

એ બધી બાતમી મેળવતાં મને જરા મુશીબત વેઠવી પડી હતી. તેણે તે રાત્રે ક્યાં જઇને કોની મુલાકાત કરી હતી, એનો પત્તો પણ મળી ગયો છે."

ફરામજીએ આનંદથી ઉત્સાહિત થઇને કહ્યું:—"ત્યારે તો રૂસ્તમજી જરૂર છૂટી શકશે."

"નિર્દોષને સજા શી રીતે થાય? હવે સાંભળો, હું જે કાંઇ કહું છું તે વકીલને કહી સંભળાવજો."

"કહો."

"તે રાત્રે લગભગ દશેક વાગ્યાને શુમારે એલ્ફિન્સ્ટન ગાર્ડનની સ્હામે એક બાળકે આવીને જે પત્ર આપ્યો હતો, તેજ આ પત્ર છે."

ફરામજીએ અજાયબ થઇને પત્ર વાંચ્યા પછી કહ્યું:—"એક સ્ત્રીએ મરણ પથારી પરથી તેને બોલાવ્યો હતો, ખરૂં ને વારૂ?"

કાશીનાથે જવાબ આપ્યો:—"તે તે રાત્રે બનતી ઉતાવળે તેને મળવા ગયો હતો રસ્તામાં પેસ્તનજીની સાથે મુલાકાત થઇ હતી. પેસ્તનજી દારૂ પીને છેક દીવાનો બની ગયો હતો, એ જોઇને તે તેને એક ગાડીમાં બેસાડીને તરતજ તે સ્ત્રીને મળવા માટે ચાલ્યો ગયો હતો."

"શું એ સ્ત્રીએજ તમને આ બધી હકીકત કહી સંભળાવી છે?" ફરામજીએ પૂછ્યું.

"તે સ્ત્રીનું તે રાત્રેજ મરણ થયું છે."

"ત્યારે શા ઉપાયથી તમે એ બધી બાતમી મેળવી?"

"તે મકાનમાં બીજી એક સ્ત્રી રહે છે, તેની સાથે મરેલી સ્ત્રીની સારી ઓળખાણ હતી. એ સ્ત્રીજ પત્ર લઇને રૂસ્તમજીની પાસે આવી હતી. એલ્ફિન્સ્ટન સરકલ પાસે આવી તેણે એક બાળકની મારફત એ પત્ર રૂસ્તમજીની પાસે પહોંચાડાવી દીધો હતો."

"આ વાત તે સ્ત્રીએજ તમને કહી હતી?"

"હા, તેણે એમ પણ કહ્યું હતું કે, મુએલી સ્ત્રીની પાસે રૂસ્તમજી બે કલાકથી પણ વધારેવાર સુધી બેઠો હતો. આ પરથી સાફ જણાઈ આવે છે કે, જ્યારે પેસ્તનજીનું ખૂન થયું, ત્યારે રૂસ્તમજી એ સ્ત્રીને ઘેરજ હાજર હતો." કાશીનાથે બધો ભેદ ફાડી દીધો.

"ત્યારે હવે રૂસ્તમજીને શો ભો છે?"

"બીજી પણ સાક્ષી છે. જે ઘરમાં સ્ત્રી રહેતી હતી, તે ઘર મહાલક્ષ્મીના શેઠ દાદાભાઈ માણેકજીનું છે. તેનો ગુમાસ્તો તે રાત્રે ત્યાં ગયો હતો. હોરમસજી બેન્કરની સાથે દાદાભાઇનો વ્યવહારકારભાર ચાલે છે, એથી કરીનેજ એ ગુમાસ્તો રૂસ્તમજીને ખૂબ ઓળખે છે. એણે રૂસ્તમજીને તેજ મકાનમાં તે રાત્રે લગભગ બે કલાક સુધી જોયો હતો."

"આ બધી વાતો તમને કોણે કહી? શું તમે આ સર્વ સત્યજ કહો છો?" ફરામજી બોલ્યો.

"ખરૂંજ કહું છું, જૂઠું બોલવામાં મને શો ફાયદો છે? તમારા વકીલને એ ત્રણે સાક્ષીઓને બોલાવવા, પડશે.

"કયા કયા ત્રણ સાક્ષી વારૂ?"

"બાળક, બૈરી અને ગુમાસ્તો."

"હું હમણાંજ તેમની પાસે જાઉં છું."

"કેસ આવતી કાલેજ ચાલવાનો છે માટે આજે તૈયાર થઈ જવાની ખાસ જરૂર છે."

"હું હાલ ઘડીએજ જાઉં છું."

"જો બનશે તો ફરીવાર મળીશ."

"તમારે લીધેજ રૂસ્તમજી બચી ગયો છે. નહિ તો તેના બચવાની આશા નહોતી, તે હમેશને માટે તમારી પાસે આજથી વેચાઇ ચૂકયો છે." ફરામજીએ કહ્યું.

"શું એ મારી ફરજ નથી ?" આમ કહીને કાશીનાથ નાયક ત્યાંથી ચાલ્યો ગયો. ફરામજી પણ તરતજ વકીલને મળવા માટે બહાર નીકળી પડયો.

## પ્રકરણ ૧૫ મું

### સલાહ

આજે સંધ્યા વખતે કીર્તિકર પોતાની ઓફિસમાં બેસી દાદાભાસ્કર તથા લાલૂભાઇની વાટ જોઈ રહ્યો હતો. પ્રથમ દાદાભાસ્કર આવ્યો.

કીર્તિકરે કહ્યું:—"બેસો, આજે કાંઇ નવા સમાચાર લાવ્યા છો કે ?"

દાદાભાસ્કરે જવાબ દીધો:—"ના, કાંઈ વિશેષ સમાચાર મળી શક્યા નથી. તેમ છતાં પણ તેમની બન્ને જણાની વાતચીત પરથી સ્પષ્ટ જાણી શકયો છું કે, બરજોરજી એક પાકો બદમાશ અને ઉઠાવગીર છે. એના હાથમાં રાજાબાઇ અને જરબાનુ બન્ને આવી પડી છે. મંચેરજી એના હાથમાં પૂતળાં જેવો બની ગયો છે."

"ચોરી કોણે કરી છે, એ વાત તમારા જાણવામાં આવી કે નહિ વારૂ ?" કીર્તિકરે પૂછયું.

"ઘણું કરીને રાજબાબુએ ચોરી કરી હોય એમ જણાય છે." દાદાભાસ્કરે જવાબ આપ્યો.

"રાજબાબુની ગુપ્તકથા જાણવાનો કાંઇ ઇલાજ જણાતો નથી?" કીર્તિકરે પૂછ્યું.

"કેમ?"

"હોરમસજી એ વાત પોતાની સ્ત્રીને પણ કદાપિ કહે તેમ નથી. જો એમ ન કરે તો તે આટલા બધા રૂપિયા પણ પેદા કરી શકે તેમ નથી?" કીર્તિકરે એક નવી શંકા રજૂ કરી.

"મંચેરજી, રૂસ્તમજીની સાથે ખૂબ મળેલો છે. કદાચ, તેણેજ દારૂ પી, દીવાનો બનીને કોઇક દિવસે એ બધી બાના તેને જણાવી દીધી હશે." દાદાભાસ્કરે કહ્યું.

"બની શકે તેમ છે, પરંતુ તે એ વાતને કબૂલ કરતો નથી" કીર્તિકરે કહ્યું.

"ગમે તેમ હો પણ ચોર જલ્દીજ પકડાઇ જશે. હવે મારે બરજોરજીનો ચાકર થઇ બેસી રહેવામાં કાંઈ ફાયદા જેવું નથી. એ બચ્ચાનો ચાકર થવું એ કાંઈ જેવી તેવી વાત નથી. એકવાર મારી પીઠપરનું કપડું ઉંચું કરી જોવાથી આપને ખાતરી થઇ આવશે," ભાસ્કરે કહ્યું.

કીર્તિકરે હસીને કહ્યું:—"ત્યારે તો આજથીજ એ ધંધાને તલાકનામું આપી દો. જો જરૂર પડશે, તો તે સુવ્વરનો બચ્ચો પોતાની મેળે બીજો નવો નોકર શોધી લેશે."

એ સમયે લાલૂભાઈ આવી ચઢયો. તેને જોઇને દાદાભાસ્કરે પૂછયું:—"ખૂનની બાબતમાં ક્યાં સુધી બાતમી મેળવી શકયા છો વારૂ?"

લાલૂભાઇએ કહ્યું:—"હવે કાંઇપણ બાકી રહ્યું નથી. આ વખતે જેને હું કેદ કરીશ, તે કોઈ પણ રીતે મારા પંજામાંથી છટકી શકશે નહિ."

"એવી વાત રૂસ્તમજીને પકડતી વેળાયે પણ કહી હતી." દાદાભાસ્કરે કહ્યું,

"આ વખતે જોઇ લેજો."

કીર્ત્તિકરે કહ્યું:—"આ પત્ર લાલૂભાઈ સાહેબેજ મેળવ્યો છે. જૂઓ, વાંચો.

દાદાભાસ્કર પત્ર વાંચવા લાગ્યો:—

"હોરમસજી!

તમને પત્ર લખવાને હું લાયક નથી, તેમ છતાં પણ હવે વધારે દિવસ જીવીશ નહિ હું મરવા પડી છું, એટલા માટેજ લખું છું,

જો તમે મારાં લગ્ન છૂપાં ન રાખ્યાં હોત, તો તેથી કદાચ મારી આવી દશા થવા પામત નહિ. હું એમાં મારાં કિસ્મતને દોષ દેતી નથી, પોતાના પાપનું ફળ પોતેજ ભોગવું છું."

વિચાર્યા વગર પાપના પ્રલોભનમાં પડી તમારી કન્યાને લઇને હું તમને છોડી નાસી છૂટી હતી. કન્યાને બીજાની પાસે રાખી હતી, પરંતુ તેને મેળવી શકી નથી. સાંભળ્યું છે કે, તે હજી સુધી જીવિત છે. ઘણું કરીને મારા જેવીજ તેની પણ હાલત થઇ પડી છે. હું પાપિણી છું, તેનો કાંઇ દોષ નથી, તેની તપાસ કરજો. તેને રૂપિયાની ખોટ નથી, તેને સંભાળજો. કાયદા પ્રમાણે તમારી સઘળી મિલ્કતનો વારસ તે છે.

આ વીસ વર્ષ સુધી મેં શું કર્યું છે અને શું નથી કર્યું, હું કેવી હાલતમાં હતી, તે બધું તમને કહી સંભળાવવામાં કાંઈ લાભ નથી.

ગમે તેમ હો, પણ છેવટે પેસ્તનજી નામના એક માણસની પાસે તે હતી. એથી વિશેષ એ બાબતમાં વધારે કાંઈ પણ કહેવાની જરૂર જણાતી નથી.

તેની પાસે જે કાંઇ હતું, તે ઉડાવી દઇને તે રૂપિયા મેળવવાની તજવીજમાં ફરતો હતો. મારી પાસેથી તે તમારી વાત સાંભળીને, તમને ભય બતાવી રૂપિયા લેવાની ઇચ્છાથી મારી પાસેથી ફોસલાવીને મારા લગ્નનું તથા કન્યાના જન્મનું સર્ટિફિકેટ લઈ ને મુંબાઈ આવ્યો છે.

તમારાપર મને રોષ હતો ખરો, છતાં પણ મને દગો દઇને કોઈ તમારો સર્વ નાશ કરે, એ જોવાની મારી ઇચ્છા નથી. તેથીજ ઘણી મહેનતે આજે અઢી માસ થયાં તેનો પત્તો મેળવવા માટે અહીં આવી છું. પરંતુ અહીં આવીને બીમારીમાં પડી છું, મને ચોક્કસ ખાત્રી છે કે, આ મંદવાડમાંથી હું કોઇ પણ રીતે બચી શકું તેમ નથી, બચવાની મારી ઇચ્છા પણ નથી.

પેસ્તનજીની સાથે આજે મુલાકાત થઇ છે. તેણે તમને મારા સંબંધમાં હજી સુધી કશું પણ કહ્યું નથી. એટલો બધો તે અર્થલોભી શયતાન છે કે, તમારી કન્યાની સાથે લગ્ન કરવાની પણ કોશિશ કરી રહ્યો છે. તેથી તમારા બધા રૂપિયા તેનાજ થશે. જેથી તે એ લગ્ન ન કરી શકે, એવો ઇલાજ હું કરીશ. તમે તેનાથી ચેતતા રહેજો.

વધારે લખી શકતી નથી, હાથ ઉપડી શકતા નથી, કારણ કે તે તદ્દન અશક્ત થઇ પડયા છે. રૂસ્તમજી નામનો એક સખ્સ તમારી કન્યાને ચાહે છે; એવી ખબર પણ મને મળી છે, હું તે સખ્સને પણ ખબર આપીશ કે, પેસ્તનજી દારૂડીયો, જુગારી, દગાબાજ અને જીવતો જાગતો રાક્ષસ છે. તેનાથી ન બની શકે, એવું આ દુનિયામાં કોઈ પણ કાર્ય છે જ નહિ."

દાદાભાસ્કરે પત્ર વાંચીને કીર્તિકરની નજીકમાં મૂકી દીધો.

કીર્તિકરે પૂછ્યું:—"કેમ, પત્રપરથી શું સમજ્યા ?"

દાદાભાસ્કરે કહ્યું:—"એ સ્ત્રી હોરમસજીની પરણેલી સ્ત્રી હતી. તેનું ચારિત્ર્ય ખરાબ હતું, એમ ધારીને હોરમસજીએ તેની સાથે છુપી રીતે લગ્ન કર્યાં હતાં. એમની એક કન્યા થઈ હતી."

"ત્યાર પછી ?" કીર્તિકરે પૂછ્યું.

દાદાભાસ્કરે જવાબ આપ્યો:—"ત્યાર પછી કન્યાને લઈને એણે ગૃહત્યાગ કર્યો હતો. પારસી નામ હોવાથી કદાચ કોઇ ઓળખી જશે, એમ ધારીને તેણે મરાઠી નામ ધારણ કરી લીધું હતું."

"ત્યાર પછી પેસ્તનજી પાસેનાં, તેનાં એ બન્ને સર્ટિફિકેટો મેળવીને તે હોરમસજીનો સર્વનાશ કરવાની કોશિશમાં હોય, એ તો આ પત્ર પરથી નાનું બાળક પણ સમજી શકે તેમ છે."

"એ ઉપરાંત એ પણ સ્પષ્ટ જણાઇ આવે છે કે, એ સ્ત્રી ગમે તે રીતે હોરમસજીની બધી વાતો જાણતી હોવી જોઇએ. હોરમસજી પોતાનો બચાવ કરવાની ખાતર પેસ્તનજીની પાસેથી સર્ટીફિકેટો મેળવવાની તજવીજમાં પડ્યો હોય, તો તે પણ માની શકાય તેમ છે."

લાલૂભાઇએ કહ્યું:—"તેણે ફરામજીને પોતાની ટોળીમાં મેળવી લીધો હતો. ફરામજીને મોકલાવીને ક્લૉરોફૉર્મ મંગાવ્યું હતું. ફરામજી અને રૂસ્તમજી એકજ જાતનો કોટ પહેરે છે. એથી ફરામજીની પાસેથી તેનો કોટ માગી લઇને તે રાત્રે તે પેસ્તનજીની પાછળ પડ્યો હતો."

કીર્તિકરે પૂછ્યું:—"ત્યાર પછી ?"

લાલૂભાઇએ જવાબ આપ્યો:—"રૂસ્તમજીને જોઇને તે જરા ખસીને ઉભો રહ્યો હતો. તેના ચાલ્યા જવા પછી તરતજ તે તેની

ગાડીમાં ચઢી બેઠો હતો. ત્યાર પછી તેને ક્લોરોફૉર્મ સુંઘાડીને તથા સર્ટીફિકેટો લઇને ગાડીમાંથી ઉતરી પડયો હતો. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ, હોરમસજીને કેદ કરવામાં હવે એક ક્ષણનો પણ વિલંબ કરશો નહિ."

દાદાભાસ્કરે કહ્યું:—" મારો પણ એજ અભિપ્રાય છે."

કીર્ત્તિકરે કહ્યું:—" પછીથી જોઇ લેવાશે. રૂસ્તમજીના કેસને પતી જવા દો. કાલે તેનો મુકર્દમો છે. તમો તૈયાર રહો."

લાલુભાઈ અને દાદાભાસ્કર બીજું કાંઇપણ કહ્યા કારવ્યા સિવાય ઉઠીને ઉભા થયા. કીર્ત્તિકર તેમને બન્નેને વિદાય કરીને કેટલાક કાગળો બહાર કાઢી પોતાના કામમાં ગુંથાઇ ગયો.



# (વિભાગ ત્રીજો)



## ઇન્સાફ અને ઇન્સાફનું પરિણામ



## પ્રકરણ ૧ લું



### અદાલતમાં



માજિસ્ટ્રેટની કૅાર્ટમાં આજે લોકોની મોટી ભીડ જામી હતી. આજે રૂસ્તમજીના ઇન્સાફનો આરંભ થવાનો હતો. અદાલતમાં આજે દેશના લોકો તૂટી પડયા હતા. રૂસ્તમજીને ઘણાં માણસો ઓળખતાં હતાં, હોરમસજીની બેન્કના કેશિયર તરીકે તેનું નામ ઘણાના જાણવામાં હતું. ખાસ કરીને આ ખૂનની બાબતમાં સમાચાર પત્રોમાં ઘણું ઘણું લખાણ લખવામાં આવ્યું હતું. આ નવીન પ્રકારના ખૂનનો ઇન્સાફ શી રીતે થશે, એ જેવા માટે લોકો અત્યંત કૌતુહલને વશીભૂત થઈ પડયા હતા.

અદાલતમાં એટલી બધી ભીડ જામી હતી કે, કોર્ટમાં હવે તિલ જેટલી જગા પણ રહી નહોતી. ઘણાં માણસો અંદર દાખલ ન થઈ શકવાથી અંદર શું થાય છે એ જેવાની કોશિશ કરતાં હતાં.

ઘણી મહેનતે સાર્જન્ટ અને કોન્સ્ટેબલો એ ગરબડને અટકાવવાની કોશિશ કરતા હતા, પરંતુ એટલી બધી ભીડ જામી હતી કે,

કોઇ પણ રીતે ગરબડ થતી અટકની નહોતી. બધાં આરોપીને જોવા માટે વ્યગ્ર થઇને કોલાહલ કરતાં હતાં.

અગિયાર વાગતાં મહેલાં થોડીવારે પ્રહરીઓથી ઘેરાઇને આ-સામી પાંજરાની વચ્ચે આવી ઉભો રહ્યો. એક વખતે સઘળા જેનો માનસહિત સત્કાર કરતા હતા, આજે તેને આવી હાલતમાં ઉભા રહેવાથી શું થતું હતું, તે જે એવી હાલતમાં પડયું નથી, તેનાથી સમજી શકાય તેમ નથી. રૂસ્તમજી મ્હોં ઉંચું કરીને કોઇ પણ દિશામાં જોવાનું સાહસ કરી શકયો નહિ.

આ કેટલાક દિવસમાં રૂસ્તમજીના શરીરના આકારમાં ઘણો ફેર-ફાર થઇ ગયો હતો. એકાએક જોવાથી. તેને ઓળખી શકાતો નહોતો તેની આંખો તથા મ્હોં તદ્દન બેરંગી થઇ ગયાં હતાં. તેણે મનમાં ને મનમાંજ ધાર્યું હતું કે, તેને બચવાનો હવે એક પણ ઈલાજ રહ્યો નથી. તે બધી બાના જાહિર કરે તો છૂટી શકે તેમ છે, પરંતુ એ તો તેનાથી કોઇ પણ રીતે કરી શકાય તેમ નથી. બીજાના ખૂનને માટે તે ફાંસીએ જાય છે, આવા નાની ઉમ્મરમાં તેની સર્વ આશાઓનો અંત આવી જવા બેઠો છે. જિન્દગીમાં કેવો સુખી થઇશ, કેવાં કામો કરીશ, એવા એવા તેના અનેક મનોરથો આજે દૈવના કોપથી તદ્દન નષ્ટ થઈ જવા બેઠા છે ! રક્ષા મેળવવાનો અથવા બચવાનો બીજો એકે ઇલાજ પણ રહ્યો નથી.

એક વાર તેણે ઘણાજ ગભરાટની સાથે અદાલતની ચારે બાજૂએ જોયું, ચારે તરફ લોકોની વિશાળ ભીડ જામેલી જોવામાં આવી. તે પોતાના કોઇપણ પરિચિત માણસને જોઇ શકયો નહિ. ખાસ કરીને તે હવે આંખોથી પણ બરાબર જોઈ શકયો નહિ.

એકવાર ફરામજીની વાત તેને સાંભરી આવી, તેણે વિચાર્યું કે, તે અવશ્ય તેને બચાવવાની તજવીજમાંજ છે. તેની પાસે રૂપિયા છે, તેથી ચોક્કસ તેણે કોઈ સારો વકીલ કરી લીધો છે, પરંતુ વકીલ શું કરશે ? તે તો મ્હોં ખોલીને કાંઇપણ બોલી શકશે નહિ.

તેણે ફરામજી આવ્યો છે કે નહિ, એ જોવા માટે ફરીવાર નજર દોડાવી, પરંતુ ફરામજીને તે જોઈ શકયો નહિ. તેના હૃદયના ઉંડાણમાંથી એક ઊંડો નિશ્વાસ બહાર નીકળી પડયો. તેણે મનમાં ને મનમાં જ કહ્યું:—" હાય ! આફતમાં ખરો દોસ્ત પણ દૂર થઈ જાય છે."

એકવાર તે વૃદ્ધ મરાઠો તેને યાદ આવી ગયો. તેણે વિચાર્યું કે, " તેણે મારે માટે ઘણી મહેનત ઉઠાવી છે. હજી પણ જરૂર ઉઠાવશે. પરંતુ તેમ હોવા છતાં પણ તે બિચારો શું કરી શકશે ? "

એવામાં અદાલતમાં એક પ્રકારનો કોલાહલ મચી ગયો. બધા લોકો ઉઠીને ઉભા થયા. મેજીસ્ટ્રેટ સાહેબ આવીને ન્યાયાસનપર વિરાજ્યા, કે તરતજ ફરીવાર ગંભીર નિઃસ્તબ્ધતા છવાઈ ગઇ.

સાહેબ પ્રથમ કેટલાંક કાગળીયાંપર સહી કરવામાં ગુંથાયા. તે કામ પતાવીને તેમણે આરોપીના સ્હામું જોયું, તરતજ સરકારી વકીલ ઉઠીને ઉભો થયો. તેણે કહ્યું:—" આ પેલી ગાડીમાં થયેલા ખૂનનો કેસ છે. "

મેજીસ્ટ્રેટે પૂછયું:—" આરોપીના પક્ષમાં કોણ કોણ હાજર છે. ? "

આ પ્રશ્નથી રૂસ્તમજી ગભરાયલા ચિત્તે જ્યાં વકીલો બેઠા હતા, તે તરફ જોયું. તેના પક્ષમાં કોઈ વકીલ છે કે નહિ, તે તે બરાબર જાણતો નહોતો. પરંતુ અત્યારે જોયું કે, તેનો વકીલ ઉઠી ઉભો થયો છે. થોડીવાર પછી તે વકીલે કહ્યું:—" હું આરોપીના પક્ષમાં છું. "

રૂસ્તમજી એને ઓળખતો હતો. એ મુંબઇની અદાલતનો એક સર્વથી મુખ્ય વકીલ હતો. એને ફરામજી એક દિવસ જેલમાં પોતાની સાથે લઈ આવ્યો હતો. તેણે વિચાર્યું કે, આ પરથી તો ફરામજી મને ભૂલ્યો હોય એમ જણાતું નથી. રૂસ્તમજી જાણતો હતો કે, તેને બચવાનો બીજો એક પણ ઇલાજ બાકી નથી. તેમ છતાં પણ વકીલ તેની તરફેણમાં છે, એમ જાણીને જાણે તેનું મન ઘણુંજ આશ્વસ્ત થયું. તેની ચિંતા ઘણે ભાગે શાન્ત થવા આવી.

મેજીસ્ટ્રેટે આરોપીના વકીલને સંબોધીને પૂછયું કે:—" આ સેસન્સ કેસ છે, આપ આ કોર્ટમાં આસામીના પક્ષનું અવશ્ય સમર્થન કરશો નહિ. "

આરોપીના વકીલે કહ્યું:—" ના, હજૂર ! હું આ અદાલતમાં જ બધું કરીશ. આ કેસને સેસન કમિટ કરવાની જરૂર પણ પડશે નહિ. "

મેજીસ્ટ્રેટ સાહેબે સહજ અજાયબી પામીને સરકારી વકીલના મ્હોં સ્હામું જોયું. તે ઉઠીને બોલ્યો:—" મારા મિત્ર શું આ સ્થળેજ સાક્ષીઓની જુબાની લેવડાવવા માગે છે ? "

આસામીના વકીલે કહ્યું;—" હા. ફક્ત જુબાનીજ નહિ, પણ અમારા જે સાક્ષીઓ છે, તેને પણ અહીં બોલાવવા માગું છું. "

" ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે ગુન્હેગાર નિર્દોષ છે ? " માજીસ્ટ્રેટે પૂછયું.

" સાક્ષી પૂરાવા લેવાથી હજૂર પણ તેમજ કહેશે. " આરોપીના વકીલે કહ્યું,

" ખૂની મુકર્દમાને સેસન્સમાં મોકલવાનો નિયમ છે. " માજીસ્ટ્રેટે કહ્યું.

" પણ જો આરોપીની વિરૂદ્ધમાં પ્રમાણો ન મળે તો સેસનમાં કેસ મોકલવાની કશી જરૂર નથી."

"એમ જ હશે, તો આરોપીને હું હમણાં જ છોડી મૂકીશ." માજીસ્ટ્રેટે કહ્યું.

સરકારી વકીલે કહ્યું કે:—" આ સર્વ મોટા મુકર્દ્દમાને સેસનમાં જ્યુરીની સમક્ષ રજૂ કરવો એજ વધારે ઉચિત છે, તેમ છતાં પણ મારા મિત્ર આ જવાબદારીને પોતાના શિરપર લેતા હોય, તો અમોને તેમ કરવામાં કશી પણ હરકત નથી."

આરોપીના વકીલે કહ્યું:—" હું જવાબદારી લઉં છું."

માજીસ્ટ્રેટે સરકારી વકીલને કહ્યું:—" હવે તમો મુકર્દ્દમો શરૂ કરી શકો છો."

તે પોતાના કાગળપત્ર સંકેલી લઇ ઉઠીને ઉભો થયો. મુકર્દ્દમો શરૂ થયો.

## પ્રકરણ ૨ જું

## ઇન્સાફનો આરંભ

સરકારી વકીલે કહ્યું:—" આરોપી રૂસ્તમજી અહીંના પ્રખ્યાત બેન્કર હોરમસજીનો કેશિયર હતો. પ્રથમમાં એ બેન્કમાંથી એક લાખ રૂપિયા ચોરાઇ ગયા છે, એ ચોરીને માટે આસામી રૂસ્તમજીને જ પોલિસે પકડ્યો હતો. પરંતુ તેની વિરૂદ્ધમાં પૂરતાં પ્રમાણો ન મળી શકવાથી તેને જામીનપર છોડી દેવામાં આવ્યો હતો. જે રાત્રે બેન્ક-

માંથી ચોરી થઇ હતી, તેજ રાત્રે આ ખૂન પણ થયું હતું. રૂસ્તમજીનું વર્ત્તન પહેલા ઘણું જ સારૂં હતું, પરંતુ છેલ્લા એકાદ વર્ષ થયાં તે મદિરાપાન કરવામાં, વેસ્યાસક્ત રહેવામાં અને જુમાર ખેલવામાં તલ્લીન રહ્યા કરે છે, હોરમસજી હજૂરની સમક્ષ આવીને આ બધી બીના જણાવશે. એટલું જ નહિ, આરોપીનો ખાસ દોસ્ત ફ્રામજી પણ એ કબૂલ કરશે. હોરમસજી એમ પણ જણાવશે કે, તેની કન્યાની સાથે આરોપીનો પ્રેમ હતો, તેનું ચારિત્ર્ય કલુષિત ન થયું હોત. તો તે તેની સાથે કન્યનાં લગ્ન પણ કરત. એવામાં કલકત્તાથી એક આબરૂદાર જુવાન હોરમસજીના કોઈ મિત્રની પાસથી પત્ર લઇને તેને ઘેર આવ્યો હતો. એનું નામજ પેસ્તનજી હતુ અને એ હતભાગી જુવાનનું જ ખૂન થયું છે. હોરેમસજીએ પેસ્તનજીની સાથે પોતાની કન્યાનાં લગ્ન કરશે, એવો નિશ્ચય થઇ ગયો હતો. એપરથી વિશેષ જણાવવું નિરર્થક છે કે, આરોપી પેસ્તનજીપર ઘણોજ ગુસ્સે થયો હતો. બન્નેમાં ઓળખાણ થઈ હતી, એ ખરૂં; પરંતુ બન્નેના પ્રતિ બન્નેને પુષ્કળ દ્વેષ હતો. આરોપીનો પોતાનો નોકર જણાવશે જે, એક દિવસ તેણે એમને બન્નેને મારામારી કરતા જોયા હતા અને એમ પણ સાભળ્યું હતું કે;—' જો તારૂં લોહી ન રેડું, તો મારૂં નામ રૂસ્તમજી નહિ. આસામીનો બીજા એક મિત્ર મંચેરજીએ ખૂનની રાત્રે તેને રાત્રિના અગિયાર વાગ્યાના શુમારે ગિરગામની પાસે જોયો હતો. આરોપીએ પોલિસની પાસે એ વાત કબૂલ કરી છે, કે તેની સાથે પેસ્તનજીનો તે સ્થળે મેળાપ થયો હતો. છેક બેભાન જોઇને તેને તેણે એક ગાડીમાં બેસાડી દીધો હતો. એજ ગાડીનો કૉચમેન કહે છે કે:—" જે વ્યક્તિએ ગાડી બોલાવીને પેસ્તનજીને ગાડીમાં બેસાડી દીધો હતો, તે પ્રથમ થોડેક દૂર ચાલ્યો ગયો હતો ખરો, પરંતુ પાછો ફરી

આવીને બોલ્યો હતો કેઃ—" ના, હું એને ઘેર પહોંચાડી આવું છું." આમ કહીને તેજ પુરૂષ ગાડીમાં ચઢી બેઠો અને છેવટે ગિરગામના નાકાપર આવી ઉતરી પડ્યો. ગાડીવાળાએ થોડેક દૂર આવ્યા પછી જોયું તો ગાડીની અંદરના માણસને મરેલો જોયો.

વળી બીજા એક ગાડીવાળાએ કહ્યું છે કે, ગિરગામના નાકાપરથી એક માણસ તેની ગાડીમાં બેસીને કાલબાદેવી રોડપર ઉતરી ગયો હતો. તે જે વખત જણાવે છે, બરાબર તે વખત પહેલાંજ ગાડીની અંદર ખૂન થયું હતું. તે તે વ્યક્તિનું જેવું વર્ણન કરે છે, તે પરથી તે બન્ને વ્યક્તિ એકજ હતી, એમાં કાંઇ પણ સંદેહ જ રહેતો નથી.

ત્યાર પછી કાલબાદેવીની ગેટના પહેરાવાળાએ રાત્રિના બાર વાગ્યાના શુમારે એક વ્યક્તિને ગાડીમાંથી ઉતરતી જોઇ હતી. પ્રથમ તેણે તેને ફરામજી ધાર્યો હતો, પરંતુ અત્યારે તે સોગંદ ખાઇને કહે છે કે, તે ફરામજી નહોતો, પણ રૂસ્તમજી હતો. ફરામજી અને રૂસ્તમજી એકજ પ્રકારનો પોશાક પહેરે છે. એ વાતને ફરામજી તથા રૂસ્તમજી બન્ને જણાએ કબૂલ કરી છે. એથી એ વ્યક્તિ રૂસ્તમજી વિના બીજી કોઇપણ નથી, એમાં પણ કાંઇ સંદેહ નથી. આ બનાવના આગલા દિવસે ફરામજીએ કલોરોફૉર્મની શીશી ખરીદી હતી. શા માટે ખરીદી હતી, તેનું કારણ સ્પષ્ટ કહી શકાતું નથી. તે પોતાના મિત્ર રૂસ્તમજીના માટેજ ખરીદી હતી, એમાં શો શક છે? ડૉકટરે પરીક્ષા કરીને કહ્યું છે કે, પેસ્તનજીનું કલોરોફોર્મથી મોત થયું છે. જે રૂમાલ કલોરોફૉર્મથી ભીંજાયલો હતો, તેના પર ફરામજીનું નામ લખેલું હતું. ફરામજી કહે છે કે, તેનો રૂમાલ હમેશાં રૂસ્તમજીની પાસેજ રહે

છે, ઘણી વાર તે તેનો ઉપયોગ કરે છે. તેમ છતાં પણ આરોપીના પક્ષ તરફથી મારે એટલું જણાવવું પણ જરૂરનું છે કે, તેણે જે કલો-રોફૉર્મ સુંઘાડ્યું હતું, તેમાં તેની ખૂન કરવાની ઇચ્છા નહોતી. પેસ્તનજી ઘણોજ બેભાન ન બની ગયો હોત તો, તેનું મરણ થાત નહિ. આવી સ્થિતિમાં પણ રૂસ્તમજીના સિવાય બીજા કોઈના પણ હાથથી પેસ્તનજીનું ખૂન થવાની સંભાવના નથી. મારા મિત્ર જો અપરાધીને નિરપરાધી ઠરાવી શકશે, તો તેથી હું સંતુષ્ઠ થયા વિના અસંતુષ્ઠ નહિજ થાઉં. જે ખરો ગુન્હેગાર હોય અને તેનેજ સજા થાય, એ જોવાની મારી ખાસ ફરજ છે. નિરપરાધી કોઇ પણ રીતે માર્યો ન જાય, તે જોયું એ પણ મારી તેવીજ અગત્યની ફરજ છે. હવે હું એક પછી એક મારા સાક્ષીઓને બોલાવીશ."

માજીસ્ટ્રેટ સાહેબે કહ્યું:—"પોલિસે જે રિપોર્ટ આપ્યો છે, તે હું જોવા માગું છું."

આસામીના વકીલે ઉઠીને કહ્યું કે:—"હજૂર! ડિટેકિટવ ઇન્સ્પે-કટર લાલૂભાઇએ આ મુકદ્દમાનો પત્તો મેળવ્યો છે, તેમનો રિપોર્ટજ અદાલતમાં રજૂ થયો છે. પરંતુ અમોએ સાંભળ્યું છે કે, તેમનો રિપોર્ટ પૂરતો નથી. ડિટેકટીવ સુપ્રિન્ટેન્ડન્ટે આ મુકદ્દમાનો ફરીવાર રિપોર્ટ આપવાની પરવાનગી માગે છે. અમારી પ્રાર્થના છે કે, હજૂર તેમના એ રિપોર્ટને પણ મંગાવીને જૂઓ."

માજીસ્ટ્રેટે કહ્યું:—"જરૂર એ પણ જોઇશ."

આરોપીના વકીલે કહ્યું:—"ઇન્સ્પેકટર લાલૂભાઇને એકાદ બે પ્રશ્ન પૂછવા માગું છું. આશા છે કે હજૂર તેમને અદાલતમાંથી બોલાવી મંગાવવાની આજ્ઞા ફરમાવશે."

માજીસ્ટ્રેટે કહ્યું:—"તમો એ વિષયમાં દરખાસ્ત મૂકશો તો હું તેનો વિચાર કરીશ. સરકારી વકીલને એ બાબતમાં કાંઈપણ વાંધો છે ખરો કે ?"

સરકારી વકીલે કહ્યું:—"ના, હજૂર! એમાં મને કશો વાંધો નથી, વાંધો ઉઠાવી શકાય તેમ પણ નથી."

માજીસ્ટ્રેટે કહ્યુ:—"સારૂં, ત્યારે ઇન્સ્પેક્ટર લાલૂભાઇને સાક્ષી આપવા માટે બોલાવું છું."

પછીથી માજીસ્ટ્રેટ આરોપીના સ્હામું જોઇને કહ્યું કે:—"તમારી વિરૂદ્ધમાં ખૂનનો કેસ મંડાયો છે. એ બાબતમાં તમારે કાંઇપણ કહેવાનું છે ?"

આરોપીનો વકીલ જવાબ આપવા ઉઠતો હતો, પરંતુ તેના ઉઠતાં પહેલાંજ રૂસ્તમજી બોલી ઉઠયો કે:—"હું નિર્દોષ છું, એના કરતાં બીજું કાંઇપણ વધુ કહેવા માગતો નથી. મારા તરફથી જે કાંઇ કહેવાનું હશે, તે મારા વકીલ કહેશે."

માજીસ્ટ્રેટે સરકારી વકીલને કહ્યું કે:—"હવે તમો સાક્ષીઓને બોલાવી શકો છો."

સરકારી વકીલ બોલ્યો:—"નંબર ૧ લો કોચમેન!"

કૉન્સ્ટેબલે કૉચમેનને બોલાવીને કહ્યું કે:—"હાજર છે કે?"

દર્શકો એ સાંભળીને અજાયબ થઈ ગયા અને જુબાની સાંભળવા માટે આતુર બની ગયા.

# પ્રકરણ ૩ જું



## જુબાની

પહેલો સાક્ષી કોચમેન—ગાડીવાન આવીને પાંજરામાં ઉભો રહ્યો. સિરસ્તદારે તેને સોગંદ ખવડાવ્યા. તે નામઠામના સંબંધમાં પોલિસની પાસે જે કાંઈ બોલ્યો હતો, તે અત્યારે પણ બોલ્યો.

આરોપીનો વકીલ જુબાની લેવા ઉભો થયો. સાક્ષીને પૂછ્યું:—"જે માણસ પેસ્તનજીને તારી ગાડીમાં બેસાડી ગયો હતો, તેજ માણસ શું ફરીવાર ગાડીમાં ચઢી બેઠો હતો ?"

"હા."

"સોગંદ લઈને કહે છે ?"

"હા."

"તેં શી રીતે જાણ્યું કે, એ માણસ તેજ હતો, બીજો કોઈ પણ નહોતો !"

"હું ચોક્કસ કહી શકું છું."

"ત્યારે શું તું બન્ને જણાએ એકજ જાતનો પોશાક પહેર્યો હતો, તેથી અંદાજ કરીને કહે છે કે, તે માણસજ ગાડીમાં ચઢી બેઠો હતો ?"

"એ ન હોય, તો એમ શા માટે કહે કે, 'મારો મિત્ર બેભાન થઈ ગયો છે. માટે હુંજ તેને ઘેર પહોંચાડવા માટે આવું છું !"

"એ વાત તને બરાબર સાંભરે છે."

"બહુ સારી રીતે સાંભરે છે."

આસામીના વકીલે પૂછ્યું:—"પહેલા માણુસના અને બીજા માણુસના ગળાના અવાજમાં તને કાંઇ તફાવત માલૂમ પડયો હતો કે નહિ?"

કૉચમેને કહ્યું:—"ના, તેમ છતાં પણુ એટલું યાદ છે કે, પહેલાં જ્યારે તે માણુસ મને મળ્યો હતો, ત્યારે તે ખૂબ ચાવીને બોલતો હતો. તેમજ ઉતાવળથી બોલતો હતો. પણુ બીજી વારનો માણુસ કાંઇક ધીમું અને જેમ તેમ બોલતો હતો."

"તે રાત્રે તારૂં મગજ ઠેકાણે હતું કે?"

"ઠેકાણે કેમ ન હોય વારૂ?"

"હજૂરની સ્હામે સોગંદ ખાઇને કહે જોઇએ તે રાત્રે તેં તાડી પીધી નહોતી?"

"જો પીધી હોય, તોપણુ કોઇને કાંઇ નુકસાન કર્યું નથી."

"એ વાત સાંભળવા માગતો નથી. 'હા' કે 'ના' નો જવાબ માગું છું." વકીલે કહ્યું.

"પીધી હતી."

"કાંઇક વધુ પીધી હતી કે?"

"તે કહી શકતો નથી."

"ગાડી ખૂબ જોરથી હાંકી હતી કે? ફક્ત "હા કે 'ના' એમાંથી એકજ વાત કહી દે."

"એ જાણતો નથી."

"તને પહેરાવાળાએ ધીમેથી ગાડી હાંકવાનું કહ્યું હતુ કે નહિ?" આરોપીના વકીલે પૂછ્યું:—

"સાક્ષી આપવા આવતાં જૂઠું બોલનારને જેલમાં જવું પડે છે, તેતો તું જાણે છે ને?"

"એક પહેરાવાળાએ કહ્યું હતુ ?"

"કેમ, ત્યારે તો આંખે બરાબર દેખતો ન હોવો જોઇએ."

"આમ શાથી કહો છો ?"

"કેમ, તાડી પીવા માટે. જ્યાં તુ એ જેન્ટલમેનને બેસાડવા માટે ઊભો હતો, ત્યાંથી ગ્યાસનો દીવો કેટલેક દૂર હતો ?" આરોપીના વકીલે પૂછ્યું.

"બરાબર યાદ નથી, એટલું બધું મેં જોયું નથી."

"તે જગાએ બરાબર અજવાળું હતુ કે નહિ ?"

"હા, હતું."

"તેમ છતાં પણ તુ તે બન્ને જણને બરાબર જોઈ શક્યો નહોતો ?" આરોપીના વકીલે પૂછ્યું.

"ના."

"ત્યારે હવે તુ સોગંદ ખાઇને કહી શકે છે કે, તેઓ બન્ને એકજ માણસ હતા ?"

"ના."

"આરોપીના તરફ જોઇ જો જોઇએ કે, એ તેજ માણસ હતો કે ?"

"ના, હુ તે બરાબર કહી શકતો નથી. મેં તેને સારી રીતે જોયો નથી."

આસામીના વકીલે કહ્યું:—"આને હવે બીજું કાંઇપણ પૂછવા જેવું રહેતુ નથી."

તેના બેસી જવા પછી સરકારી વકીલે બીજા નંબરના કૅાચ-મેનને બોલાવ્યો. એ બીજા નંબરના સાક્ષીએ પોલિસ પાસે જે કાંઇ કહ્યું હતુ, તે અહીં પણ કહ્યું. પછી આરોપીનો વકીલ ઊઠયો.

"તેં જ્યારે એ માણુસને ગાડીમાં બેસાડયો હતો, ત્યારે રાત્રિના કેટલા લાગ્યા હતા?"

"સાડા અગિયાર." બીજા કૅાચમેને જવાબ દીધો.

"શી રીતે જાણ્યું કે, એ વખતે બરાબર સાડાઅગિયારજ વાગ્યા હતા?" આરોપીના વકીલે પૂછ્યું.

"થોડીવાર પહેલાં પહેરાવાળાને પૂછ્યું હતું." બીજા નંબરના ગાડીવાને જવાબ આપ્યો."

"જે માણુસ તારી ગાડીમાં બેઠો હતો, તેનું મોઢું બરાબર તેં જોયું હતુ કે?"

"ના."

"કેમ?"

"તે ઝાડતળે અંધારૂં હોવાથી હું તેના મુખને બરાબર જોઈ શકયો નહોતો.

"ત્યારે તેના પોશાકને શી રીતે તું જોઈ શકયો હતો?" આરોપીના વકીલે પૂછ્યું.

"તે કાલબાદેવી રોડપર અજવાળામાં ઉતર્યો હતો, તે પરથીજ તેનો પોશાક જોઇ શકયો હતો."

"વારૂ, તેણે ભાડું કયારે આપ્યું હતું?"

"નીચે ઉતરીને તરતજ."

"ત્યારે પણ મુખ જોઈ શકયો નહોતો?"

"તે માથું નીચું કરી ભાડું આપી તરતજ ચાલ્યો ગયો હતો, હું ગાડીપર બેસી પૈસા ગણુતો હતો, એથી બરાબર એનું મોઢું જોઈ શકયો નહોતો." બીજા ગાડીવાને જવાબ દીધો.

"ત્યારે તો તું પુરૂષને જોવા છતાં પણ ઓળખી શકે તેમ નથી થઈ કે ને વારૂ ?"

"ના."

"આરોપીના તરફ જો જોઈએ. તે રાત્રે જે તારી ગાડીમાં આવ્યો હતો, તે એજ હતો કે નહિ ?"

"તે કહી શકતો નથી."

"બરાબર જો."

"તેને બરાબર જોયો નથી, એટલે હું અત્યારે શું કહી શકું ?"

"સારૂં જા."

લગભગ સાંજ પડી જવા આવી હતી. એટલે તે દિવસે આટલે સુધીજ કામ ચાલીને અટકી પડયું. 'ફરીવાર કાલે કેસ ચાલશે' કહીને માજીસ્ટ્રેટ ઊઠીને ચાલ્યો ગયો. પહેરેગીરોથી ઘેરાઇને રૂસ્તમજી ફરીવાર કેદખાનામાં ગયો. જોનારાઓ પોતપોતાના મતો જણાવતા ઘર તરફ ચાલ્યા ગયા.

## પ્રકરણ ૪ થું

## જુબાની-ચાલૂ

બીજે દિવસે અદાલતમાં તેવીજ ભીડ જામી. અરે કાલના કરતાં લોકોની સંખ્યા આજે વધારે વધી ગઈ. જયાં સુધી માજીસ્ટ્રેટ ન આવ્યો, ત્યાં સુધી સઘળા આસામીયો વકીલ કયા સાક્ષીને બોલાવશે એ બાબતમાં તરેહ તરેહવારની ચર્ચાઓ કરવા લાગ્યા.

માજીસ્ટ્રેટ આવીને ન્યાયાસનપર બેઠો, એટલે સરકારી વકીલે તેના ત્રીજા સાક્ષીને બોલાવ્યો. કાલબાદેવી રોડનો પહેરાવાળો આવીને પાંજરામાં ઉભો રહ્યો. તેણે પોલિસને પહેલાં જે કાંઈ કહ્યું હતું, અત્યારે પણ તેમજ કહ્યું.

સરકારી વકીલે કહ્યુંઃ—"તેં અત્યારે શી રીતે જાણ્યું કે, તે ફ્રામજી નહોતો વારૂ ?"

પહેરાવાળાએ કહ્યું કેઃ—"મેં સારી રીતે તપાસીને તેનું મ્હોં જોયું નથી. તેણે ફ્રામજીજ શેઠના જેવો પોશાક પહેર્યો હતો, એ પરથી મેં જાણ્યું હતું કે, તે ફ્રામજીજ હશે. અત્યારે વિચાર કરી જોતાં મને જણાય છે કે, તે ફ્રામજીના કરતાં કાંઇક વધારે લાંબો હતો."

"આરોપીના તરફ જો. કહે, આ પુરૂષજ, તે પુરૂષ હતો કે નહિ વારૂ ?"

"હા, એજ હતો."

આરોપીના વકીલે ઊઠીને પૂછ્યુંઃ—"ત્યારે રાત્રિના કેટલા વાગ્યા હતા વારૂ ?"

"લગભગ એક વાગવા આવ્યો હતો."

"શી રીતે જાણ્યું કે, તે વખતે એકજ વાગ્યો હતો ?"

"થોડીવાર પહેલાં ઈન્સ્પેક્ટર સાહેબ આવ્યા હતા, તેમણે કહ્યું હતું કે, એક વાગ્યો છે."

"જ્યારે તે ગાડી આવી, ત્યારે તમે બેઠા હતા કે ઉભા હતા?" આરોપીના વકીલે પૂછ્યું.

"બેઠો હતો."

"સોગંદ ખાઇને હાકેમને કહો જોઇએ કે, તે વખતે તમે ઝોકાં ખાતા નહોતા." વકીલે કહ્યું.

"ઝોકાં શા માટે ખાઉં ?"

"શા માટે ખાઓ, એ હું પૂછતોજ નથી. 'હા' કે 'ના' નો સ્પષ્ટ જવાબ આપો." વકીલે પૂછ્યું.

"મને બરાબર યાદ નથી."

"પહેરો ભરવાનો નિયમ બેસી રહેવાનો છે કે ફરતા ફરવાનો?" આરોપીના વકીલે પૂછ્યું.

"ફરતા ફરવાનો."

"ત્યારે ઉંઘ આવતી હતી, એથીજ બેઠા હતા કે નહિ વારૂ ? હા કે નાજ જણાવી દો." વકીલે કહ્યુ.

"પગ થાકી જવાથી બેઠો હતો."

"એવી હાલતમાં બેસવાથી ઊંઘ આવે ખરી કે નહિ વારૂ ?" આરોપીના વકીલે પૂછ્યું.

"ના."

"કોઈ પણ વેળાયે એવી રીતે બેસવાથી ઊંઘ્યા છો કે નહિ?" વકીલે પૂછ્યું.

"કોઇ વેળાયે ઊંઘ્યો હોઈશ."

"કેટલેક દૂરથી તમે ગાડી જોઇ હતી."

"વધારે દૂરથી નહિ, નજીકમાંથીજ."

"ત્યારે તમે ગાડી પાસે આવી ત્યારે તે ગાડીનો અવાજ સાંભળીને ઉઠયા હતા ખરૂં ને વારૂ ?"

"હા."

"આંખો ચોળતા ચોળતા ઉઠયા હતા ?"

"તે મને યાદ નથી."

"તમારૂં ફાનસ ક્યાં હતું ?"

"હાથમાંજ હતું."

"જે ગાડીમાંથી ઉતર્યો હતો, તેના મ્હોંપર ફાનસનું તેજ પડયું હતું કે નહિ ?" વકીલે પૂછ્યું,

"તે યાદ નથી."

"યાદ કરવાથી કહી શકશો. જરા યાદ કરી જૂઓ." આરોપીના વકીલે કહ્યું.

"હું ધારૂં છું કે, નહોતું પડયું."

"ગાડી જ્યાં ઉભી હતી, તેની કઇ બાજૂએ તમે ઉભા હતા?" વકીલે પૂછ્યું."

"ડાબી બાજૂએ."

"તે પુરૂષ કઇ બાજૂએથી ઉતર્યો હતો ?"

"જમણી બાજૂ પરથી."

"ત્યારે તો તમે તેનું મુખ જોઇ શકયા નહોતા.

"ના."

"ત્યારે તે પુરૂષ કોણ હતો, એ તમે શી રીતે જાણી શકયા વારૂ ?" સરકારી વકીલે પૂછ્યું."

"એટલા માટેજ મેં તેને ફરામજી ધારી લીધો હતો." પહેરાવાળાએ જવાબ દીધો,

"ત્યારે કયી અક્કલથી અહીં કહેવા આવ્યા છો કે, તે માણસ આ આસામીજ હતો ?"

"તેઓ બન્ને એક સરખાજ દેખાતા હતા." પહેરાવાળાએ જવાબ આપ્યો.

"ઓહ! તમારૂં અનુમાન પણ ગજબનું દેખાય છે. હવે તમને કાંઇ પણ પૂછવાનું નથી. જાઓ."

પહેરાવાળો પાંજરામાંથી નીકળી ચાલતો થયો. ત્યાર પછી સરકારી વકીલે રૂસ્તમજીના નોકરને જુબાની આપવા માટે હાજર થવાની આજ્ઞા આપી.

નોકરે કહ્યું:—"આજથી લગભગ પંદર દિવસ પહેલાં એક રાત્રે રૂસ્તમજી અને પેસ્તનજી વચ્ચે રમત રમતમાં મારામારી થઇ હતી. એ વખતે રૂસ્તમજીએ પેસ્તનજીને કહ્યું હતું કે, "જો હું તારૂં લોહી ન રેડું તો મારૂં નામ રૂસ્તમજી નહિ."

આસામીના વકીલે ઉઠીને પૂછ્યું કે:—"મારામારી શા માટે થઇ હતી ?"

"રમતને માટે ?"

"તેમણે બન્નેએ ત્યારે દારૂ પીધો હતો કે ?"

"હા."

"એક જણાએ કેટલો કેટલો દારૂ પીધો હતો ?" આરોપીના વકીલે પૂછ્યું.—

"એક બૉટ્લ !"

"તકરાર થતાં પહેલાં બૉટ્લ ખલાસ થઈ ગઇ હતી કે નહિ ? હા કેમ ને કહે કે, તેઓ બન્નેને બરાબર નશો ચઢ્યો હતો કે નહિ ?" આરોપીના વકીલે પૂછ્યું.

"હા, ખૂબ નશો ચઢ્યો હતો. અરે તેઓ બન્ને અતિ ઉન્મત્ત બની ગયા હતા. મારા માલિકને મેં પકડીને સૂવડાવી દીધા હતા. તેમણે તે દિવસે કશું ખાધું પણ નહોતું."

"સૂવડાવતાંની સાથેજ તે સૂઇ ગયો હતો કે નહિ ?"

"હા."

આસામીના વકીલે કહ્યું કે:—"ઠીક જા, હવે તને કાંઈ પૂછવા

જેવું રહેતું નથી. આમ કહીને તે તરતજ પોતાની કુરસીપર બેસી ગયો. ત્યાર પછી હોરમસજીનું નામ પોકારાયું. તે ધીમે ધીમે આવીને પાંજરામાં ઉભો રહ્યો.

સરકારી વકીલ તેને રૂસ્તમજીની ચાલચલગતની બાબતમાં સવાલો પૂછવા લાગ્યો. હોરમસજીએ રૂસ્તમજી જેવો દારૂડીઓ, જુગારી, રંડીબાજ થઇ ગયો હતો, તે બધું જણાવી દીધું. આરોપીના વકીલે જુબાની લેતાં પૂછ્યું કેઃ—"તમે રૂસ્તમજીના સંબંધમાં અત્યારે જે કાંઇ કહેવા માગો છો, તે શું તમારી નજરો નજર જોયું છે કે, બીજાના મોઢેથી સાંભળ્યું છે ?"

હોરમસજીએ જવાબ આપ્યોઃ—"ના, એ બધું લોકોએ મને કહ્યું છે. મારી નજરે મેં કાંઇ પણ જોયું નથી."

આરોપીના વકીલે કહ્યુંઃ—"ત્યારે તો એ બધી તમારી સાંભળેલી વાતો છે."

"હા."

"ઓહ !" કહીને આસામીનો વકીલ બેસી ગયો. પછીથી સાક્ષીની બૂમ પડી.

## પ્રકરણ ૫ મું

## જુબાની-ચાલૂ

આ વખતે મંચેરજી પાંજરામાં આવ્યો. ગિરગામની પાસે તેણે પેસ્તનજીની સાથે રૂસ્તમજીને વાતચીત કરતો જોયો હતો, તે કહ્યું.

આરોપીના વકીલે ઉઠીને પૂછ્યું:—" તમેજ હોરમસજીની કન્યાના એક ઉમેદવાર છો ખરૂં ને ? "

" બરાબર કહી શકતો નથી. "

" ઇચ્છા છે ખરીને ? "

" હશે. "

" એટલા માટેજ તેના પર તમારો કાંઇક વિશેષ ક્રોધ છે ખરૂં ને વારૂ ? " વકીલે પૂછ્યું.

" તે મારો મિત્ર છે. "

" હશે ! પોલિસે તમને આ સાક્ષીની વાત પૂછી હતી કે તમે શ્રીમાનજ પોલિસને ખબર આપવા માટે પધાર્યા હતા ? " સરકારી વકીલના સ્હામું સહજ હસીને મંચેરજીને આરોપીના વકીલે પૂછ્યું. "

" હું પોતે ખબર આપવા ગયો હતો. "

" કેમ, દોસ્તીને માટે. ખરેખર તમે એક વફાદાર દોસ્ત છો. " આરોપીના વકીલે કહ્યું.

" ખરા ખૂનીનો જેથી જલ્દી પત્તો મળે એટલા માટેજ ગયો હતો. " મંચેરજીએ કહ્યું.

" હશે. તમે એટલી રાત્રે ગિરગામ શા માટે ગયા હતા ? તમે તો ભાયખલામાં રહો છો ? "

" રસ્તે ફરતો હતો. "

" રાત્રિના અગિયાર વાગ્યાના શુમારે પોતાના મુકામેથી એક ગાઉ દૂર ફરવા જવાનું કારણ શું હતું ? "

" કારણ કાંઇ પણ નહોતું. "

" વિચાર કરીને હાકેમને કહો કે, તમે એલ્ફિન્સ્ટન સરકલમાંથી

રૂસ્તમજીની પાછળ પડયા હતા કે નહિ ? હું ધારૂં છું કે, તમે સોગંદ ખાધા હતા, તે તો તમને યાદજ હશે."

"ના."

"જો કદાચ આ અદાલતમાં આવી સોગંદ ખાઇને કહે કે, તેણે તમને રૂસ્તમજીની પાછળ પડતા જોયા હતા, તો શું તે જૂઠી વાત જણાવશે ?" આરોપીના વકીલે કહ્યું.

"તે હું જાણતો નથી."

"શું જાણતા નથી ? તમે તેની પાછળ પડયા હતા કે નહિ ?" આરોપીના વકીલે પૂછ્યું.

"ના."

"એમને જોવા છતાં તમે કેમ મળ્યા નહિ ? એઓ બન્ને તો તમારા ખાસ દોસ્તો છે ?"

"હું ત્યારે જરા ગભરાટમાં હતો."

"કેમ ? શા માટે ગભરાટમાં હતા ?"

"મારે કામ હતું."

"હમણાં કહી ગયા કે મારે કાંઇ કામજ નહોતું, હું તો ફક્ત ફરવા માટેજ બહાર નીકળ્યો હતો. અને અત્યારે આવો જવાબ આપો છો ! સાહેબને કહો કે, શું કામ હતું ?" વકીલે કહ્યું.

"હું તે કહીશ નહિ."

માજીસ્ટ્રેટે કહ્યું:—"કહેવુંજ પડશે."

મંચેરજીએ જવાબ આપ્યો:—"એક સ્ત્રીની સાથે મળવા જતો હતો."

આરોપીના વકીલે પૂછ્યું:—"કયી સ્ત્રીની સાથે ?"

"એક વેશ્યાની."

" તેનું નામ શું છે ! "

" નામ જાણતો નથી. "

" નામ જાણ્યા સિવાય મુલાકાત કરવા જતા હતા ? તેનું ઠેકાણું શું છે ? " વકીલે પૂછ્યું.

" તે જાણુતો નહોતો, એથી શોધી લઇશ એમજ મારા મનમાં મેં ધારી લીધું હતું. " મંચેરજીએ કહ્યું.

" ત્યારે ઠેકાણું પણ જાણુવામાં નહોતું. વારૂ પછી તમને કોણે તેનો પત્તો મેળવી આપ્યો હતો ? "

માજીસ્ટ્રેટે કહ્યું:—" આ સાક્ષીને હવે વધારે પૂછીને નકામો વખત ન ગાળો. "

" હજૂરનો હુકમ શિરપર ચઢાવું છું. " કહીને રૂસ્તમજીનો વકીલ બેસી ગયો.

છેવટે સાક્ષી ડૉકટર સાહેબનું નામ લેવાયું. તેણે આવીને કહ્યું કે:—" મેં લાશને બરાબર તપાસી હતી. ક્લૉરોફૉર્મથી એ પુરૂષનું મૃત્યુ થયું હતું. જે રૂમાલની પરીક્ષા કરી છે, તે રૂમાલ પણ ક્લૉરોફૉર્મથી ભીંજાયલો હતો. "

આસામીના વકીલે ઊઠીને પૂછ્યું:—" રૂમાલને જેટલો ક્લૉરોફૉર્મથી ભીંજવવામાં આવ્યો હતો, તે પરથી શું કોઇનું મરણ થવાનો સંભવ હતો ખરો કે ? "

" ના. "

" ત્યારે કલૉરોફૉર્મથી એ પુરૂષનું મૃત્યુ નથી થયું ? "

" એ પુરૂષ ઘણોજ બેભાન બની ગયો હતો, એથીજ આ ક્લૉરોફૉર્મથી તેનું મરણ થયું છે ? "

" બેભાન ન હોત તો એ મરત નહિ ? "

" ના, ફક્ત વધારે બેભાન થઇ જાત."

" ત્યારે તો એમજ કહેવું પડશે કે, એ પુરૂષને ક્લોરોફોર્મ સુંધાડીને જીવથી મારવાની ઇચ્છા નહોતી?" આરોપીના વકીલે એક નવો સવાલ રજૂ કર્યો.

" હા, એવો સંભવ છે."

રૂસ્તમજીનો વકીલ બેસી ગયો.

માજીસ્ટ્રેટે પૂછ્યું:—" હવે કોની સાક્ષી બાકી છે?"

સરકારી વકીલ ઉઠીને બોલ્યો:—" મારી ફરામજીને બોલાવવાની ઇચ્છા હતી, પરંતુ તે આરોપીનો ખાસ મિત્ર છે. તેના તરફથી કાંઈ પણ નવું જાણવાની આશા રાખી શકાતી નથી, એથી હું તેને બોલાવતો નથી, અદાલતે ઇન્સ્પેક્ટર લાલભાઇને બોલાવ્યા છે, એથી હું બીજા કોઈ પણ સાક્ષીને બોલાવવાની અગત્ય જોતો નથી."

માજીસ્ટ્રેટે આરોપીના વકીલને પૂછ્યું કે:—" તમારી કોઈ સાક્ષીને બોલાવવાની ઇચ્છા છે કે?"

" હા, છે." " કેટલાક સાક્ષીઓને બોલાવવા માગો છો?"

" વિશેષ નહિ, ફક્ત બે ચાર."

માજીસ્ટ્રેટે પૂછ્યું:—" શું તમે સપ્રમાણ સાબીત કરવા માગો છો?"

આસામીના વકીલે જવાબ આપ્યો:—" હું સાબીત કરીશ કે, આરોપી બિલ્કુલ પેસ્તનજીની સાથે ગયો નથી; એથી જ્યારે પેસ્તનજીનું ગાડીમાં ખૂન થયું છે, ત્યારે ચોક્કસ મારો કલાયેન્ટ—અસીલે ખૂન કર્યુંજ નથી, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. અમો એથી પણ વિશેષ પ્રમાણો આપીશું કે, જ્યારે પેસ્તનજીનું ખૂન થયું, ત્યારે આસામી બીજેજ ઠેકાણે હતો. રાત્રિના અગિયારથી લગભગ બે વાગ્યા સુધી તે એક મરણ પથારીએ પડેલી સ્રીની પાસે હતો. એથી તેના હાથે

કદાપિ ખુન થયું નથી. અદાલતે, ઇન્સ્પેક્ટર લાલૂભાઇને બોલાવ્યા છે, નાહ તો અમો તેમને પણ બોલાવત. અમો તેમના દ્વારાજ બોલાવીશું કે, ખૂન સ્નેહ સંબંધી ઇર્ષાથી થયું નથી. જેણે ખૂન કર્યું છે, તેનો ઉદ્દેશ બીજો કાંઇક જૂદોજ હતો. '

માજીસ્ટ્રેટે કહ્યું:—" સારૂં, આજે આટલેથી કામ અટકાવો. કાલે પહેલવહેલી લાલૂભાઇનીજ સાક્ષી લેવાશે. પછી તમારા સાક્ષીઓને બોલાવજો. "

તે દિવસને માટે અદાલત બરખાસ્ત થઇ. હવે ઘણાં માણસો કહેવા લાગ્યાં:—" રૂસ્તમજીએ ખુન કર્યું નથી. હવે તે છૂટી જશે. "



## પ્રકરણ ૬ હું

## જુબાની-ચાલૂ

બીજે દિવસે અદાલતમાં ગઈ કાલના કરતાં પણ વધારે માણસો એકઠાં થયાં. રૂસ્તમજીના સાક્ષી કોણ છે, એની આ પહેલાં કોઇના મનમાં કલ્પના પણ આવી નહોતી. તેના સાક્ષીઓ શી જુબાની આપશે, એ જાણવા માટેજ આજે સહુ વ્યાકુળ થઇ ગયા હતા.

માજીસ્ટ્રેટે આવતાંની સાથેજ ઇન્સ્પેક્ટર લાલૂભાઇને બોલાવ્યો. શિરસ્તદારે તેને સોગંદ લેવડાવ્યા પછી, માજીસ્ટ્રેટે પૂછ્યું કે:—"તમારા રિપોર્ટ પરથીજ આરોપી કેદ થયો છે કે ? "

લાલૂભાઇએ જવાબ આપ્યો:—" જી, હા, હજૂર. "

" આરોપીએ તમારી પાસે શું કબૂલ કર્યું હતું ? "

આસામીના વકીલે કહ્યું:—" અમો હજૂરના આ સવાલમાં વાંધો ઉઠાવી શકીએ તેમ છીએ, પરંતુ અમારી ઇચ્છા તેમ કરવાની નથી."

લાલૂભાઇએ કહ્યું:—" આરોપીએ મને કહ્યું હતું કે, તેની સાથે પેસ્તનજીનો તે રાત્રે મેળાપ થયો હતો. તેણે તેને બેભાન થયેલો જોઇને ગાડીમાં બેસાડયો હતો, પણ તે તેની સાથે ગયો નહોતો ?"

માજીસ્ટ્રેટે પૂછ્યું:—" ત્યારે તે કયાં ગયો હતો ?"

" તેણે તે બાબતમાં કશું પણ કહેવાની સાફ ના પાડી હતી." લાલૂભાઇએ જવાબ આપ્યો.

સરકારી વકીલે કહ્યું:—" તમારા સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે લખ્યું છે કે, તમારો રિપોર્ટ પૂરો નથી, તો તેનો અર્થ શો છે વારૂ ?"

લાલૂભાઇએ જવાબમાં જણાવ્યું કે:—" રૂસ્તમજીએ ખૂન કર્યું છે કે નહિ એ બાબતમાં તેમને કાંઇક શક છે."

સરકારી વકીલે પૂછ્યું:—" કેમ, શો શક છે ?"

લાલૂભાઈએ કહ્યું.—" તે હું કહી શકતો નથી."

માજીસ્ટ્રેટે આરોપીના વકીલને પૂછ્યું કે:—" તમારે શું પૂછવાનું છે ?"

આસામીના વકીલે જવાબ દીધો:—" થોડુંક પૂછવાનું છે. લાલૂભાઈ સાહેબ ! તમોએ પેસ્તનજીના પોશાકને બરાબર તપાસીને જોયો હતો ખરો કે ?"

લાલૂભાઈએ જવાબ આપ્યો:—" પહેલાં જોયો નહોતો. સુપ્રિન્ટેન્ડેન્ટ કીર્તિકર સાહેબે જોવાનું કહ્યું હતું."

આસામીના વકીલે પૂછ્યું:—" તપાસ કરીને શું જોયું હતું ?"

" જોયું હતું કે, તેના કોટના અસ્તરની નીચે બે કાગળો સીવડાવી લેવામાં આવ્યા હતા."

"તે કાગળો શું તમોએ કોટ જોયો હતો, ત્યારે ત્યાં હતા કે નાહ વારૂ?" આરોપીના વકીલે પૂછ્યું.

"ના."

"એ કાગળોજ હતા, એમ તમોએ શા પરથી ધાર્યું હતું?" આરોપીના વકીલે પૂછ્યું,

"એ બન્ને કાગળોના બે ખૂણા કપડામાં રહી ગયા હતા," લાલૂભાઇએ જવાબ આપ્યો.

"ત્યારે તો એ બન્ને કાગળોને કોઇએ એકદમ ઉતાવળથી લઇ લીધા હોવા જોઇએ,"

"હા, હું પણ એમજ ધારૂં છું."

"કોટનું કપડું ફાટયું હતું કે નહિ."

"હા."

"તમે એ કોટની ક્યારે પરીક્ષા કરી હતી?" આરોપીના વકીલે પૂછ્યું.

"ખુનના બીજા દિવસે."

"એ કોટને નવોજ ફાડેલો હોય, એમ તમને જણાયું હતું ખરૂં કે નહિ વારૂ"

"હા, જણાયું હતું."

"તમે શું એમ નથી ધારી શકતા કે, જ્યારે એ માણસનું ખૂન થયું, અથવા કલોરોફોર્મથી તે અજ્ઞાત થઇ પડયો, ત્યારે આ બન્ને કાગળો કોઇએ વના કોટના અસ્તર તળેથી ફાડીને છીનવી લીધા હોય?" આરોપીના વકીલે એક તદ્દન નવોજ સવાલ રજૂ કર્યો.

"હા, એવો વિચાર પણ મારા મનમાં આવ્યો હતો." લાલૂભાઇએ જવાબ આપ્યો.

"એ પરથી શું તમે અનુમાન નથી કરી શકતા કે, એ બન્ને કાગળો લેવા માટેજ કોઇએ પેસ્તનજીને કન્ઝરવેટરીમાં સુંઘાડયું હોય?" આરોપીના વકીલે પૂછ્યું.

"હા, મારૂં એવુંજ અનુમાન છે."

"બન્ને કાગળોના ખુણા જોઇને. તમે જાણી શક્યા હતા કે, એ બન્ને કાગળો શાના હતા?"

"હા, એ ખુણાપર જે છાપેલું હતું, તે પરથી સાફ જણાઇ આવે છે કે, તેમાં એક કાગળ પારસીના લગ્નનાં સર્ટિફિકેટનો હતો અને બીજા કોઇના જન્મના સર્ટિફિકેટનો હતો."

આસામીના વકીલે કહ્યું:—"ત્યારે હવે તમે શું એમ નથી ધારી શકતા કે, કોઇએ સ્નેહના વૈરથી પેસ્તનજીનું ખુન કર્યું નથી, આ બન્ને કાગળો લેવા માટે ખુન કર્યું છે?"

"હા, હવે મને એમજ જણાય છે." લાલુભાઈ સાહેબે પોતાની ઇચ્છા પ્રકટ કરી.

"રૂસ્તમજી એ બન્ને કાગળ મેળવવા માટે વ્યાકુળ થઇ શકે તેમ નથી, એવું કોઈ પણ પ્રમાણ તમને તપાસ કરતાં મળ્યું હતું ખરૂં કે?" આરોપીના વકીલે પૂછ્યું.

"ના."

આસામીના વકીલે કહ્યું:—"મારા બુદ્ધિમાન મિત્ર આ પહેલાં પ્રમાણ સહિત સાબીત કરવા માટે તૈયાર થયા હતા કે, આરોપીએ સ્નેહના આક્રોશથી પેસ્તજીનું ખુન કર્યું છે, પણ હવે તે સાબીત થઇ શકે તેમ નથી. બસ, હવે મારે કાંઇ પૂછવાનું રહેતું નથી.

સરકારી વકીલ ઉઠીને બોલ્યો:—"એવી સ્થિતિમાં તમે રૂસ્તમજીને કેદ કરવાનો રિપોર્ટ શા કારણથી કર્યો હતો વારુ?"

રિપોર્ટ કર્યા પછી હું એ બન્ને કાગળોની વાત જાણી શક્યો હતો, લાલૂભાઇએ કહ્યું.

“ત્યારે એ બન્ને કાગળો મળ્યા પછીજ તમને વધારે સંશય થયો છે કે, રૂસ્તમજીએ ખુન કર્યું છે કે નહિ ?” સરકારી વકીલે પૂછ્યું.

“હા.”

“એ સર્ટિફિકેટ કોના લગ્નનું હતું ?”

“તપાસ કરીએ છીએ, પણ હજી સૂધી કાંઇપણ બાતમી મળી શકી નથી.” લાલૂભાઇએ કહ્યું.

માજીસ્ટ્રેટે કહ્યું:—“જાઓ, હવે તમારી જુબાની પૂરી થઇ છે.

લાલૂભાઇ તરતજ પાંજરામાંથી બહાર નીકળી ગયો.

માજીસ્ટ્રેટે કહ્યું:—“હવે તમે તમારા સાક્ષીઓને બોલાવો,”

રૂસ્તમજીના વકીલે પાયધુનીવાળી ચાલીની પેલી સ્ત્રીને બોલાવી. તેણે લાલૂભાઇને જે કાંઈ કહ્યું હતું, તે ફરીવાર અદાલતમાં પણ માજીસ્ટ્રેટ પાસે કહી સંભળાવ્યું.

આસામીના વકીલે કહ્યું:—“આસામીના તરફ જો અને પછી કહે કે, એને આપવા માટેજ તેં કોઇ છોકરા મારફત પત્ર મોકલાવ્યો હતો કે નહિ ?”

“હા.”

“આ પુરૂષજ શું રાત્રિના અગિયાર વાગ્યાથી બે વાગ્યા સૂધી તે સ્ત્રી પાસે હાજર હતો ?”

“હા.”

સરકારી વકીલે કહ્યું:—“રૂસ્તમજીને આપવાનું તેણે કહ્યું હતું, પરંતુ એ રૂસ્તમજી છે, એમ તેં શી રીતે જાણ્યું હતું વારૂ ?”

સ્ત્રીએ જવાબ આપ્યો:—“હું સાંઝ પડી ત્યારથી હોરમસજીની

ઑફિસની પાસે રૂસ્તમજીની તપાસમાં હતી. રાત્રિના દશ વાગ્યાના શુમારે હોરમસજીના દરવાને મને તેને ઓળખાવી દીધો હતો."

સરકારી વકીલે કહ્યું:—"તું સોગંદ ખાઇને કહી શકે છે કે, આ તેજ માણુસ હતો?"

"હા."

સરકારી વકીલે બીજો કાંઈ પણુ સવાલ પૂછ્યો નહિ. રૂસ્તમજીના વકીલે તે છોકરાને દરવાનને તથા દાદાભાઇના ગુમાસ્તાને બોલાવ્યા. એ બધા સાક્ષીઓ દ્વારા સ્પષ્ટ સાબીત થયું કે, રૂસ્તમજી અગિયાર વાગ્યાના શુમારે પત્ર મળવાથી પાયધુનીની ચાલીમાં મરણુ પથારી પર પડેલી સ્રીની પાસે ગયો હતો અને ત્યાં રાત્રિના લગભગ બે વાગ્યા સૂધી રોકાયો હતો. પેસ્તનજીનું ખુન રાત્રિના સાડા અગિયાર પછી થયું હતું.

"કાલે અભિપ્રાય આપીશ." કહીને માજીસ્ટ્રેટ ઉઠી ગયો, કલરવ કરતા કરતા દર્શકો પણુ પોતપોતાના ઘર તરફ રવાના થયા.

તરેહતરેહવારની ચિંતાઓથી ઘેરાયલા વ્યાકુળ ચિત્તથી રૂસ્તમજી ફરીવાર જેલમાં ગયો.

## પ્રકરણુ ૭ મું

## ઇન્સાફનું ફળ–ફરીવાર છૂટકો

બીજે દિવસે પણુ અદાલતમાં લોકોની ભીડ સમાતી નહોતી. પહેલાં જેઓ આવ્યા હતા, તેઓ પણુ આજે હજાર કામ પડતાં મૂકીને આવ્યા હતા. તે ઉપરાંત બીજા પણુ ઘણા નવા જોનારાઓ

એકઠા થયા હતા. આવી મોટી ભીડ અદાલતમાં આ પહેલાં કદાપિ જોવામાં આવી નહોતી. આજે જાણે આખા શહેરના લોકોથી અદાલત ભાંગી પડતી હતી. આખા શહેરમાં ફેલાઇ ગયું હતું કે, રૂસ્તમજીના વકીલે સાક્ષી આપીને સાબીત કર્યું છે, કે જ્યારે પેસ્તનજીનું ખુન થયું, ત્યારે રૂસ્તમજી બીજે ઠેકાણે હતો. માજીસ્ટ્રેટ શો મત આપે છે, એ જોવા માટે આજે હજારો હજારો માણસો અદાલતમાં એકઠાં થયાં હતાં, થવા માંડયાં હતાં.

કંપતા હૃદયથી રૂસ્તમજી પાંજરામાં આવીને નીચે મોઢે ઉભો રહ્યો. તેના વકીલના કાર્યથી તે ઘણોજ અજાયબ થયો હતો, તેના વકીલે શી રીતે જાણ્યું કે, તે રાત્રે તે ક્યાં ગયો હતો ? જે તે જીવ જતાં સુધી પણ કોઇને કહી શકે તેમ નહોતો, તે શી રીતે જાહિર થયું ? તે તે સર્ટિફિકેટની બાબતમાં કોઇપણ રીતે કશું જાણી શક્યો નહિ."

રૂસ્તમજી આખી રાત એ બધી ચિંતાથીજ છેક વ્યાકુળ થઈ ગયો હતો. જિન્દગીને માયા કોને હોતી નથી ? આ સંસારમાં કોણ સહજમાં મરી શકે તેમ છે ? અદાલતમાં કાલે જે બધા બનાવો બની ગયા છે, તેથી તેના મનમાં આશા થઈ છે કે, કદાચ તે આ ઘોર આફતમાંથી આ વખતે બચી જશે. તેથીજ છેક ગભરાયલા ચિત્તથી અને કંપતા હૃદયથી તે આજે પાંજરામાં ઉભેલો છે.

બીજા દિવસોમાં તે લાકડાનાં પૂતળાંની પેઠે ઉભો રહેતો. બચવાની કાંઈ પણ આશા નથી એમ ધારીને ચૂપચાપ ઉભો રહેતો, તેનું હૃદય જડ જેવું થઇ જતું હતું. તેણે એ કેટલાક દિવસો છેક ગભરાટમાં વીતાડ્યા હતા. પરંતુ આજે તે કાંઇક ચંચળ, કાંઈક વ્યાકુળ, કાંઈ ઉદ્વિગ્ન, બની ગયો હતો, ક્યારે ન્યાયાધીશ આવશે, શું અભિપ્રાય

આપશે, એ જાણવા માટે વ્યાકુળ થઇ ગયો હતો. તેનું હૃદય જોર-પૂર્વક ક્ષણે ક્ષણે ડોલ્યા કરતું હતું. એકેક મિનિટ જાણે તેને એક એક યુગ જેવી જણાતી હતી.

બરાબર અગિયાર વાગ્યે માજીસ્ટ્રેટ આવ્યા. ચારે તરફ ઘોર ચૂપકી છવાઇ ગઇ. સઘળા તેના તરફ અજાયબીની સાથે જોવા લાગ્યા.

તેણે પોતાનો અભિપ્રાય વાંચવાની શરૂઆત કરી. પ્રથમ ખુનની આગળની હકીકત કહીને છેવટે સાક્ષીઓની જુબાનીની ચર્ચા કરવા માંડી. પ્રથમ સાક્ષી—કૉચમેન તાડી પીને ઉન્મત્ત બની ગયો હતો, એ વાતને તેણે પોતેજ કબૂલ કરી છે, એ પરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, એકજ માણસે તેને બોલાવીને પેસ્તનજીને ગાડીમાં બેસાડી દીધો હતો તથા પછીથી તે તેની ગાડીમાં બેઠો હતો, એ કૉચમેને એને સ્પષ્ટ જોયો નથી.

બીજો સાક્ષી ગાડીવાન પણ કાંઈ પણ કહી શકતો નથી. ત્રીજા સાક્ષી પહેરાવાળાની જુબાની પરથી ચોકખું જણાઈ આવે છે કે, તે વખતે તે ઊંઘમાં હતો. માણસને બરાબર તપાસીને જોયો નથી તથા તેના મુખને તો બિલ્કુલ જોઈ જ શકયો નથી.

ચોથા સાક્ષી, આરોપીના ચાકરે મારા મારીની વાત કહી છે, પરંતુ જુબાનીમાં તેણે કબૂલ કર્યું છે કે, એ મારામારી નશાની મારા-મારી સિવાય બીજા કોઇ પણ પ્રકારની નહોતી. તેના માલિકને તે વખતે કાંઇ ભાનજ નહોતું.

પાંચમા સાક્ષી મંચેરજીએ જૂદી રીતે પણ કબૂલ કર્યું છે કે, તે આસામીની પાછળ પડયો હતો. તેણે જે કાંઈ કહ્યું છે, તે બધું જૂઠું જ કહ્યું છે. તેની એક પણ વાત વિશ્વાસપાત્ર નથી. ઇન્સ્પેકટર લાલુભાઇની સાક્ષી પરથી જણાયું છે કે, ખુન પ્રેમને લીધે ઉપજેલી

ઇર્ષાથી થયું નથી. પેસ્તનજીએ બેઉ સર્ટિફિકેટાને ઘણીજ સાવચેતીથી પોતાના કાટના અસ્તરતળે સીવડાવીને રાખ્યાં હતાં. તેને બેભાન કરીને અથવા મારીને કોઇએ બન્ને કાગળો લઇ ગયું છે. એથી ખુન એ બન્ને કાગળો માટેજ થયું છે, એનું બીજું કાંઇ પણ કારણજ નથી. એ બન્ને કાગળો પેસ્તનજીની પાસેજ છે, એ રૂસ્તમજી જાણતો હતો અથવા એ કાગળો લેવાનું તેને કાંઇ પ્રયોજન હતું કે નહિ, તેનું કાંઈ પણ પ્રમાણુજ નથી. આ પરથી તેણે ખુન કર્યું નથી, એવું એક મજબૂત પ્રમાણ મળી આવે છે. બીજા કોઇ પણ સાક્ષીઓ અને પ્રમાણો ન હોવા છતાં પણ હું આરોપીને એ કારણથી છોડવાને બંધાયલો છું. વળી આરોપીના વકીલે ચાર સાક્ષીઓ આપીને સાબીત કરી આપ્યું છે કે, જ્યારે પેસ્તનજીનું ખુન થયું ત્યારે આરોપી બિલકુલ ત્યાં હતોજ નહિ; બીજે ઠેકાણે હતો. તેનો બધો પત્તો સહજમાંજ મળી ગયો છે. એ બધા સાક્ષીઓની વાતપર અવિશ્વાસ લાવવા જેવું કશું પણ રહેતું નથી. આવી સ્થિતિમાં હું આરોપી રૂસ્તમજીને ઇન્સાફને માટે સેસન્સમાં મોકલવાનું કાંઇ પણ કારણજ જોતો નથી. એટલા માટે ફોજદારી કામના કાયદા મૂજબ હું આસામી રૂસ્તમજીને છૂટો કરૂં છું. ઉપસંહારરૂપે હું નીચેની હકીકત જણાવવાનું વ્યાજબી ધારૂં છું. ખુલ્લી સડકપર ગાડીની અંદર એક વ્યક્તિનું ખુન થયું છે, તે ખુનીને જો પોલિસ નહિ પકડી શકે, તો તે પોલિસને માટે છેક અફસોસ જનક અને શર્મ ભરેલું થઈ પડશે, એમાં કોઇ પણ પ્રકારનો શકજ નથી."

રૂસ્તમજીના છૂટવાની ખબર પળવારમાં ચારે તરફ ફેલાઇ ગઇ, આથી તરતજ એક પ્રકારની ખુશાલીના અવાજે આસ્માન ગજાવી મૂક્યું. સિપાહીઓ ગરબડ મટાડવાની કોશિશ કરવા લાગ્યા, પણ તેમની તે કોશિશ જેવી જોઈએ તેવી સફળ થઇ નહિ.

તેને ક્ષણવારમાં શાન્ત કરવાનો પોલિસે જેટલો પ્રયત્ન કર્યો, તેટલીજ ગરબડ વધવા લાગી.

કંપતા પગથી રૂસ્તમજી પરમાત્માને અને ન્યાયાધીશને ધન્યવાદ આપીને પાંજરામાંથી ઉતરીને બહાર નીકળ્યો. હજારો માણસોએ તેને ચારે તરફથી ઘેરી લીધો. તેનું માથુ ફરી ગયું, દિવસના ચોકખા પ્રકાશમાં પણ તેને ચારે તરફ અંધારૂં દેખાવા લાગ્યું. તે પડી જવાની અણીપર આવી ગયો, પરંતુ કોઈએ તેને પકડી રાખ્યો.

તે થોડીવારમાંજ સાવધ થયો. તેણે જોયું કે, એક બુરખાવાળી સ્ત્રી તેની પાસે આવી પહોંચી છે. તે સ્ત્રીએ રૂસ્તમજીનો હાથ પકડીને કહ્યું કેઃ—" ચાલો. "

રૂસ્તમજી પત્થરનાં પૂતળાંની પેઠે તેની સાથે સાથે ચાલ્યો. એક સ્ત્રીને તેનો હાથ પકડીને લઈ જતી જોઇને, સઘળા લોકોએ તેનો રસ્તો છોડી દીધો.

નજીકમાંજ એક ગાડી હતી. બન્ને તે ગાડીમાં બેઠાં. તરતજ ગાડી બધાની નજર આગળથી બહાર નીકળી ગઈ.

વાંચક ! એ સ્ત્રી કોણ હતી ?

## પ્રકરણ ૮ મું

### આલોચના

કીર્ત્તિકર પોતાની ઑફિસમાં બેઠો હતો. લાલુભાઇ અને દાદાભાઈ... દાદ: બારકર સ્હામેના ટેબલની બન્ને બાજૂએ બન્ને જણા બેઠા હતા.

કીર્ત્તિકરે કેટલાક કાગળોને એક પછી એક એક બંડલમાં બરાબર ગોઠવીને રાખ્યા હતા. પછી તે બંડલને તેણે લાલૂભાઇના મ્હોં આગળ રજૂ કરી દીધું.

લાલૂભાઇએ તેની તીખી નજર તરફ આંખો ન રાખી શકવાથી માથું નીચું નમાવી લીધું. કીર્ત્તિકરની તે તીખી નજર તરફ કોઈપણ જોઈ શકતું નહોતું.

કેટલીક વાર સુધી એવી રીતે જોઇ રહ્યા પછી કીર્ત્તિકર બોલ્યો કેઃ—" લાલૂભાઇ સાહેબ, માજીસ્ટ્રેટે અભિપ્રાય આપતી વેળાયે જે મ્હેણું માર્યું છે, તે સાંભરે છે કે ? "

" હા, સાંભરે છે. "

" આપણને ત્રણેને ગધેડા બનાવ્યા છે ને ? "

" ના, બરાબર એવા ચોકખા શબ્દો કહ્યા નથી. "

" તમારા જેવા બુદ્ધિમાનો પોલિસમાં છે, તેથીજ એવી ગાળો ખાવી પડે છે. "

દાદા ભાસ્કરે કહ્યુંઃ—" માસ્તર ! તેમણે કહ્યું છે કે, જો આપણે ન પકડી શકીએ, તો આપણે બધા છેક નકામા છીએ, આપણે માટે ઘણુંજ શરમ ભરેલું છે—"

કીર્ત્તિકરે કહ્યુંઃ—" ખરૂંજ કહ્યું છે. પરંતુ પકડવાની શી કોશિશ કરી છે ? બન્ને જણા તો અંધારામાં અથડાતા ફરો છો. પકડવાની આશા પણ શી છે ? જૂઓ, કમિશનર સાહેબે શું લખ્યું છે ! "

આમ કહીને કીર્ત્તિકરે એક કાગળ દાદા ભાસ્કરના તરફ ફેંકી દીધો. દાદા ભાસ્કરે તે વાંચીને લાલૂભાઈના તરફ ધકેલી દીધો. તેણે કાગળમાં જે લખ્યું હતું, તે વાંચ્યું.

" જોયું ને કમિશનર સાહેબે શું લખ્યું છે ? " કીર્ત્તિકરે ગં-

ભીરતાથી પૂછ્યું.

"તેઓ શા માટે ન લખે ? તેમને તો પોતાના હાથથી કાંઇ પણ થોડુંજ કરવાનું છે ?" ભાસ્કરે કહ્યું.

"પણ તમોએ ખરી બહાદુરી બતાવી છે. તમે એક જણને ચોર તરીકે પકડવાથી, છેવટે પોતાની ભૂલ કબૂલીને તેને છોડી દેવો પડયો છે. લાલૂભાઇ સાહેબે ખુની ધારીને ફરીવાર એકદમ તેનેજ કેદ કરી લીધો. માજીસ્ટ્રેટે તેને છૂટો કરીને આપણને ગદ્ધા બનાવ્યા. કમિશનર સાહેબનો ભારી અપરાધ છે કે, તેમણે આવો પત્ર લખ્યો છે ? એ એક નિર્દોષ અને આબરૂદાર જુવાનને નેસ્ત-નાબૂદ કરવાથી જ ખુબ ડિટેકટીવગીરી થઇ ચૂકી."

દાદા ભાસ્કરે કહ્યું:—"તેમણે એક મહિનાની મુદ્દત આપી હતી, એ એક માસમાં તો ચોર અને ખુની બન્ને જરૂર પકડાઇ જશે."

કીર્તિકરે કહ્યું:—"નહિ પકડાયતો ફક્ત બદનામ નહિ પણ કાંઇક વધારે બંદોબસ્ત કરશે."

"જોયું જાશે. પણ આપ તો અમે જે કાંઇ કરવા જઇએ છીએ, તેમાં પહેલેથીજ અટકાવ કરીને ઉભા રહો છો." દાદા ભાસ્કરે સહજ હસીને કહ્યું.

"કેવી રીતે ?"

"હવે ચોરી કોણે કરી છે, તે સાફ જણાઇ ગયું છે, આપ રજા આપશો કે, તરતજ હું રાજાબાઇને ગિરફતાર કરીશ." દાદા ભાસ્કરે પોતાની ઇચ્છા દર્શાવી.

"રાજાબાઇએ ચોરી કરી નથી."

"વળી પાછા વાંધો ઉઠાવીને ઉભા રહ્યા ખરૂંને વારૂ ?" ભાસ્કરે કહ્યું.

લાલૂભાઈએ પૂછ્યું—"હોરમસજીએ એ ખૂન કર્યું છે, તેમાં આપને શું કાંઇ શક છે?"

કીર્ત્તિકરે જવાબ આપ્યોઃ—"લાલૂભાઇ સાહેબ! તમે ઘરડા થયા છો, દાદા ભાસ્કરને મરજીમાં આવે તેમ કહી શકું છું, પરંતુ તમને હું એમ કહી શકું તેમ નથી. આ વખતે જો કોઈને ગિરફ્તાર કરશો અને તે છૂટી જશે, તો તેથી તમોને લાચારીથી પેન્શન લેવું પડશે કે નહિ? અને મારે પણ નોકરી છોડીને ન્હાસવું પડશે કે નહિ? જરા વિચાર કરી જૂઓ. મામલો શો બન્યો છે. એનો વિચાર આવતાં આપણાં બધાંના માથાંફરી જાય છે. મેં સાંભળ્યું છે કે, ફરીવાર રૂસ્તમજીને નિર્દોષ ઠરાવવો માટે તેના પિતાનો કાશીનાથ નાયક નામનો એક વૃદ્ધ પુરૂષ ખૂબ કોશિશ કરી રહ્યો છે. મેં સાંભળ્યું છે કે, તે ઘણો આગળ પણ વધી ગયો છે. તેના દ્વારાજ જો આ કેસ હાંસલ થઈ જાય, તો પછી આપણા ત્રણેના મુખ કાળાં શાહી જેવાં થઈ જાય કે નહિ વારૂ? પછીથી શું આપણે કોઇની સ્હામે કદાપિ મ્હોં પણ ઉંચું કરી શકીશું ખરા કે?"

લાલૂભાઇએ કહ્યુંઃ—"ત્યારે હવે અમારે શું કરવું, એ કહો જોઇએ, અમો જીવતોડ મહેનત કરતા આવીએ છીએ, પણ કામમાં કશું પણ કરી શકતા નથી."

કીર્ત્તિકરે કહ્યુંઃ—"એનું નામજ કમતાકાત છે."

દાદા ભાસ્કરે કહ્યુંઃ—"તે કાશીનાથ નાયકની સાથે એકવાર મુલાકાત કરવી પડશે કે નહિ? તેની વાત આ પહેલાં તો સાંભળી નથી. અત્યારે આપના મ્હોંએથીજ સાંભળીએ છીએ. સારૂં, આજે જ હું એકવાર તેની સાથે મુલાકાત કરીશ, તેણે કયાં સૂધી શું કર્યું છે, તે વાત તેની પોતાની પાસેથીજ જાણી લઇશ."

કીર્ત્તિકરે ધીમા અવાજથી કહ્યું:—" ત્યારે તો ખુબ બહાદુરી બતાવવાને તૈયાર થયા છો ને શું ! પોતે પોલિસની લાઇનમાં આટલાં વર્ષો વીતાડવા છતાં, કાંઈ પણ ન કરી શકવાથી બીજા એક સાધારણ માણસને ત્રાસ આપીને અત્યારે આ પોલિસ મામલાને પાર પાડવો પડશે ! વાહ–વાહ ! યુક્તિ તો ઠીક લગાડી ! પણ લોકો જાણશે તો એથી શું કહેશે ? "

" લોકો શા રીતે જાણી શકશે ? હું તો છુપો વેશ ધારીને જઇશ. " દાદા ભાસ્કરે કહ્યું.

" બીજા બે ચાર માણસોને લઇ જાઓ, જો એકલાથી ન બની શકે તો, તેમનેજ તેનો ભાર સોંપીને તમારા કામને પૂરૂં કરજો. " કીર્ત્તિકરે તાનો માર્યો.

" ત્યારે હવે અમારે શું કરવું, કહો જોઇએ ? " લાલુભાઇએ આતુરતાથી પૂછ્યું.

કીર્ત્તિકરે કહ્યું:—" એટલા માટે તો તમને અહીં બોલાવ્યા છે. "

દાદા ભાસ્કરે કહ્યું:—" માસ્તર સાહેબ જે હુકમ કરે છે, તે પ્રમાણેજ આપણે કાર્ય કરીએ છીએ જો તેમણે એમ ન કર્યું હોત, તો રૂસ્તમજી કદાચિ છૂટી શકત નહિ. "

કીર્ત્તિકરે કહ્યું:—" દાદા ભાસ્કર ! ગુન્હેગાર હો વા બિન ગુનેગાર હો, પણ તેને ફાંસીના લાકડા પર લટકાવવો જ જોઇએ, એ પોલિસનું કામ નથી. તમોને વારંવાર કહું છું કે, અને અત્યારે પણ કહું છું કે, ગુન્હેગાર જેવી રીતે સજાને પાત્ર થાય, એ જોવું જેવું પોલિસનું કર્ત્તવ્ય છે, તેવાજ રીતે બિન ગુન્હેગાર જેથી કરીને માર્યો ન જાય, એ જોવાની :તેનાથી પણ વધારે જરૂર છે, જે પોલિસ–અમલદાર એમ કરતો નથી, તે પાખંડી છે. આ તે મનુષ્ય હોવા

છતાં પણ તેનામાં મનુષ્યત્વ નામના એક અમૂલ્ય પદાર્થનો પૂરતો અભાવ છે, એમજ જાણી લેવું."

"માસ્તર, હું એ વાતને હમેશાં યાદ રાખું છું."

"એતો તમારી થોડીવાર પહેલાંની વાતપરથીજ હું જાણી શક્યો છું."

"ગમે તેમ હો, પણ હવે શું કરવું, એ કહો જોઇએ,"

"નકામી વાતોમાં વખત ગાળવાથી કશું ફળ મળી શકતું નથી. બરજોરજી અને મંચેરજીની બાતમી મેળવવી એજ અત્યારે તમારી મુખ્ય ફરજ છે."

"એટલા માટે તો હું એ બેટમજીને ત્યાં ચાકર સુદ્ધાં પણ રહ્યો હતો. એવા બદમાસના ચાકર થવું એ પણ કાંઇ જેવી તેવી વાત નથી." દાદા ભાસ્કરે કહ્યું.

કીર્ત્તિકરે કહ્યું:—"ખરૂં છે, પરંતુ ચાકર રહેવા છતાં પણ તમે ત્યાંથી શું જાણી આવ્યા ?"

"જાણી લાવ્યો કે, તે બેટો એક બડો બદમાશ છે, બેઇમાનનો બચ્ચો છે."

"બેસો, એથી શું વળ્યું ? એથી ચોરી અથવા ખૂનના સંબંધમાં શું જાણવાનું મળ્યું ?"

"ત્યારે શું આપ એમજ ધારો છો કે, એ બેટાએજ બધું કર્યું છે, બધા અનર્થોનું મૂળ એ શયતાનનો બચ્ચોજ છે ?" દાદા ભાસ્કરે અજાયબીની સાથે પૂછ્યું:—"કેમ, આપ શું ધારો છો ?"

કીર્ત્તિકરે કહ્યું:—"ફરીવાર એવુંજ ધારો છો કે ? મેં તમને બસોવાર કહ્યું છે કે, હું કાંઈ પણ ધારતોજ નથી, છતાં નાહક તમે મારો જીવ શામાટે ખાવા માંડ્યા છો ?"

" એની વિરૂદ્ધમાં કાંઈ પણ પ્રમાણો મળ્યાંજ નથી. " દાદા ભાસ્કરે કહ્યું.

" મંચેરજીની વિરૂદ્ધમાં ? "

" થોડાં ઘણાં મળ્યાં છે ? "

" શું ? "

" તેજ તે રાત્રે રૂસ્તમજીની સાથે હતો. "

કીર્ત્તિકરે ઘણાજ ઉત્સાહની સાથે કહ્યું કેઃ—" બ્હોત અચ્છા મહેનત અને કાળજી રાખવાથી, તમે એક વખતે ડિટેક્ટિવ લાઇનમાં નામના મેળવી શકશો. "

દાદા ભાસ્કરે માથું નમાવીને કહ્યું કેઃ—" ગુરૂદેવનો આશીર્વાદ ફળો. "

લાલૂભાઇએ કહ્યું:—" મેં એમની જે જે બાતમીઓ મેળવી છે, તે આપને કહી સંભળાવું છું. એથી આપને તપાસ કરવામાં તે બાતમી થોડી ઘણી મદદગાર થઇ પડશે. "

## પ્રકરણ ૯ મું

### રાજાબાઈના સંબંધમાં

કીર્ત્તિકર ટેબલ પરથી કાગળનું એક બંડલ ઉપાડીને બોલ્યો કેઃ—" હોરમસજીની સ્ત્રી રાજાબાઈના સંબંધમાં સૂરતની પોલિસે શું લખ્યું છે, તે સાંભળો. "

" આપે ત્યારે એ તપાસ કરવા માટે સૂરતની પોલિસને ખુપ લખ્યું હતું ? " દાદા ભાસ્કરે પૂછ્યું.

" હા, રાજાબાઇની પૂર્વ હકીકત જાણી શકવાથીજ કદાચ જાણી શકશે કે, તે બરજોરજીથી એટલો બધો કેમ ડરે છે ? " કીર્ત્તિકરે ખરી હકીકત જણાવી જવાબ આપ્યો.

દાક્તા ભાસ્કરે કહ્યું:—" એ તો ચોક્કસ છે. "

કીર્ત્તિકરે કહ્યું:—" જૂઓ, સુરતની પોલિસ શું લખે છેઃ—

" સુરતના ડોસાભાઇ નામના એક માણસને બે કન્યાઓ હતી. રાજાબાઈ તેની એક કન્યા છે. ડોસાભાઈ એક સાધારણ દુકાન ચલાવીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. ઘણી મુશીબતે ગમે તે રીતે તેમના દિવસો વીતતા હતા.

" રાજાબાઇની ઉમ્મર પંદર વરસની થતાં તેની સાથે તેમના મકાન પાસેના ધનવાન જમસેદજીના પુત્ર એદલજીની ઘણીજ પ્રીતિ ઉત્પન્ન થઇ હતી. એદલજી મોટો માણસ હોવાથી કદાચ તે રાજાબાઇનાં સાથે લગ્ન કરી શકશે, એમ ધારીને રાજાબાઇનો પિતા એને કાંઇ પણ કહેતો નહોતો. ગમે તેમ હો, એદલજીની સાથે રાજાબાઇનાં લગ્ન થઈ શક્યાં નહિ. જમસેદજીનું મરણ થવાથી એદલજી મોટી મિલ્કતનો માલિક થયો. તપાસ કરતાં જણાયું છે, રાજાબાઇનો પિતા તેને ઘણી ગાળો ભાંડતો અને ખુલ્લી રીતે તેને શયતાન પાખંડી કહેતો. ગમે તે કારણથી, એદલજી પોતાના નાનાભાઈ બરજોરજીના ઉપર માલ-મિલ્કતનો ભાર સોંપીને અમદાવાદ ચાલ્યો ગયો અને ત્યારપછી સૂરત પાછો કદાપિ આવ્યોજ નહિ.

" આ બધા બનાવો બન્યા પછી એક વરસે હોરમસજીની સાથે રાજાબાઈનાં લગ્ન થયાં. હોરમસજીએ મુંબઇ શહેરમાં ધંધોરોજગાર કરીને થોડા ઘણા પૈસા એકઠા કર્યા હતા. તે સ્વદેશમાં લગ્ન કરવાનું નક્કી કરીને સુરત આવ્યો. છેવટે રાજાબાઈની સાથે લગ્ન કરી તેને

પોતાની સાથે લઇને તે પાછો મુંબઈ ચાલ્યો ગયો. ત્યાર પછી રાજાબાઈ સૂરત તરફ પાછી કદાપિ આવીજ નહિ."

તેમનાં લગ્ન થયા પછી એક વરસે રાજાબાઈની બીજી બહેનનાં લગ્ન થયાં. તેને લઇને તેનો ધણી રંગુનમાં વહેપાર કરવા માટે ગયો, પરંતુ ત્યાં જવાથી તેમનું બન્નેનું ક્ષયરોગથી મૃત્યુ થયું. આ ખબર મળવાથી તેમના શોકમાં ને શોકમાંજ રાજાબાઇનો પિતા પણ કાળના કોળિયામાં આવી પડયો.

"ધણી તપાસ કરતાં સાફ જણાઈ આવ્યું છે કે, રાજાબાઇની બહેનને કાંઇ છૈયાં છોકરાં હતાંજ નહિ. અમોને એવું કશું પ્રમાણ પણ મળ્યું નથી. હમણાં તપાસ કરતાં જે કાંઇ જાણવામાં આવ્યું છે, તે પરથી જણાય છે કે, રાજાબાઇના પિતાનું રાજાબાઇ તથા હોરમસજી સિવાય બીજું કોઇ પણ સગું વહાલું જીવતું છેજ નહિ."

"બરજોરજી મોટી મિલ્કતનો માલિક થઇને બન્ને હાથે કાંકરાની પેટે અઢળક નાણું ખર્ચવા લાગ્યો હતો. એ પરથી જણાય છે કે, બે ત્રણ વરસમાંજ તેણે તેના પોતાના ભાગની બધી મિલ્કત ઉડાવીને ફના કરી દીધી હતી. પછીથી તરેહતરેહવારના દગાપ્રપંચ ખેલી, જુગાર ખેલી તે પોતાનો મોટા માણસ તરીકેનો દમામ ચલાવતો. તેણે કેટલાં માણસોને પાયમાલ કરી, ધુળ ફાકતાં કર્યાં છે, એનો કાંઈ હિસાબજ નથી. કેટલું કરજ કર્યું છે, એ પણ બરાબર કહી શકાતુ નથી."

"છેલ્લાં કેટલાંક વર્ષ થયાં પોલિસે તેના પર સખ્ત નજર રાખવા માંડી હતી, પરંતુ કોઈ ખાસ સાબીતી ન મળવાથી પોલિસ તેને બંદીવાન કરી શકી નહોતી. બે વર્ષ થયાં તે એકાએક સૂ...

છોડીને ચાલ્યો ગયો. હવે સૂરતમાં રહેવું તેને માટે મુશ્કેલ થઈ પડ્યું હતું.

"તેના ચાલ્યા જવા પછી તેના નામપર ઘણી ફરિયાદો મંડાણી હતી; પરંતુ તેની ઘણી ઘણી તપાસ કરવા છતાં પણ તેનો કશો પણ પત્તો મળી શક્યો નહોતો. હજી પણ તેના નામપર બે ત્રણ વૉરન્ટ પોલિસના હાથમાં છે."

સૂરતની પોલિસનો રિપોર્ટ વાંચીને કીર્ત્તિકરે કહ્યું કેઃ—"હવે કાંઈ સમજાયું કે?"

દાદાભાસ્કરે અજાયબીથી પૂછ્યુંઃ—"પણ આ બરજોરજી તે સૂરતનો બરજોરજીજ હશે, એમ આપણાથી ચોક્કસ શી રીતે કહી શકાય? શું એની કાંઇપણ સાબીતી છે ખરી કે?"

"છે." કહીને કીર્ત્તિકરે ટેબલના ખાનામાંથી એક ફોટોગ્રાફ બહાર કાઢી કહ્યુંઃ—"જૂઓ જોઇએ, આ કોનો ફોટોગ્રાફ હોય એમ જણાય છે વારૂ?"

બન્નેએ જોઈને કહ્યુંઃ—"હા, આ અવશ્ય બરજોરજીનોજ ફોટોગ્રાફ છે. જો કે તેણે અત્યારે પોતાના ચહેરાને ઘણોજ બદલાવી દીધો છે, તેમ છતાં પણ આ ફોટો તેનોજ છે."

કીર્ત્તિકરે કહ્યુંઃ—"હા, ગમે તેમ હો, પણ છેવટે આ ફોટોગ્રાફ તેનોજ છે, એમાં કશો પણ શકજ નથી. મેં સૂરતની પોલિસનો રિપોર્ટ મળવાથી તેમને બરજોરજીનો કોઇ ફોટોગ્રાફ જો હોય, તો તે મોકલી આપવાનું લખ્યું હતું."

"એમ ન હોય તો આપ આટલી મોટી પદવીપર શી રીતે ચઢી શકો?" દાદા ભાસ્કરે કહ્યું.

કીર્ત્તિકરે કહ્યું:—“નકામી વાતો ન કહો. જૂઓ હવે બરજોરજીનો કેટલો બધો પત્તો મળી ગયો છે ? એ પહેલેથીજ રાજાબાઈને જાણતો હતો, એમાં તો કાંઈ સંશયજ નથી.”

દાદા ભાસ્કરે કહ્યું:—“એમ પણ સાફ જણાઈ આવે છે કે, બચપણમાં રાજાબાઇની સાથે તેના મોટા ભાઇનો પ્યાર પણ હતો, કેમ ખરૂં કે નહિ વારૂ, માસ્તર સાહેબ !”

કીર્ત્તિકરે કહ્યું:—“ઘણું કરીને ન્હારો સંબંધ પણ જોડાયો હતો.”

દાદા ભાસ્કરે કહ્યું:—“હવે આંખો ઉઘડી ગઇ છે. ઓહ ! હવે રાજાબાઇ શા માટે તેનાથી ડરે છે, એ પણ સ્પષ્ટ સમજાઈ ગયું છે. એ બદમાશે તેના પતિને તેની પાછળની જિન્દગીની કુકીર્ત્તિ જણાવી દેવાનો ભય દેખાડીને તેને હાથ કરી લીધી છે, અને બ્હીવડાવીને પૈસા ઓકાવે છે.”

“ગભરાઓ નહિ. હવે અમદાવાદની પોલિસ શું લખે છે, તે સાંભળો.” કીર્ત્તિકરે કહ્યું.

“આપે અમદાવાદ પણ પત્ર લખ્યો છે ? અક્કલ હોય તો ઘેર બેઠાં મીર મારી શકાય છે, એમ જણાય છે. આપની બુદ્ધિની પાસે અમે ગધેડા જેવાજ છીએ.” દાદા ભાસ્કરે કહ્યું.

કીર્ત્તિકરની આંખો ઝળકી ઉઠી. તેણે સહજ ચીડાઇને કહ્યું:—“તમે તમારી વાત કર્યા કરો, ‘અમે’ કહીને લાલૂભાઇને પણ તમારી તુલનામાં ન મૂકો. લાલૂભાઇ ઉમ્મરમાં મારા કરતાં પણ મોટા છે. એક બે કામોમાં તેમની ભૂલો થવા છતાં પણ મારી નજરમાં તેઓ માનને પાત્ર છે.”

---

# પ્રકરણ ૧૦ મું

## એદલજીના સંબંધમાં

કીર્તિકરે બીજું એક બંડલ ખેંચીને બહાર કાઢ્યું, ત્યાર પછી તેણે કહ્યું:—" સૂરતની પોલિસનો રિપોર્ટ મળ્યા પછી મેં એદલજીનો પત્તો મેળવવા માટે અમદાવાદ પોલિસને લખ્યું હતું. ત્યાં પારસીઓની સંખ્યા બહુ ઝાઝી નથી, તેમાંથી એક પારસીનો પત્તો મેળવવો મુશ્કેલ થઈ પડે તેમ નથી."

દાદા ભાસ્કરે પૂછ્યું:—" તેમણે શું લખ્યું છે ? "

કીર્તિકરે કહ્યું:—" સાંભળો તેઓ શું લખે છે:—

" લગભગ ત્રીસ વર્ષથી વધારે વખત થયાં, સૂરતના ધનવાન શેઠ જમસેદજીનો પુત્ર એદલજી અમદાવાદમાં આવી વસ્યો હતો. તે બહુજ દોરદમામ અથવા ભપકાથી રહેતો નહોતો. તેના દોસ્તો પણ વધારે નહોતા. તેના બે ત્રણ વર્ષ અમદાવાદ રહ્યા પછી એક જુવાન ઉમરની સ્ત્રી એક ચાર પાંચ વરસના બાળકને લઇને તેને ઘેર વસવા લાગી. એમ તપાસ કરતાં જણાયું છે.

એદલજી એ સ્ત્રીને પોતાની નજીકની કુટુંબી તરીકે ઓળખાવતો હતો. તેની સાથે જે બાળક હતો, તે એ સ્ત્રીનોજ એકનો એક પુત્ર હતો. વિધવા થવાથી તે એદલજી પાસે આવી રહેતી હતી. તેઓ બન્ને અહીંના ત્રણ દરવાજા નામક સ્થાનની બહાર આવેલી ખાસ બઝાર અને સલાપોસરોડના નાકાના એક મકાનમાં ભાડે રહેતાં હતાં. તેમનો આજૂબાજૂમાં પારસીઓનાં બીજાં કેટલાંક ઘરો પણ હતાં. એમાંના

ઘણા ખરા પારસીઓ અત્યારના સુધારાની ખાસ હિમાયતીઓ હોવાથી એદલજી તથા તે સ્ત્રીના સંબંધમાં કશી ચર્ચા ચલાવતા નહોતા. અરે, તેમના તરફ કશું ધ્યાન પણ આપતા નહોતા. ઘણા ખરા તો તેમનાથી છેક અજાણ્યાજ હતા. પરંતુ પાંચ સાત જૂના પુરાણાં વિચારવાળા ઘરડા પારસીઓનાં ઘર પણ તેના ઘરની નજીકમાં હતાં. તેઓ તેમનાં દરેકે દરેક કામની બરાબર બાતમી મેળવ્યા કરતા હતા, અને પ્રસંગોપાત વાતમાં ને વાતમાંજ તેમની ખુબ નિંદા પણ કરતા હતા.

"એદલજીએ લગ્ન કર્યાં નહોતાં, તેથી એ વિધવાને તેને ઘેર રહેલી જોઇને આજૂબાજુના પાડોસીઓ પણ તેના સંબંધમાં ઘણી ઘણી ન કહેવાની વાતો કરતા હતા. એમના પાડોસનો મોટો ભાગ ઘાંચીઓનો હતો. ઘાંચીઓ તકરાર તથા કજીયા કંકાસને માટે પ્રખ્યાત છે, એ વાત તો સહુના જાણવામાંજ છે, એ ઘાંચી લોકો ઘણીવાર તો એદલજીને મોઢે ચઢીને તેને આ સ્ત્રીના સંબંધમાં ઘણી વાતો કહેતા હતા, તે તે છોકરાને જેવી રીતે ચાહતો હતો, તે પરથી ઘણા ધારતા હતા કે, એ છોકરો તેનો પોતાનોજ હતો. ગમે તેમ હો, પણ એ સ્ત્રી અને એ બાળક એદલજીના મરતાં સૂધી તેને ઘેર રહ્યાં હતાં; ખરી રીતે બાળક એદલજીના દત્તક પુત્ર તરીકે જ તેને ઘેર વસતો હતો.

"એદલજીને પૈસાની ખોટ નહોતી. તે બાળકને માટે પૂરતો ખર્ચ કરતો હતો, એથી એ બાળક જુવાનીમાં દાખલ થતાંની સાથે જ ચરિત્રહીન થઇ પડયો. તપાસ કરતાં જણાયું છે કે, તેનું ચારિત્ર્ય તદ્દન ખરાબ થઈ ગયું હતું. તેની ઉમ્મર અત્યારે ચોવીસ વર્ષની હશે. એનું નામ મંચેરજી છે."

"ત્રણ વર્ષ પછી એક પારસી આવીને એદલજીના ઘરમાં રહેતો

હતો. એદલજી એને મંચેરજીના શિક્ષક તરીકે સર્વત્ર ઓળખાવતો હતો.

"એ પારસીના આવ્યા પછી એક મહિનેજ એકાએક એદલજીનું મરણ થયું હતું. ઘણાએ તે વખતે અનુમાન કર્યું હતું કે, એદલજીનું સ્વાભાવિક મૃત્યુ થયું નથી. જરૂર તેને કોઇએ ઝેર ખવડાવીને મારી નાખ્યો છે. પરંતુ સાબીતી ન મળવાથી પોલિસ કાંઇ પણ કરી શકી નથી.

"એદલજીના મરણ પછી જુવાન મંચેરજી, તે સ્ત્રી તથા મંચેરજીનો માસ્તર એ ત્રણે જણાં એદલજીને ત્યાંજ રહેતાં હતાં. મંચેરજી પહેલાં જેવો ખર્ચ કરતો, તેના કરતાં પણ વધારે ખર્ચ હવે કરવા લાગ્યો, તેના ખર્ચની કાંઈ હદજ નહોતી."

"તપાસ કરતાં જણાયું છે કે, એદલજીના મરણ પછી વરસ બે વરસ જતાં ન જતામાં તો તેની સઘળી મિલ્કત મંચેરજીએ બરબાદ કરી દીધી હતી. છેવટે તેનો બધો ખર્ચ ફક્ત કરજપરજ ચાલતો હતો. તેના નામપર એકાદ બે કેસ પણ ચાલતા હતા.

"અમદાવાદના સલાપોસ રોડપર એક મોટો ડહેલો છે અને એ તેમાં એક મોટું છાપખાનું તથા બુકો બાંધવાનું ખાતું છે. એ ઉપરાંત એ ડહેલામાં સાધારણ વર્ગના લોકો ભાડે રહે છે. એક મોટી બોર્ડિંગ પણ તેમાં વિદ્યમાન છે. ડહેલામાં એક ભાડાતની સ્ત્રી જરા વંહેલી છે અને તે પોતાના કુવર્ત્તનને લઇને પતિનો પરિત્યાગ કરી એ ડહેલામાં જ રહે છે. તેનાપર મંચેરજીએ બળાત્કાર કર્યો હતો અને એના માટે તેના પર કેસ પણ મંડાયો હતો.

"બાતમી મેળવતાં એમ પણ જાણવામાં આવ્યું છે કે, મંચેરજીનો માસ્તર સારો માણસ નહોતો. તે અહીંનો 'રાયપૂર' નામના

હત્તો કે જે સાધારણ રીતે ઘણા જૂના વખતનો અને ગરીબગુરબાં-ઓથી ભરેલો છે. તેની 'પીપરડીની પોળ' માં એક પાટિદાર કન્યાના પ્રેમમાં પડયો હતો. પાટીદારના જાણવામાં એ વાત આવતાં તેણે તેને સખ્ત ધમકી આપી પોતાને ત્યાં ન આવવાની સૂચના આપી હતી, એથી તેણે 'રીચીરોડ' પર તે બિચારાને બહુજ માર મારીને પથારીવશ કરી દીધો હતો. એ ઉપરાંત અહીંના કાંકરિયા તળાવની નગીનાવાડી નામના એક સ્થાનમાં તે એક ધનવાન વણિક યુવતીને ઉપાડી ગયો હતો અને વાડીના માળીને લાંચ આપી તેણે એ યુવતીપર સખ્ત બળાત્કાર કર્યો હતો. તે જુગારી ચોર અને પેલા નંબરનો બદમાશ હતો, અહીંની પોલિસે બે ત્રણવાર તેને ઘટતી સજા પણ કરી હતી. અહીંના કેટલાક શ્રીમંત યુવકોને એકઠા કરી 'લાલકાકા' ના દારૂના અડ્ડામાં તે અહર્નિશ આવજાવ કરતો હતો અને એ સર્વ યુવકોને દારૂથી બેભાન કરી, તેમના પાસેથી મનમાન્યાં નાણાં ઓકાવતો હતો. અહીંની પોલિસે તેને સખ્ત સજા કરી અમદાવાદ છોડી ચાલ્યા જવાની સખ્ત આજ્ઞા આપી દીધી હતી.

"એ બનાવ બન્યા પછી, એટલે કે, એ એક વર્ષ પછી તે મંચેરજીને સાથે લઇ અમદાવાદ છોડી ચાલ્યો ગયોહતો. તપાસ કરતાં માલૂમ પડયું હતું કે, તે મુંબઈ ફરવા ચાલ્યો ગયો હતો. હજી ઘણું કરીને તે ત્યાંજ હશે"

"તે સ્ત્રી હજી સુધી એદલજીને ત્યાંજ રહે છે. તેની ઉમ્મર અત્યારે ઘણી થઇ ગઇ છે. છતાં પણ તે સુધારી હોય એમ જણાતું નથી. તેને કાંઇ પણ પૂછવામાં આવે છે, તો તેમનો કશો જવાબ પણ આપતી નથી. તેમ છતાં પણ મંચેરજીને નિમકહરામ વગેરે કહીને તે ઘણી ગાળો ભાંડે છે. માસ્તરની વાત પૂછતાં તેણે જણાવ્યું હતું કે, 'માસ્તર?

એના બાપનો મારતર! એ સૂવરના બચ્ચાનું મારી પાસે નામ જ ન લેશો."

"જો આ બાબતમાં કાંઈ વધારે બાતમી મેળવવા માગતા હો, તો ત્યાંથી એક ચાલાક ડિટેક્ટિવને મોકલી આપશો, તો સારૂં થશે. સ્વાભાવિક રીતે તે ડિટેકટીવ પારસી સમાજથી સારી રીતે જાણીતો હશે, તો આ સ્ત્રીની પાસેથી બધી બાતમી જરૂર મેળવી શકશે. કારણ કે, એ પારસીઓના દરેક દરેક ઘરથી જાણીતી હોય એમ જણાય છે. અમદાવાદમાં તેના જેવી ચાલાક અને ખંધી પારસણ બીજી એક પણ જોવામાં આવતી નથી. આથી તેની પાસેથી તમને બધી ખબર બહુજ સ્હેલાઇથી મળી શકશે."

પત્રનો છેલ્લો ભાગ વાંચી રહ્યા પછી કીર્તિકરે કહ્યું કેઃ--"આપણા બરજોરજીના બીજા કેટલાક નવા સમાચાર પણ સાંભળ્યાને!"

દાદા ભાસ્કરે કહ્યુંઃ--"હા, મંચેરજીની બાબતમાં તો ઘણુંજ નવું જાણવાનું મળ્યું છે."

લાલૂભાઈએ કહ્યુંઃ--"તમારા જેવા માણસને કોઇ પણ રીતે સમજાવી શકાય તેમ નથી. એટલું પણ ન સમજ્યા કે, મારતરજ બરજોરજી હતો."

દાદા ભાસ્કરે કહ્યુંઃ--"હા, હું પણ એમજ કહું છું ને."

કીર્ત્તિકરે કહ્યુંઃ--"એદલજીનું મોત સ્વાભાવિક થયું નથી, ઘણું કરીને તે બિચારો ઝેરથી માર્યો ગયો છે. બરજોરજીભાઈના ગયા પછી બે મહિનામાંજ તેનું મોત થયું છે."

દાદા ભાસ્કરે કહ્યુંઃ--"કેવી ભયંકર વાત! ત્યારે શું સાલાએ બાઇનુંજ ખુન કર્યું હશે?"

"કીર્ત્તિકરે કહ્યુંઃ--"હા, ચોક્કસ એમજ કર્યું હશે. બાઇનું

ખૂન કર્યા વિના તેની મિલ્કત શી રીતે હાથમાં આવે તથા મનમાની મોજમજા પણ શી રીતે ઉડાવી શકાય ? "

દાદા ભાસ્કરે કહ્યું:—" અને એ ભાઈએજ કદાચ પોલિસ પકડી જશે એવા ભયથી ભાઈને માસ્તર બનાવીને પોતાના ઘરમાં છૂપાવી રાખ્યો હોય, તો એમાં પણ શું અજાયબી જેવું છે, એ સુવ્વરને ફાંસીના લાકડાપર લટકાવવામાં આવે તો પણ આપણો ક્રોધ શાંત થાય તેમ નથી. "

" તેની વિરૂદ્ધમાં એ ખૂનની બાબતમાં કાંઈ પણ સાબીતી મળી શકી નથી." કીર્ત્તિકરે કહ્યું.

દાદા ભાસ્કરે કહ્યું:—" નહિ હોય, તો આ ખૂન પરથી જરૂર સાબીત થઇ જશે. "

કીર્ત્તિકરે હસીને કહ્યું:—" દાદા ભાસ્કર ! પ્રમાણો એકઠાં કર્યાં સિવાય તમે કોઈની વિરૂદ્ધમાં એક અક્ષર પણ ઉચ્ચારશો નહિ. હજી હમણાંજ તમારે તે હઠાગ્રહને માટે શરમિંદા થવું પડયું છે, લાલૂભાઈ પણ એમાંથી બચી શકયા નથી. રૂસ્તમજીને જો ગિરફ્તાર ન કરતાં તેના પર સખ્ત નજર રાખી હોત, અને કેવળ પ્રમાણો એકઠાં કરવાની જ તજવીજ કરી હોત, તો આમ શરમાવાનો વખત આવત નહિ. "

કીર્ત્તિકરે આમ કહીને બીજું એક બંડલ બહાર કાઢયું. એ જોઇને દાદા ભાસ્કરે કહ્યું કે:—" આમાં વળી કોનો રિપોર્ટ છે ? જોઉં છું કે, હજી પણ બીજું એક બંડલ પડેલું છે. "

કીર્ત્તિકરે કહ્યું:—" હા, બીજું પણ એક બંડલ છે. આ પેસ્તનજીના સંબંધી રિપોર્ટ છે. "

લાલૂભાઈએ કહ્યું:—" પેસ્તનજીનો પૂર્વ ઇતિહાસ જાણી શકવાથી ખૂન કોણે કર્યું છે, તેની પણ થોડી ઘણી બાતમી મળી શકશે. "

કીર્તિકરે કહ્યું કે:--" હા, એટલા માટેજ પેસ્તનજીની બાતમી મેળવવા માટે રંગુનની પોલિસને તપાસ કરવાનું લખ્યું હતું. પેસ્તનજી રંગુનથી હોરમસજીની પાસે પત્ર લઈ આવ્યો છે."

દાદા ભાસ્કરે કહ્યું.--" એ બાતમી તો મેં મેળવીજ હતી."

## પ્રકરણ ૧૧ મું

## પેસ્તનજીના સંબંધમાં

કીર્તિકરે કહ્યું:--" સાંભળો, પોલિસે શો રિપોર્ટ કર્યો છે. તેઓ મારા પત્રનો જવાબ આપે છે:--

" પેસ્તનજી અહીંનો એક આબરૂદાર માણસ હતો અને છે. પેસ્તનજી એન્ડ કંપની ઘણા દિવસની પ્રતિષ્ઠિત ફર્મ છે. એમનું કામ કાજ ઘણાજ મોટા પાયાપર ચાલે છે."

" કેટલાંક વર્ષ થયાં પેસ્તનજીના પિતાનું મરણ થયું છે. ત્યારથી તે તે ફર્મનું કામકાજ સંભાળે છે."

" છુપી તપાસપરથી જણાયું છે કે, પેસ્તનજીની તેના જેવડીજ એક રાખેલી સ્ત્રી છે. કેટલાંક વર્ષ થયાં એક મરાઠી સ્ત્રી તેની રાખેલી છે. એની દાસીની પાસેથી જાણવામાં આવ્યું છે કે, એ સ્ત્રી જો કે, મરાઠણનો પોશાક પહેરે છે, તેમ છતાં પણ તે મરાઠણ નથી, ઘણું કરીને પારસણજ છે. વળી એમ જાણી શકાયું છે કે, પેસ્તનજીને ઘોડાની રેસનો બહુજ શોખ હતો. તપાસ કરતાં જણાયું છે કે, તે ઘણી રેસની રમતો ખેલતો હતો.

"કેટલાંક વર્ષ થયાં તે હારતોજ આવતો હતો. જણાય છે કે, તે ઘણા રૂપિયા હારી ગયો હતો. તેથી તેની પેઢીની સ્થિતિ ઘણીજ ખરાબ થઇ પડી હતી. ગયા એક વર્ષ થયાં તેની પેઢી તદ્દન બંધ થઈ ગઈ છે. તેણે બઝારનું દેણું પણ પતાવ્યું નથી. જલ્દી થોડા ઘણા રૂપિયા કોઇ પણ રીતે એકઠા ન કરી શકવાથી તેને અથવા તેની પેઢીને બચવાનો એક પણ ઇલાજ રહ્યો નહિ. તેની હાલત ઘણીજ આફત ભરેલી થઇ પડી.

"લગભગ ત્રણ માસ થયાં તેની રાખેલી સ્ત્રી મરાઠી રમણી પણ લાચારીમાં આવી પડી છે. અને કોણ જાણે ક્યાં ચાલી ગઈ છે. કોઇ એનો પતો બતાવી શકતું નથી."

"તમો જે જાણવાની ઇચ્છા ધરાવો છો, તે બધું જણાવી શક્યા હોઇએ, એવી અમે આશા રાખીએ છીએ. પેસ્તનજીના મુંબઈ તરફ રવાના થયા પછી લગભગ એકાદ મહિનામાંજ તે અહીંથી પોતાનું મકાન છોડીને ક્યાંક ચાલી ગઇ છે. અમો તેની તપાસમાંજ છીએ. આશા છે કે, તમો પણ એમાં અમોને મદદગાર થઇ પડશો."

"એ સિવાય બીજું કાંઈ પણ જાણવા માગતા હશો, તો અમો ઘણીજ ખુશીની સાથે જણાવીશું."

કીર્તિકરે ધીમે ધીમે બંડલને ફરીવાર બાંધી લીધા પછી પૂછયું કે:—"દાદા ભાસ્કર! શું સમજ્યા?"

દાદા ભાસ્કરે જવાબ આપ્યો:—"પેસ્તનજી જરબાનુની સાથે લગ્ન કરવાની તજવીજ માટે મુંબઈ આવ્યો હોય એમ જણાઇ આવે છે."

કીર્તિકરે કહ્યું:—"કેવા વિચક્ષણ અને બુદ્ધિમાન પંડિત છે: એ વાત તો તેમણે લખીજ છે."

લાલૂભાઇએ કહ્યું:—"એમને સમજવાને હજી વાર છે! જે સ્ત્રી મરી હતી, અને જેની પાસે ખૂનની રાત્રે રૂસ્તમજી ગયો હતો, તેજ પેસ્તનજીની રાખેલી, તે મરાઠી સ્ત્રીજ હતી."

કીર્ત્તિકરે કહ્યું:—"જે પત્ર તેની પેટીમાંથી તમે મેળવ્યો છે, એમાંજ એ બધું લખેલું છે."

લાલૂભાઇએ કહ્યું:—"હા, બીજું એમ પણ જાણી શકાય છે કે, એ સ્ત્રી ખરી રીતે મરાઠણ નહિ, પણ પારસણજ હતી. તથા તે હોરમસજીની વિવાહિત પત્ની હતી."

"એ બધું તો પહેલેથીજ જાણવામાં આવી ગયું છે. અત્યારે નવું શું જાણ્યું?"

લાલૂભાઇએ કહ્યું:—"નવીન એ છે કે, હોરમસજી પોતાની કન્યાને તેની સાથે પરણાવવાને નાસામેલ થાય તો, તેને તેના પહેલાંના વિવાહની વાતને ખુલ્લી કરી દેવાની ધમકી આપીને બ્હીવડાવવો. તે કહેતો કે, 'જૂઓ, તમારી કન્યાનાં લગ્ન જો મારી સાથે નહિ કરો, તો હું તમારા પોકળને ફોડી નાખીશ. તમે જેલમાં જશો. તમે જાણો છો કે, એક લગન નક્કી થયાં હોય અને બીજાં લગન કરે તો તે પારસીને જેલમાં જવું પડે છે."

દાદા ભાસ્કરે કહ્યું:—"એ મહાસંકટમાં આવી પડવાથી હોરમસજીએ પોતાના લગ્નનું સર્ટિફિકેટ ગમે તે રીતે પેસ્તનજી પાસેથી હાથ કરી લેવા માટે એ બધું કારસ્થાન કર્યું હશે અને એના પરિણામે જ કદાચ આ ક્લૉરોફૉર્મથી ખુન પણ થવા પામ્યું હશે."

કીર્તિકરે કહ્યું;—"દાદાભાસ્કર, પેસ્તનજીની સાથે બરજોરજીનો પણ વિચાર કરો. પેસ્તનજી પણ બધી મિલ્કત ગુમાવીને રૂપિયા મેળવવાની તજવીજમાં હોરમસજીની પાસે આવ્યો હતો અને બરજોરજી

પણ મંચેરજીને લઇને હોરમસજી પાસેથી રૂપિયા મેળવવાના ઇરાદાથી આવ્યો હતો. ગણેશમલની પેઢીમાં રાજાબાઇનાં ઘરેણાં ગીરો મૂકવાથી એ બધું સ્પષ્ટ જણાઇ આવે છે.”

દાદાભાસ્કરે કહ્યું:—“ હોરમસજીએ ખુન કર્યું છે, એ વાતપર શું આપને વિશ્વાસ નથી આવતો ”

કીર્ત્તિકરે કહ્યું:—“ ના, શું તમે એમ કહેવા માગો છો કે, હોરમસજીએ પોતાના પૈસાની પોતેજ ચોરી કરી છે અને એનું આળ બીજાને માથે ઓઢાડી દીધું છે ? ”

“ ના, તેની સ્ત્રીએ ચોરી કરી હોય, એમ જણાય. ” દાદાભાસ્કરે જવાબ આપ્યો.

કીર્ત્તિકરે કહ્યું:—“ સારૂં, એ વિષયમાં પછીથી ચર્ચા ચલાવીશું. હવે બીજો એક રિપોર્ટ સાંભળો.

## પ્રકરણ ૧૨ મું

## રતનબાઇના સંબંધમાં

કીર્ત્તિકરે બીજું એક બંડલ બહાર કાઢ્યું. તેણે કહ્યું કે:—“આ રતનબાઇનો પ્રતિહાલ છે.”

દાદા ભાસ્કરે પૂછ્યું:—“ તે અત્યારે ક્યાં છે ? આપ તો મારી આંખોમાં ધૂળ નાખીને તેની સેરવી ગયા છો. તે જો મારા હાથમાં હોત તો, હું ઘણી નવી બાતમી મેળવી શકત. ”

કીર્ત્તિકરે કહ્યું:—“ તેણે મને ઘણી મદદ કરી છે. ”

"આપના હાથમાં એ રહેલી હોવાથીજ આપ આટલી બધી બાતમી મેળવી શક્યા છો. તેને મારા હાથમાંથી સેરવી લઇને ઉલટો મને ગધેડો બનાવ્યો છે." દાદા ભાસ્કરે કહ્યું.

"જો તમારા હાથમાં તે રહી હોત, તો તમારાથી કાંઇપણ કામજ થઇ શકત નાહિ."

"જરૂર થઇ શકત, થયા પછીથીજ આપ સમજી શકત." દાદા ભાસ્કરે કહ્યું.

"તમે તેની પાસેથી ઘણી વાતો જાણી શક્યા હતા, એ અમો શી રીતે જાણી શકીએ?" લાલૂભાઇએ કહ્યું.

"તમે તેને મેળવવાની તજવીજ કેમ ન કરી?"

"શી રીતે કરૂં? આપે તેને એકદમ કોણ જાણે ક્યાં છૂપાવી રાખી છે, એ પણ મારા જાણવામાં આવી શકતું નથી, તો પછી હું તેને શી રીતે શોધી શકું?" દાદાભાસ્કરે કહ્યું.

કીર્ત્તિકરે કહ્યું:—"સારૂં, એ બધી વાતો પછીથી થઇ રહેશે. હવે રતનબાઇની બીના સાંભળો:—

દાદા ભાસ્કરે પૂછ્યું:—"એની હકીકત સાંભળવાથી શો લાભ થવાનો છે?"

"પછીથી સમજાશે."

"ત્યારે વાંચો, જોઇએ. હું ધ્યાનપૂર્વક સાંભળું છું."

કીર્ત્તિકર વાંચવા લાગ્યો:—"રતનબાઇની જ્યારે દસ અગિયાર વર્ષની ઉમ્મર થઇ, ત્યારે રાધાબાઈ નામની એક મરાઠી સ્ત્રી ગંગાબાઈ નામની એક ગુજરાતી સ્ત્રીની પાસે તેને મુંબઈ મૂકીને બીજે ચાલી ગઇ. જણાય છે કે, તેના પાલન પોષણને માટે તે થોડાક

રૂપિયા પણ તેને આપતી ગઇ હતી, પરંતુ ગંગાબાઇએ તે રૂપિયામાંથી એક પાઈ પણ ખર્ચતી નહોતી. તેની પાસે તે ભીખ મગાવતી હતી. કોઇ દિવસ ભીખમાં કાંઈ પણ ન મળવાથી તે તેને નિષ્ઠુરતાથી સખ્ત માર મારી ભૂખી તરસી બેસાડી રાખતી હતી.

"રતનબાઈ દેખાવમાં ઘણી ખુબસૂરત હતી, તે ઉપરાંત તેનો કંઠ ઘણોજ મીઠો હતો. તે પોતે પોતાની મેળે ગાયન ગાઇને સાંભળ્યા કરતી હતી, એથી ઘણું સારૂં ગાનાનો તેને અભ્યાસ પડી ગયો હતો. ભીખ માગવામાં તેની ગાયનકળા તેને બહુજ મદદગાર થઈ પડતી હતી. ઘણીવાર એ ગાયનમાંથી તેને પુષ્કળ પૈસા મળતા હતા. દૈવ-યોગે એક દિવસ તે રૂસ્તમજીની નજરે પડી. તે તેના મુખેથી દુઃખની વાત સાંભળીને ઘણોજ દિલગીર થયો અને તેના દિલમાં દયા ઉભરાઇ આવી. તેણે ગંગાબાઇની સાથે મળીને ત્યારપછી તેને ભીખ માગવા માટે મોકલવાની મના કરી. તેના ભરણપોષણને માટે મહિને મહિને અમુક રૂપિયા આપવાને તે કબૂલ થયો, તે ગંગાબાઇને રતનને માટે નિયમિત રૂપિયા આપતો; પરંતુ ગંગાબાઇ તે બધા રૂપિયાને હજમ કરી જતી. તેને તેમ છતાં પણ ઘણું દુઃખ દેતી. આ પ્રમાણે બીજાં પાંચ છ વર્ષ પણ વીતી ગયાં, જુવાની અને ખુબસુરતી રતનબાઇના આખા શરીરમાં ખીલી ઉઠી. પાપિણી ગંગાબાઇ ઉમદા તક મળેલી જોઇને પૈસાના લોભથી તેને પાપપંથે લઇ જવાની તજવીજ કરવા લાગી. રતનબાઇએ એ વાત રૂસ્તમજીને કહી નહિ. રૂસ્તમજી તેને પોતાની સગી બ્હેનની પેઠે ચ્હાતો હતો; પરંતુ રતનબાઇએ તેને પોતાના હૃદયરાજ્યનો અધિકારી બનાવી દીધો હતો.

"એકાએક રતનબાઈ ગુમ થઈ ગઇ. ગંગાબાઇએ સવારે ઉઠીને જોયું તો રતનબાઇને તે પોતાના ઘરમાં જોઇ શકી નહિ. તેણે ઘણું

તપાસ કરી, પણ ક્યાંયથી તેનો પત્તો મળી શક્યો નહિ, રૂસ્તમજી પણ તેના ગુમ થવાથી મનમાં ઘણોજ દુભાવા લાગ્યો. તેણે તેની ઘણી તપાસ કરી, પોલિસમાં જાહેરાત આપી. પોલિસે પણ ઘણી તપાસ કરાવી હતી, પરંતુ કોઇ પણ પ્રકારે રતનબાઇનો પત્તો મળી શક્યો નહોતો, તે ખરેખર મુંબઈ શહેર છોડીને ચાલી ગઈ હતી.

"એક વરસ પછી રૂસ્તમજીએ એક ઈસ્પિતાલમાંથી એક પત્ર મેળવ્યો. એ પત્રમાં લખ્યું હતું કે, એક મરણના મુખમાં પડેલી અબળા તમારી મુલાકાત કરવા માગે છે. એ પત્ર મળવાથી તે તેની મુલાકાત માટે હોસ્પિટલમાં ગયો હતો."

"લગભગ ૭ વર્ષ પછી તેણે તરેહ તરેહવારની પીડાઓથી પીડાયલી કંકાલ જેવી રતનબાઇને દવાખાનાના ખાટલામાં સુતેલી જોઈ. તેણે તેને જોયો, ત્યારે તેનામાં બોલવાની શક્તિ પણ રહી નહિ. રૂસ્તમજીને જોઇને કેવલ તેની બન્ને આંખોમાંથી આંસુનાં ચોધારાં પૂર વહેવા લાગ્યાં. રૂસ્તમજી પણ આંખોના આંસુને અટકાવી શક્યો નહિ. તેણે તે દિવસેજ તેને માટે એક ઘર ભાડે લીધું. તેના મળવાથી બીમાર રતનબાઈની બીમારી ધીમે ધીમે ઘટવા લાગી. ડોકટરોએ જે દિવસે કહ્યું કે, હવે તેને લઇ જવી હોય તો લઈ જઈ શકાશે, તેજ દિવસે રૂસ્તમજી તેને તે ઘરમાં લઇ આવ્યો. દિવસે દિવસે રતનબાઇ તંદુરસ્તી મેળવવા લાગી. તેની પહેલાંની ખુબસૂરતી પાછી ખીલી ઉઠી. એવામાંજ રૂસ્તમજી હોરમસજીનાં ઘરમાંથી દૂર થયો, એથી તે અત્યારે વખત મળતાંની સાથે રતનબાઇને ઘેર આરામ લેવા લાગ્યો. રતનબાઇ જેથી ફરીને સુખી થાય, તેવા ઇલાજોજ તે કરવા લાગ્યો. સારા સારા કીમતી સામાનથી તેણે રતનબાઇના મકાનને શણગારી દીધું. સુંદર સુંદર પોશાકોથી તેના મનને મુદિત કરવા

માંડયું. રતનબાઇને ત્યાં હમેશાં મોજ શોખનો પ્રવાહ વહેવા માંડયો: અને સઘળા એમજ ધારવા લાગ્યા કે, રતનબાઈ રૂસ્તમજીની રાખેલી છે."

એકાએક કીર્ત્તિકરે માથું ઉંચું કરીને કહ્યું કે:—"આ પ્રમાણે બન્યા પછી, દાદા ભાસ્કર! તમે તેને તમારે ઘેર લઈ ગયા હતા અને ત્યાર પછી જે કાંઈ બન્યું હતું, તે તો તમે જાણોજ છો."

દાદા ભાસ્કરે કહ્યું:—"બહુ સારી રીતે જાણું છું. દાદા ભાસ્કરને ગધેડો બનાવી ત્યારપછી આપે તેને આપના કબજામાં રાખી લીધી છે."

કીર્ત્તિકરે કહ્યું:—"તે મારી પાસે નથી. તે અત્યારે હોરમસજીને ત્યાં જરબાનુની દાસી થઇને રહી છે મેં અમુક અમુક બાતમી મેળવવાના ઇરાદાથીજ તેને ત્યાં રાખી છે."

દાદા ભાસ્કર ઘણીજ અજાયબીની સાથે ભંવાં ચઢાવી એકીટસે કીર્ત્તિકરના મ્હોં સ્હામું જોઈ રહ્યો.

## પ્રકરણ ૧૩ મું

## કીર્ત્તિકરની અજબ યુક્તિ

દાદા ભાસ્કરનો એવો અજાયબી ભરેલો ભાવ જોઇને કીર્ત્તિકર હસી પડયો. વૃદ્ધ લાલુભાઈ પણ હસવું રોકી શકયો નહિ.

કીર્ત્તિકરે હસતાં હસતાં કહ્યું:—દાદા ભાસ્કર! એમાં અજાયબ થવા જેવું શું છે?"

" કાંઈજ નહિ. આવા જાસૂસો હાથમાં હોય તો હું પણ ઘણી બહાદુરી બતાવી શકું તેમ છું."

કીર્તિકરે કહ્યું:—" તમારા હાથમાંજ હતી ને ? "

" હતી પણ અત્યારે તો નથી ને, આપ મારી આંખમાં ધુળ નાંખીને તેને લઈ ગયા છો."

" આંખમાં ધુળ શા માટે નાખવા દીધી ?"

" ગુરૂદેવની સાથે શું થઇ શકે ? "

" જવા દો એ વાતને. હવે જે વાત થાય છે તેને બરાબર સાંભળી લો. ચોર તથા ખૂની બન્નેને આપણે જરૂર પકડી પાડવા જોઇશે." કીર્તિકરે કહ્યું.

લાલૂભાઇએ કહ્યું:—"એ વાત વારંવાર શા માટે સંભળાવો છો ! "

" તે સિવાય કમિશનર સાહેબની પાસે નોકરી બજાવી રાખવી મુશ્કેલ થઇ પડશે. " દાદાએ કહ્યું.

કીર્તિકરે કહ્યું:—" વિચાર કરીને જોઈ જૂઓ જોઇએ કે, કોણે ચોરી તથા ખુન કર્યું છે વારૂ ? "

" આપ શું ધારો છો ? "

" તમારા મનમાં જે હોય, તે કહો, નહિ તો સત્ય બહાર પડશે નહિ. વિચારથીજ સત્યનું નિવારણ થઇ શકે છે." કીર્તિકરે કહ્યું.

" એ ખરૂં છે." દાદા ભાસ્કરે કહ્યું.

" તમારા ઘડી ઘડી નિશ્ચયની જવાળાથી હું વ્યાકુળ થઈ ગયો છું. " કીર્તિકરે કહ્યું.

" દાદા ભાસ્કર, ચૂપકરી બેસી રહો " લાલૂભાઇએ કહ્યું.

" એનો નક્કીજ છે કે, રૂસ્તમજીએ ચોરી કે ખુન એમાંનું કાંઇ પણ કર્યું નથી." કીર્તિકરે કહ્યું.

" નક્કીજ છે. " દાદા ભાસ્કરે કહ્યું.

" વળી પાછા બોલ્યા કે ? " લાલુભાઇએ કહ્યું.

" હવે નહિ બોલું. ચૂપકરી બેસી રહીશ. " દાદા ભાસ્કરે સહજ હસીને કહ્યું.

કીર્ત્તિકરે કહ્યું:—" કેમ એકદમ ચૂપ થઇ શા માટે બેસી રહેશો ? મારી વાત જે તમને ન રૂચે, તેમાં તમારો સ્વાધીન મત પ્રકટ કરજો અને જ્યાં સુધી સારી લાગે, ત્યાં સુધી ચૂપ કરી બેસી રહેજો. "

દાદા ભાસ્કરે કહ્યું:—" તેમ થશે તો હું તદ્દન ચૂપ થઈ જઇશ. આપની વાત ન રૂચી હોય, એવું તો હજી સુધી બન્યું હોય, એમ જણાતું નથી. આપની બુદ્ધિ અખંડનીય છે. "

" નકામી વાતો જવાદો, હવે બાકી રહ્યા હોરમસજી, ફરામજી, મંચેરજી અને બરજોરજી, એ ચારે જણામાંનો દરેક ખુન કરે તેવો સંભવ રહે છે. " કીર્ત્તિકરે કહ્યું.

" હવે વધારે શક હોરમસજીપર આવે છે. " લાલુભાઇ સાહેબે પોતાનો મત દર્શાવ્યો.

કીર્ત્તિકરે કહ્યું:—હોરમસજી અક્કલવાળો માણસ છે, આ કામ તે પોતાના હાથથી કરે, એવો સંભવ બહુજ ઓછો છે. તે આ કામ ફરામજીની મારફત પણ કરાવી શકે તેમ છે. "

દાદા ભાસ્કરે કહ્યું:—" ફરામજીની વિરૂદ્ધમાં પણ ઘણાં પ્રમાણો મળ્યાં છે. "

" હા, પરંતુ આપણે બે બાબતોને બરાબર ધ્યાનમાં રાખવી પડશે. " કીર્ત્તિકરે કહ્યું.

" કહો. " દાદા ભાસ્કરે કહ્યું.

કીર્ત્તિકરે કહ્યું:—" ફરામજીના મકાનમાંથી તેના કોટની ચોરી

થઈ હતી, એમ તે જણાવે છે, એટલુંજ નહિ, પણ નીચેના દુકાનદારે પણ એકજણને કોટ લઈને જતો જોયો છે. તેને જૂઠું બોલવાનું કાંઇ પણ કારણજ જણાતું નથી."

દાદા ભાસ્કરે કહ્યું:—" એ વાત બરાબર છે."

" દાદા ભાસ્કર, તમારા નિશ્ચયને વારંવાર બદલીને ' એ વાત બરાબર છે, ' એમ શું કહ્યા કરો છો ? હોરમસજીને ફરામજીનો કોટ ચોરવાનું કાંઇ પણ કારણ જણાતું નથી. તેણે ફરામજીની પાસેથી કોટ માગ્યો હોત, તો તે મેળવી શકત અથવા તેને રૂપિયાની ખોટ નથી, કે જેથી બરાબર એવોજ બીજો એક નવો કોટ ન તૈયર કરાવી શકત."

" એ પરથી ચોકખું જણાઇ આવે છે કે, બીજું કોઇ એ કોટ ચોરી ગયું છે." ભાસ્કરે કહ્યું.

દદા ભાસ્કરની આ વાત સાંભળીને કીર્ત્તિકરે કહ્યું:—" હા, એમજ હોવું જોઇએ, અને તેણેજ આ ખુન કર્યું છે. વળી બીજી એક વાત એ છે કે, એથી હોરમસજીને ખરો ખુની ધારી શકાતો નથી."

" ત્યારે આપ કોનાપર ખુનનો શક લાવો છો ?" દાદા ભાસ્કરે આતુરતાથી પૂછ્યું.

કીર્ત્તિકરે જવાબ આપ્યો કે:—" જે સ્ત્રી મરી ગઇ છે, અને જે ખરી રીતે હોરમસજીની સ્ત્રી હતી. તેણે તેના પત્રમાં લખ્યું છે કે, પેસ્તનજીએ હજી સૂધી હોરમસજીના સર્ટિફિકેટ અથવા વિવાહની વાત હોરમસજીને કરી નથી. તે કેવળ જરબાનુની સાથે લગ્ન કરવાની તજવીજમાં હતો. જો હોરમસજી અસમ્મત થયો હોત તો તે તેના પ્રત્યક્ષ સર્ટિફિકેટને બહાર બતાવત એજ સંભવિત છે. જો સરળતાથીંજ કામ પતી જતું હોય, તો પછી સસરાની સાથે વિના કારણ બગાડવાનું કોણ પસંદ કરે ?"

લાલુભાઇએ પૂછ્યું:—"ત્યારે શું આપ એમ કહેવા માગો છે કે, હોરમસજીએ સર્ટિફિકેટની વાતને બિલકુલ જાણતાજ નથી?"

કીર્ત્તિકરે કહ્યું:—"હા, એમ પણ માની શકાય તેમ છે. બીના પત્રનો આશય જોતાં સાફ જણાઇ આવે છે કે, મરણને દિવસે અથવા તેની પહેલાંના દિવસે તેણે આ પત્ર લખ્યો હતો."

"ત્યારે હોરમસજી અથવા ફરામજી બેમાંથી એકે પણ ખુન કર્યું હોય, એમ માની શકાતું નથી. જ્યારે તેઓ સર્ટિફિકેટની વાતને બિલકુલ જાણતાજ નહોતા, ત્યારે પછી ખુન શી રીતે કરી શકે? મને તો એમાં કાંઇક ભેદ છુપાયલો જણાય છે." દાદા ભાસ્કરે એક નવી શંકા રજૂ કરી.

કીર્ત્તિકરે કહ્યું:—"એટલા માટેજ હું ધારૂં છું કે, બીજું કોઇ પણ માણસ આ સર્ટિફિકેટની વાત જાણી ગયું હોવું જોઇએ. પેસ્તનજીને ખસેડીને તથા સર્ટિફિકેટને હાથ કરીને, જરબાનુની સાથે લગ્ન કરવાનો તથા હોરમસજીની મિલ્કત હાથ કરવાનો તેનો ઇરાદો હોવો જોઇએ. એ સિવાય બીજી કશી પણ કલ્પના મારાથી કરી શકાતી નથી."

દાદા ભાસ્કરે કહ્યું:—"એ બરજોરજી સિવાય બીજા કોઇનું પણ કામ નથી."

કીર્ત્તિકરે કહ્યું:—"તેની વિરૂદ્ધમાં હજી સુધી આપણને કશાં પણ પ્રમાણોજ મળ્યાં નથી, પણ મંચેરજીની વિરૂદ્ધમાં એકાદ પ્રમાણ મળ્યું છે. તે તે રાત્રે રૂસ્તમજીની પાછળ પડયો હતો અને રૂસ્તમજીનાં દરેક દરેક કામની તેણે બાતમી પણ મેળવી લીધી હતી."

"મંચેરજી છોકરો છે, બરજોરજીના હાથનું રમકડું છે, તેથી તેનાથી એટલું બધું સાહસ થઇ શકે તેમ નથી. એ બધું તે બદમા-

ના બચ્ચા બરજોરજીનુંજ કામ છે." દાદા ભાસ્કરે કહ્યું.

કીર્તિકરે કહ્યું:—"જો આપણે એવું પ્રમાણ મેળવીએ કે, બરજોરજી પેસ્તનજીની પાસેનાં સર્ટિફિકેટોની વાત જાણી ગયો હતો, તો તેથી આપણે તેના પર શંકા લાવી શકીએ તેમ છીએ, પણ અત્યારે તેમ કરી શકાય તેમ નથી. લાલૂભાઇ સાહેબ, તમે તેની તપાસમાં રહો.

"હવે બધું સમજી ગયો છું." લાલૂભાઇએ કહ્યું.

કીર્તિકરે કહ્યું:—"ગભરાઇને પહેલેથી કાંઈ પણ ધારણા કરશો નહિ. ડિટેક્ટીવગીરીમાં એ એક મોટી ભૂલ ગણાય છે. કામ ચલાવતાં ચલાવતાં જે કાંઈ જાણી શકાય. તેજ પૂરતું છે."



## પ્રકરણ ૧૪ મું

### મતભેદ

બન્ને ઉઠતા હતા. કીર્તિકરે તેમને બેસવાનો આગ્રહ કરીને કહ્યું કેઃ—"ખુનના વિષયમાં તો ગમે તેમ હો, તેની થોડી ઘણી ચર્ચા થઇ ગઇ છે, હવે ચોરીના વિષમાં કાંઇક ચર્ચા ચલાવવાની જરૂર જણાય છે."

દાદા ભાસ્કરે કહ્યું:—"એ મારો કેસ છે, મારી જે ધારણા થઈ છે, તે હું આપને કહી સંભળાવું છું. હવે આપણે જાણ્યું છે કે, હોરમસજીની સ્ત્રી રાજાબાઇની સાથે બરજોરજીના મોટા ભાઇનો પ્રેમ હતો. બરજોરજી પોતાની તથા પોતાના ભાઇની બધી મિલ્કત ઉડાવી દઇને રૂપિયાની તજવીજ માટે મુંબઇ આવ્યો. હોરમસજીની સ્ત્રીને તેનો પૂર્વ ઇતિહાસ જણાવી દેવાનો ભય બતાવીને રૂપિયા મેળવવાનીજ તેની મુખ્ય મતલબ હતી. અહીં આવીને તેણે રાજાબાઇની મુલાકાત

કરી. તેણે તેના ભયથી તેણે જેમ કહ્યું તેમ કરી આપ્યું. રાજાબાઇએ મંચેરજીને પોતાની બંનેનો દીકરો ઠરાવીને સ્વામીને ઓળખાણ આપી છે, બરજોરજીને પણ સગો ઠરાવ્યો છે. ત્યાર પછી ભયથી હમેશાં તેણે તેમને બન્નેને રૂપિયા આપ્યા છે, ઘરેણાં આપ્યાં છે, અરે જે કાંઈ હતું તે બધું આપ્યું છે. એવામાં મહા પાખંડી બરજોરજીએ મંચેરજીને રાજાબાઇનો ઉપપતિ બનાવ્યો છે, તેને એવી રીતે ખસેડીને પોતે જરબાનુની સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો છે, તથા તેની તજવીજમાં પણ તે પડયો છે. હમેશાં બન્ને જણા 'રૂપિયા રૂપિયા' કરતા હતા, અને રૂપિયા મેળવવાના કાંઇ પણ ઇલાજ ન જોવાથી રાજાબાઈએ બેંકની તીજોરીમાંથી રૂપિયા ચોરીને તેમને આપ્યા છે."

કીર્ત્તિકરે કહ્યું:—"બધું સમજી ગયો, પણ હવે શંકા એ થાય છે કે, રાજાબાઇ તીજોરીને ઉઘાડવાનો છુપો સંકેત શી રીતે જાણી શકી? હારમસજીએ વાતને ખુલ્લી કરે તેવો નથી."

દાદા ભાસ્કરે કહ્યું:—"ત્યારે કયી રીતે જાણી શકયો હતો?"

કીર્ત્તિકરે જવાબ આપ્યો:—"રૂસ્તમજી બેભાન બની ગયો હતો, એ પરથી શું એવી કલ્પના ન કરી શકાય કે કોઈ દિવસ તેણે વિશેષ બેભાન થઈને એ વાત કોઈ પણ વ્યક્તિની પાસે પ્રકટ કરી દીધી હોય?"

"એ પણ સંભવિત છે!" દાદા ભાસ્કરે જવાબ આપ્યો.

કીર્ત્તિકરે કહ્યું:—"એ પરથી સમજી શકાય છે કે, કદાચ રૂસ્તમજીએજ દારૂના નશામાંને નશામાં એ ગુપ્તવાત બરજોરજી અથવા મંચેરજીને કહી દીધી હોય."

"કેમ?"

"કેમ? આપણે જાણ્યું છે કે, ચોર અંદરની સીડીપરથી આવ્યો હતો; એથી એમાં રાજાબાઇની મદદ પણ હોવી જોઇએ. અથવા તે

જાણતી હોવા છતાં પણ ભયની મારી ચૂપચાપ બેસી રહી હોવી જોઇએ. મંચેરજી અથવા બરજોરજીના સિવાય બીજી કોઇનાથી પણ હોરમસજીના ઘરમાં જઇ શકાય તેવો સંભવ નથી.” કીર્તિકરે કહ્યું.

“એ તો ચોક્કસજ છે.” દાદા ભાસ્કરે કીર્તિકરના કહેવાને ટેકો આપી કહ્યું.

“એ પરથી એ બે જણામાંથી કોઈ એકે રૂપિયાની ચોરી કરી છે અને તીજોરી ખોલતી વેળાયે રાજાબાઈ એ અટકાવરૂપ થઇ પડી હોય એમ સાફ સાફ જણાઇ આવે છે.”

“હવે જોઉં છું કે, એજ સંભવિત છે.” દાદા ભાસ્કરે કહ્યું.

કીર્તિકરે કહ્યું:—“એથી રાજાબાઇ ચોરી કરી શકે તેમ નથી.”

“પૂરતો સંભવ છે.” દાદા ભાસ્કરે કહ્યું.

“હવે આપણે તપાસ કરીને બહાર કાઢવું પડશે કે, કયે વખતે અને કોની પાસે રૂસ્તમજીએ એ છૂપી વાત પ્રકટ કરી દીધી હતી?” કીર્તિકરે કાર્યનો વિચાર દર્શાવ્યો.

“એમ થશે તો તો ચોરને તરતજ પકડી શકાશે.” દાદા ભાસ્કર ફુલાઇને કહ્યું.

“હવે એ જાણવાનીજ ખાસ તજવીજમાં રહો. એ બન્નેમાંથી કોણ હમેશાં રૂસ્તમજીની સાથે હળતો મળતો હતો, એ જાણવાની ખાસ જરૂર છે.” કીર્તિકરે પોતાની ઇચ્છા પ્રકટ કરી.

“એ કાર્ય આપ નહિ કરો, તો પછી મારા દ્વારા શી રીતે થઇ શકશે?” દાદા ભાસ્કરે પૂછ્યું

“કેમ?”

“જે વ્યક્તિ એનો પત્તો બતાવે તેમ છે, તે તો અત્યારે આપના હાથમાંજ છે.” ભાસ્કરે કહ્યું.

“કયી વ્યક્તિ?” કીર્તિકરે પૂછ્યું.

"કેમ, રતનબાઈ?" "એ શી રીતે?" કીર્તિકરે પૂછ્યું.

"તેને ઘેરજ અડ્ડો હતો. ત્યાંજ બધી મોજમજા અથવા અયશ આરામ ચાલતો હતો. એથી જો કદાચ રૂસ્તમજી નશામાંને નશામાં જ કાંઈ બોલી ગયો હોય, તો ત્યાંજ બોલી ગયો હાવો જોઇએ."

દાદા ભાસ્કરે પોતાની કલ્પનામાં આવી તે બીના જણાવી દીધી.

"એ એ તો બીજે ઠેકાણે પણ અડ્ડા જમાવતા હતા?" કીર્તિકરે આતુરતાથી પૂછ્યું.

"હા, હું એનો પણ પત્તો મેળવીશ. તેમ છતાં પણ મને ચોક્કસ ખાત્રી છે કે, જો રૂસ્તમજીએ કદાચિત્ એ વાત જાહિર કરી હોય, તો તે રતનબાઈને ત્યાંજ કરી દીધી છે" ભાસ્કરે કહ્યું.

સંભવિત છે. પણ અજાયબીની વાત એ છે કે, મેં તેને એ બાબતમાં કદાપિ એક અક્ષર પણ પૂછ્યો નથી. જો પૂછ્યું હોત તો કાંઇક ને કાંઇક જરૂર જણાઇ આવત." કીર્તિકરે કહ્યું.

"ત્યારે તો ગુરુદેવની પણ ભૂલ થઇ છે?" દાદા ભાસ્કરે હસીને કહ્યું.

"ભૂલ કોની નથી થતી?"

"હું પણ એમજ કહું છું ને!"

કીર્તિકરે કહ્યું:—"હવે એ બાબતોનો તો થોડોઘણો નિશ્ચય થયો હવે એક અઠવાડિયામાંજ બન્ને કેસના આરોપી પકડાઈ જવા જોઇએ. નહિ તો કમિશનરના કોપનો પારજ નહિ રહે."

"ગુરૂદેવનો આશીર્વાદ હશે, તો અવશ્ય પકડાઇ જશે." દાદા ભાસ્કરે કહ્યું.

ત્યાર પછી સભાભંગ કરીને ત્રણે જણા જૂદી જૂદી દિશાઓમાં ચાલ્યા ગયા.

# (વિભાગ ચોથો)

## અભિનવ-રહસ્ય

## પ્રકરણ ૧ લું

## રમણીનું હૃદય

અદાલતમાંથી છૂટો થઇને રૂસ્તમજી પત્થરનાં પૂતળાંની પેઠે બુરખાથી ઢંકાયલી સ્ત્રીની સાથે ગાડીમાં બેઠો હતો. તે કોણ હતી, તે તે જાણતો નહોતો, એ વખતે કોઇપણ પ્રકારનો વિચાર કરવાની તેનામાં શક્તિ પણ નહોતી.

ગાડીનો અવાજ સાંભળીને તેને સહજ ચેતન આવ્યું. તેણે સ્તંભિત હૃદયથી રમણીના તરફ જોયું. તે વખતે તેના મુખપરથી બુરખો સરી ગયો હતો. એ જોઇ ચમકિત થઇને રૂસ્મજી એકાએક બોલી ઉઠયો કેઃ—"તું!"

રમણીએ જવાબ આપ્યોઃ—"હા, હું. પરંતુ હવે હું તે રતન-બાઈ નથી, જરબાનુની દાસી છું."

રૂસ્તમજીએ અજાયબી પામીને પૂછ્યું કેઃ—"જરબાનુની દાસી?"

રતનંબાઇએ મીઠા અવાજથી જવાબ આપ્યોઃ—"હા, જર-બાનુની દાસી."

"કેમ?"

"કેમ? તમે આફતમાં પડયા હો, અને હું પરમ નિશ્ચિંત

મનથી ચૂપચાપ બેસી રહું ? ત્યારે તો પછી મારા જીવનમાં સાર શો ? જરબાનુની દાસી થયા વિના તમે આ આફતમાંથી છૂટી શકો તેમ નહોતા, તમારો અપરાધ દૂર થાય તેમ નહોતો, ખરા ગુન્હેગારને સજા થાય તેમ નહોતી; એટલા માટે જ હું જરબાનુની દાસી બની હતી."

"હું કાંઇ પણ સમજી શકતો નથી. મારામાં હવે સમજવાની શકિત પણ રહી નથી."

"જ્યારે વખત આવશે, ત્યારે બધું જાણી શકશો. હમણાં મારી સાથે ચાલો, મારે ઘેર આવી રહો."

"તું ક્યાં જઇશ ?"

"જ્યાંથી આવી છું, ત્યાંજ જવાની છું. હું જરબાનુની પાસે જઇશ." રતનબાઇ એ કહ્યું.

"કેમ ? હું તો હવે છૂટી ગયો છું. જરબાનુની પાસે જવાની શી જરૂર છે ? હું તને નહિ જવા દઉં."

"હજી પાપીને સજા થઇ નથી, હજીસુધી તેઓ જેલમાં ગયા નથી. જ્યાં સુધી તેમને સજા ન થાય, ત્યાં સુધી તમે તમને પોતાને નિરાપદ ધારશો નહિ. તેઓ તમને આફતમાં નાખવા માટે જીવજાનથી કોશિશ કરી રહ્યા છે. માંહોમાહે ભયંકર કારસ્થાનો ચાલી રહ્યાં છે."

"તેઓ કોણ છે! મેં તો કોઇનું કાંઇ બગાડ્યું નથી. છતાં મને હેરાન કનાર કોણ છે વારૂ ?"

"બગાડ્યા સિવાય શું શત્રુ ન થાય ?"

"તેઓ કોણ છે ?"

"બરજોરજી અને મંચેરજી."

રૂસ્તમજી અજાયબી પામીને બોલી ઊઠયોઃ—"કોણ ?"

"બરજોરજી અને મંચેરજી. એમાં અજાયબ થવાનું કશું પણ કારણુજ નથી."

"મેં તેમનું કોઇપણ નુકસાન કર્યું નથી."

"કર્યું છે, તમે જરબાનુની સાથે લગ્ન કરવાની ઇચ્છા ધરાવો છો." રતનબાઇએ કહ્યું.

"એની સાથે તેમનો શો સંબંધ?"

"તેઓ પણ જરબાનુને ચાહે છે. એટલુંજ નહિ, તેઓ હોરમસજીની મોટી મિલ્કતના માલિક થવા માગે છે."

"શું?"

"ચિંતા નહિ, મારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી તમારા વિના જરબાનુને બીજો કોઇપણ મેળવી શકશે નહિ"

"આ શું રતન! તું આ શું કહે છે."

"ખઇ કહું છું, એથી જરા પણ અજાયબ થશો નહિ. જરબાનુને પહેલાં હું મારી આંખોથી જોઇ શકતી નહોતી. તેનું નામ સાંભળીને મારા આખા શરીરમાં આગ સળગી ઉઠતી હતી. પહેલાં તેને મેં કદાપિ જોઇ પણ નહોતી. અત્યારે તેની સાથે રહેવાથી તેને જ્યાં સુધી ઓળખી શકી છું, તેપરથી તેનાપર મારો હવે કશો પણ રોષ રહ્યો નથી. હું તેને ચાહું છું. હું તેના પગની રજ બરાબર પણ નથી."

રતન—"આ શું મશ્કરી કરે છે કે મારા મનને જાણવાની કોશિશ કરે છે."

રતનબાઇએ એ વાતનો કશોપણ જવાબ ન આપતાં જોર સાથે કહ્યું:—"તમે મને રસ્તાની ભીખારિણીને–આ પાપિણીને, તમારી બહેનની પેઠે ચાહી છે, મારા હજારો ગુન્હાઓની માફી આપી છે, મરણના મુખમાંથી મને બચાવી છે, રાજરાણીની પેઠે રાખી છે, પણ

મારૂં મન પાપી છે, મેં જૂદી રીતે તમને ચાહ્યા હતા, હું હૃદયના દેવતા તરીકે તમારી પૂજા કરતી હતી; પરંતુ હવે હું એ રતન નથી. તે રતન મરી ગઇ છે,–જૂઓ કે હવે હું તમારી ભગિની થવાને યોગ્ય થઇ શકું છું કે નહિ. જૂઓ કે, એવું કોઈપણ કામ કરી શકું છું કે નહિ. રૂસ્તમ, રૂસ્તમ, મને ક્ષમા કરો, ક્ષમા કરો."

રતન મનને કાબૂમાં રાખી શકી નહિ. તે બન્ને હાથથી મ્હોં ઢાંકીને રડી પડી.

રૂસ્તમજીએ સ્નેહ સહિત તેને પોતાની ગોદમાં ખેંચી, મુખપરથી હાથ સેરવી લઇ, રતનના તે આંસૂને તે કોઇપણ રીતે અટકાવી શકયો નહિ.

રતન એકાએક ચમકી ઉઠી અને ચૂપચાપ બેસી રહી. તેણે એકદમ સાડીના છેડાથી આંખનાં આંસૂ લુછી નાંખ્યાં. ત્યારપછી તે બોલી:—" ગાડી થોભાવવાનું કહો, હું અહીંજ ઉતરી જવા માગું છું."

રૂસ્તમજીએ કહ્યું:—" ઘેર ચાલ."

" ના, વખત મળ્યે આવી જઇશ. ગાડીવાળાને ગાડી અટકાવવાનું કહો." રતને કહ્યું.

" હમણાં તો મારી સાથે ઘેર ચાલ, ત્યાપછી તારે જ્યાં જવું હોય, ત્યાં ખુશાથી જજે."

" ના–ગાડી ઉભી રાખવાનું કહો."

" ના, રતન, અહીં ગાડી ઉભી રખાશે નહિ."

ત્યારે રતનબાઇ પોતે જ ગાડી ઉભી રખાવવાને તૈયાર થઈ. એ જોઇને રૂસ્તમજીએ લાચારીથી કોચમેનને બોલાવીને ગાડી ઉભી રાખવાનું કહ્યું ગાડી અટકી પડી.

રતન નીચે ઉતરતી ફંતરતી બોલી:-" તે વૃદ્ધ મરાઠો જે કાંઇ કહે, તેમ કરજો. તેમેજ તમને બચાવ્યા છે. મેં જે કાંઇ કર્યું છે, તે તેના હુકમથીજ કર્યું છે. તેઓ આપણા ખાસ હિતેચ્છુ છે, તેઓજ તમારા દુશ્મનોને તેમના પાપોનું ફળ ચખાડી આપશે."

આમ કહીને રતન તરતજ ગાડીમાંથી ઉતરી એક ગલીમાં દાખલ થઇ ક્ષણવારમાં નજર બહાર નીકળી પડી.

રૂસ્તમજીએ પોતાનું ઠેકાણું જણાવીને ગાડીવાળાને ગાડી હાંકવાનું કહ્યું. તેનું માથું ફરી ગયું. તે છેક થાકીપાકીને ગાડીને અઢેલી બેઠો. તેની તે વખતના સ્થિતિનું અમારાથી વર્ણન થઇ શકે તેમ નથી.

---

## પ્રકરણ ૨ જું

## વૃદ્ધનો ઉપદેશ

છેવટે તે ગાડી રૂસ્તમજીના ઘરસ્હામી આવી ઉભીરહી. તે કંપતા પગે ગાડીમાંથી નીચે ઉતર્યો. ડોલતા દિલથી ઘરના દરવાજા પાસે જઈ ઉભો રહ્યો. ફરીવાર તે જેલમાંથી છૂટયો છે; એવી એવી તેને પહેલાંની ઘણી વાતો સાંભરી આવી. આ પહેલાં એક દિવસ પણ તે આવીજ રીતે જેલમાંથી છૂટીને ઘેર આવ્યો હતો, પરંતુ ઘરમાં દાખલ થઇ શકયો નહોતો, ફરીવાર પોલિસ મારફત કેદ પકડાયો હતો.

પોતાની મેળેજ તેની નજર સડકની ચારે બાજુપર પડી; તેનું હૃદય વેગસહિત કંપવા લાગ્યું.-પરંતુ આજ તે કયાંય પણ [illegible]સને જોઈ શકયો નહિ.

ત્યારે તેને કોચમેનની વાત સાંભરી આવી. તેને તેણે કહ્યું:— "જરા સબૂર કર, ભાડું આપું છું."

તેણે જવાબ આપ્યો:—" ભાડું પહેલેથીજ મળી ગયું છે."

આમ કહીને ગાડીવાન ગાડી હાંકી ચાલ્યો ગયો. રૂસ્તમજીએ વિચાર્યું કે;—" કદાચ મારી પાસે રૂપિયા નહિ હોય, એમ ધારીને રતનબાઈએ પહેલેથીજ ભાડું ચૂકવી આપ્યું હશે."

આથી તેના હૃદયમાં ઘણીજ વેદના થઇ.

તે ડોલતા હૃદયથી ઘરમાં દાખલ થયો, તેને જોઇને તેનો વૃદ્ધ નોકર હસતા મોઢે તેના તરફ દોડી આવ્યો. તે કાંઈ પણ બોલી શકયો નહિ. તેનું મુખ જોતાંજ જણાતું હતું કે, તે માલિકને જોઇને ઘણો ખુશી થયો છે.

રૂસ્તમજી કાંઇપણ કહી શકયો નહિ. તેની આંખોમાં આંસૂ આવ્યાં, તે તેના તરફથી મ્હોં ફેરવીને પોતાના ઓરડામાં દાખલ થયો.

તે ઓરડામાં એક વ્યક્તિ બેઠી હતી. તેને ત્યાં બેઠેલી જોઇને રૂસ્તમજી ઘણોજ વિસ્મિત થયો. જે બેઠો હતો, તે તે વૃદ્ધ મરાઠો હતો, અત્યારે તે એક સમાચારપત્ર વાંચવામાં તલ્લીન બની ગયો હતો. તેની બેસવાની છટા પણ નવાબી ઢબની હતી. એક કુરસીપર અર્ધી સૂતેલી હાલતમાં બેસીને એક મોટો પગ ટેબલપર તથા બીજો પગ પાસેની કુરસીપર મૂકયો હતો. તે જાણે પોતાનુંજ ઘર હોયની એવી રીતે બેઠો હતો. રૂસ્તમજી તે ઘરમાં દાખલ થયો, તો પણ કાશીનાથ નાયકે તેના તરફ કશું પણ ધ્યાન આપ્યું નહિ. તે સમાચાર પત્રમાં નજર રાખીનેજ બોલ્યો:—" આવો, હું તમારી વાટ જોતોજ બેઠો છું"

રૂસ્તમજી શુંકહેવું એનો કશોપણ નિશ્ચય કરી શકયો નહિ; ચૂપચાપ ઉભો રહ્યો.

સમાચારપત્ર જોતાં જોતાં કાશીનાથે કહ્યું:—“ બેસ ભાઇ જરા સ્વસ્થ થા. તારી પેઠે જો બીજો કોઇ પણ માણુસ આફતમાં આવી પડે તો તે કદાચ દીવાનોજ બની જાય.”

આ વખતે રૂસ્તમજીએ ઘણી મેહનતે પોતાના મુખપર વસાયલા મૌનના તાળાંને ઉઘાડીને ધીમા અવાજથી કહ્યું:—“ આપની કૃપાથીજ હું આ આફતમાંથી બચી શક્યો છું.”

કાશીનાથે સમાચારપત્રમાંથી આંખો ઉંચી કર્યા વિનાજ કહ્યું કે—“ તે તારી મોટી ભૂલ છે. એ બધું ભગવાનના હાથમાં છે. તે નિર્દોષને કદાપિ સજા થવા દેતો નથી.”

“ તેણે આપનેજ મારી એ આફતમાં મને મેળવી આપ્યા હતા, નહિ તો મારો બચાવ થવાનો કાંઇપણ ઇલાજજ નહોતો.”

“બીજાં એક બે માણસો જો મને મદદગાર ન થઈ પડ્યાં હોત તો હું કશું પણ કરી શકત નહિ.”

“ હું તેમનાં નામો જાણી શકીશ ખરો કે ?”

“ તેઓ બન્ને તારાં મિત્રો છે.”

“ કોણ ?”

“એમનાં બન્નેનાં નામ આપી શકાય તેમ છે. એક ફરામજી છે અને”—કાશીનાથ અટકી ગયો.”

“ ફરામજીએ મારા માટે જીવતોડ મેહનત કરી છે, એ હું સારી રીતે જાણું છું. પણ બીજાું કોણ છે ?”

“ એક સ્ત્રી.”

“ સ્ત્રી ! તે સ્ત્રી કોણ છે !”

આ વખતે કાશીનાથ નાયકે સમાચારપત્ર એક બાજુપર મૂકી રૂસ્તમજીના તરફ જોયું. તેણે કહ્યું કે:—“ તું શું તેને નથી જાણતો ?

ખુબ યાદ રાખી લે કે, એ રતનબાઈજી છે. તેની મદદ ન મળી હોત તો હું કદાચ કાંઈ પણ કરી શકત નહિ. મેં તેને પાપિણી ધારી હતી, પણ હવે હું મારી ભૂલને જાણી શક્યો છું, કે તે નારીરૂપમાં રહેલી દેવી છે"

રૂસ્તમજીની આંખો આંસૂથી ઉભરાઇ આવી. તે દુઃખથી મનને કાબૂમાં રાખી બોલ્યો:—"મેં પણ એ બધું જાણ્યું છે. તેજ મને ગાડી કરીને અદાલતમાંથી લાવી છે."

"એ હું જાણું છું."

"હું ધારૂં છું કે, આપ બધું જાણો છો. પણ કૃપા કરી આપ મને કહો કે. આપ કોણ છો ?"

"કેટલીકવાર કહું ? તારા પિતાનો બચપણનો મિત્ર છું. તારા દુઃખમાં શું તને મદદ કરવી એ મારી ફરજ નથી ?" કાશીનાથે કહ્યું.

"આપ ન આવ્યા હોત, તો મારી શી હાલત થાત, તે હું કહી શકતો નથી." રૂસ્તમજીએ કહ્યું.

"સારાં માણસોનો મદદગાર ઇશ્વર છે."

"જો કે હું નિર્દોષ ઠરીને છૂટી ગયો છું, તો પણ મને મારૂં મ્હોં બતાવતાં શર્મ આવે છે."

"તારા મનની હાલત હું બહુ સારી રીતે જાણી શક્યો છું. જેથી ખરો ગુન્હેગાર પકડાય ને તારી ઇજ્જતમાં સેંકડો ગણો વધારો થાય, એની તજવીજમાં હું હમેશાં ફરતો ફરૂં છું. કાંઈ ફિકર નહિ, ભાઇ ! એક દિવસ તું જોઇ શકીશ કે, હું બધાં કામોને હાંસલ કરી શક્યો છું."

"આપ ધારો તો અનાયાસે કરી શકો તેમ છો."

"એટલા માટેજ હું તને કેટલીક વાતો પૂછવા માગું છું. વખત થોડો છે, માટે જો આપણે તૈયાર નહિ થઈ જઈએ, તો આપણી બધી બાજી બગડી જશે. હું અત્યારે તારી પાસે એ કામની શરૂઆત કરી દેવાની ભલામણ કરવા માટેજ આવ્યો છું, ચૂપચાપ એકાદ બે વાતો પૂછીશ. એ વાતો ફરામજીથી પણ છૂપી રાખવાની જરૂર છે, માટે તેને મેં અહીંથી રવાના કરી દીધો છે, કાશીનાથે પોતાની ઇચ્છા જાહિર કરી.

"શું ફરામજી અહીં આવ્યો હતો ?"

"હા, તે તારી સાથે મુલાકાત કરવા માટે ગભરાઇ ગયો હતો, મેં તેને ધીરજ આપીને સાંઝને વખતે અહીં પાછા આવવાનું કહ્યું છે. કેમ, એમાં કાંઇ ખોટું તો નથી કર્યું ને ?"

"ના, આપ કદી પણ કાંઈ ખોટું કામ કરોજ નહિ. આપને જેમ વ્યાજબી લાગ્યું હશે, તેમજ કર્યું હશે. તેમ છતાં પણ તેને મળવા માટે મારૂં મન તલપાપડ થઇ ગયું છે."

"સાંઝે તે તને મળી શકશે. મારી વાત જો અત્યારે નહિ થઇ શકે, તો હું જે કામમાં જોડાયો છું, તેમાં કાંઇક મુશીબત આવી પડવાની દહેશત રહે છે." કાશીનાથે કહ્યું.

"કહો. આપ મને શું પૂછવા માગો છો ?"

"તું જમી કારવીને જરા આરામ લઇ લે, ત્યાં સુધી હું તારી વાટ જોતો અહીંજ બેસું છું."

"ઘણો વખત થયાં મારી ભૂખ મટી ગઈ છે. આરામની કાંઇ જરૂર નથી. આપ જે કહેવું હોય, તે જલ્દી કહો, હું એ સાંભળવાને તૈયાર છું."

"તને જે વાત પહેલાં કહી હતી, એજ વાત અત્યારે પણ

પૂછું છું. એ સ્ત્રીની સાથે તારે શી વાતચીત થઈ હતી, એ જાણવાની-જ મને પૂરતી ઇચ્છા છે."

"આપે મારા માટે ઘણું કર્યું છે, એથી આપના હુકમને શિર-પર ચઢાવવો એ મારી સહુથી પહેલી ફરજ છે. જો હું એમ ન કરૂં, તો એમાં મારો મોટો ગેરઈન્સાફ થયો તેમ ગણાય છે. હું આપને કરગરીને કહું છું કે, હું એ વાત આપને કહી શકું તેમ નથી. આશા છે કે, પુત્રભાવે આપ મારા આ અન્યાયની માફી આપશો."

"સારૂં, તને વિચાર કરવા માટે દસ મિનિટનો વખત આપું છું. એ અરસામાં તું તારી ફરજને વિચારી જો."

આમ કહીને વૃદ્ધ આંખો મીંચી કુરસીને અઢેલીને બેસી ગયો.



## પ્રકરણ ૩ જું



## આ શું સર્વજ્ઞ છે?



બરાબર દશ મિનિટ પછી આંખો ઉઘાડીને કાશીનાથે એકીટસે રૂસ્તમજીના તરફ જોયું. રૂસ્તમજી તેની આંખો તરફ જોવાને સાહસી ન થઇ શકવાથી નીચું માથું કરીને બેસી રહ્યો.

ત્યારે વૃદ્ધે ધીરે ધીરે કહ્યું કે:—"રૂસ્તમજી, પહેલાં તેં મને એ સ્ત્રીનું ઠેકાણું પણ બતાવ્યું નથી. પરંતુ તું દીવાનાની પેઠે આત્મહત્યા કરવાની ઇચ્છા કરે, તો પછી અમારાથી નિશ્ચિંત થઇને શી રીતે બેસી રહાય વારૂ?"

રૂસ્તમજીએ કહ્યું:—"એ તો હું સારી રીતે જાણું છું. પરંતુ

આપ સમજી શકતા નથી, કે હું શા કારણથી હું આપને મારી વાત કહી શકતો નથી."

કાશીનાથે હસીને કહ્યું:—"કાંઈક કાંઈક જાણી શકું છું. તું જે કારણથી એ વાત કહેતો નથી, એ હું બહુ સારી રીતે જાણું છું."

રૂસ્તમજીએ અજાયબીની સાથે વૃદ્ધના મ્હોં સ્હામું જોયું.

વૃદ્ધ કાશીનાથે કહ્યું:—"જેણે ખુન કર્યું છે, તું જેને ખુની ધારે છે, તેને પણ હું જાણું છું."

રૂસ્તમજીએ અજાયબીથી પૂછ્યું:—"આપે શી રીતે જાણ્યું કે, હું કોને ખૂની ધારૂં છું ?"

કાશીનાથે કહ્યું:—"હું ઘણી વાતો જાણું છું. તું ધારે છે કે, હોરમસજીએ ખૂન કર્યું છે."

રૂસ્તમજી અતિશય વિસ્મિત થઈને તેના મ્હોં તરફ જોઈ રહ્યો.

કાશીનાથે કહ્યું:—"જો છોને કે, હું ઘણી વાતો જાણું છું. તું બરાબર યાદ રાખજે કે, તું જે સ્ત્રીને મળવા ગયો હતો, તે હોરમસજીની વિવાહિતા સ્ત્રી હતી."

રૂસ્તમજી એટલો બધો વિસ્મિત થઇ ગયો હતો કે, તેના કંઠમાંથી શબ્દ પણ નીકળી શક્યો નહિ. તે વ્યાકુળતાથી તેના મુખ તરફ જોઈને બોલ્યો:—"આપ સર્વજ્ઞ છો."

કાશીનાથે કહ્યું:—"સાંભળ—સાંભળ—એ સ્ત્રી પેસ્તનજીની રાખેલી હતી. પેસ્તનજીએ હોરમસજીની પાસેથી રૂપિયા વસુલ કરવાના ઇરાદાથી એ સ્ત્રીની પાસેથી તેના લગ્નનું સર્ટિફિકેટ પડાવી લીધું હતું. કેમ, મારી આ બધી વાતો ખરી છે કે નહિ વારૂ ?"

રૂસ્તમજી અસ્થિરતાથી બોલ્યો:—"ત્યારે તો આપ સઘળું જાણો છો. હવે હું સારી રીતે જાણી શક્યો છું કે, આપનાથી એક પણ વાત અજાણી રહેવા પામી નથી."

"હવે શું બધી વાત ખુલ્લી કરીને જવાબ આપીશ કે ?"

"આપ તો સઘળું જાણી ગયા છો, હવે કહેવાનું શું બાકી રહ્યું છે ?" રૂસ્તમજી બોલ્યો.

"તારા મનની ધારણા મારાથી અજાણી નથી. હોરમસજીએ ખૂન કર્યું હોય અથવા ન કર્યું હોય, તો પણ તારી ચોક્કસ ધારણા છે કે હોરમસજીએ જ પેસ્તનજીનું ખુન કર્યું છે. હાય. તું એવો મૂર્ખ છે કે, તેની કન્યાને તું ચાહે છે એમ ધારીને એ ખૂનના અપરાધને શિરપર વ્હોરીને પોતાના અમૂલ્ય જીવનને ફાંસીના દોરડાંથી નષ્ટ કરવા બેઠો હતો."

"આપ ખરૂંજ કહો છો. મને વિશ્વાસ છે કે, સર્ટિફિકેટને માટે-જ હોરમસજીએ પેસ્તનજીનું ખુન કર્યું છે, નહિ તો બીજું કોણ ખુન કરે ! તેની છાતીપરથી સર્ટિફિકેટ લેવા માટેજ એવું મહા ભયંકર પાપ બીજું કોણ કરે ? વળી એ સર્ટિફિકેટની વાત પણ બીજું કોણ જાણી શકે ?"

"એ સવાલજ હવે ચર્ચવાજોગ છે કે, પેસ્તજીનું ખુન કોણે કર્યું ? સર્ટિફિકેટની વાત બીજા કોઈના જાણવામાં શી રીતે આવી શકે ? પણ હવે એમાં ખરો ભેદ શો એ જાણવાની તો એ બન્નેનાં કરતાં પણ ખાસ વધારે જરૂર છે."

"પણ એ સ્ત્રી તો મને એમ કહેતી હતી કે, એ વાત મેં બીજા કોઈને પણ જણાવી નથી, તો પછી તમે એ બધું શી રીતે જાણી શક્યા વારૂ ?" રૂસ્તમજીએ પૂછ્યું.

"તેણે કદાચ નહિ કહ્યું હોય, પણ પેસ્તનજી કહ્યા સિવાય રહી શક્યો નહિ હોય. આમ જોને, કે તીજોરી ખોલવાની છૂપી વાત તારા તથા હોરમસજીના વિના બીજું કોઇ પણ જાણતું નહોતું. છતાં પણ જણાઈ ગઈ છે." કાશીનાથે કહ્યું.

"એ વાત સત્ય છે, હું પણ એનું કશું કારણ જાણી શકતો નથી." રૂસ્તમજીએ કહ્યું.

"એ વિષયની પછીથી ચર્ચા ચલાવીશું. હાલ તરત તો એ બીના સંબંધમાં જે કાંઇ બન્યું હોય, તેણે જે કાંઇ કહ્યું હોય, એજ હું જાણવા માગું છું. એથી ચોર તથા ખુની બન્ને સહજમાંજ સત્વર પકડાઇ શકશે." વૃદ્ધ કાશીનાથ નાયકે કહ્યું.

"જ્યારે આપે બધું જાણ્યું છે, ત્યારે હવે આપને કહેવામાં શી હરકત છે?"

"તેમ છતાં પણ હું પહેલેથી છેલ્લે સુધી બધું જાણવા માગું છું." કાશીનાથે કહ્યું.

"ત્યારે સાંભળો, સઘળું કહી સંભળાવું છું." રૂસ્તમજીએ કહ્યું.

વૃદ્ધ કુરસીને ઓઠિંગણુ દઈને બેઠો. રૂસ્તમજી પહેલેથી બધી હકીકત કહેવા લાગ્યો.

---

## પ્રકરણ ૪ થું

## પાપનું પરિણામ

રૂસ્તમજીએ કહ્યું:—"આપ એ તો જાણોજ છો કે, પેસ્તનજીના ખુનવાળી રાત્રે મારી સાંથે જરબાનુનો મેળાપ થયો હતો. હું એલ્ફિન્સ્ટન સરકલમાંથી બહાર નીકળ્યો, ત્યારે એક છોકરાએ આવીને મારા હાથમાં એક કાગળ આપ્યો હતો.

"તું શું તે વખતેજ તે સ્ત્રીને મળવા માટે ગયો હતો?"

"હા, એ સ્ત્રી એ વખતે મરણ પથારીએ પડી હતી, વિલંબ થશે તો કદાચ તેની સાથે મેળાપ થશે નહિ, એમ ધારીને હું બહુજ ઉતાવળી ચાલથી જતો હતો." રૂસ્તમજીએ જવાબ આપ્યો.

"એવામાં અચાનક પેસ્તનજીનો મેળાપ થયો ?"

"હા, તેને ઘણોજ બેભાન થયેલો જોઈને હું એક ગાડીમાં તેને બેસાડીને સત્વર પાયધૂની તરફ ચાલ્યો ગયો હતો."

"ત્યાર પછી તે તરફ પાછા ફરીને જોયું નહોતું ?"

"ના."

"ત્યાર પછી ?"

"ત્યાર પછી પાયધૂનીની 'ચાલી'માં જઇને મેં તે સ્ત્રીની મુલાકાત લીધી હતી." રૂસ્તમજીએ કહ્યું.

"ત્યારે તેની હાલત કેવી હતી ?"

રૂસ્તમજી કહેવા લાગ્યો:—"મેં જઇને જોયું તો, તેના મરણની છેલ્લી ઘડી આવી લાગી હતી. તેનો કાળ આવી ઉભો હતો. તેણે મને બારણું બંધ કરવાનો ઇશારો કર્યો. મેં બારણું બંધ કરી દીધું તેણે મને નજીકમાં બેસવાનો ઇશારો કર્યો. મને અસ્મમત થતો જોઇને તે વિકટહાસ્ય કરીને ઘણાજ અસ્પષ્ટ સ્વરથી બોલી:—"પહેલાં મારી આવી અવસ્થા નહોતી, બેસો." મેં ધાર્યું કે, સ્ત્રીની ખરેખર બુરી હાલત થઇ હતી. તે એક ફાટયાં તૂટયાં કપડાંપર પડી હતી. ઘરમાં સામાનમાં ફક્ત એક ભાંગેલી ટીનની પેટી પડી હતી. ઘરના એક ખુણામાં કેરોસીનનો એક ઝાંખો દીવો ધીમો ધીમો સળગી રહ્યો હતો. હું બેઠો તેણે મને જે કાંઈ કહ્યું હતું, તે હું આપને ટુંકામાં કહું છું. હોરમસજી તેનો સ્વામી છે, એમ તેણે મને કહ્યું હતું. તેણે એમ પણ જણાવ્યું હતું કે, જ્યારે તેની ઉમ્મર પંદર સોળ વર્ષની થઇ,

ત્યારે તેની સાથે હોરમસજીની ઓળખાણ થઇ. હોરમસજી તેને ચહાતો હતો, તે પણ હોરમસજીને ચહાતી હતી. તેની માતાનું વર્ત્તન ઘણુંજ ખરાબ હતું, તેથી તેની સાથે લગ્ન કરવાથી લોકોમાં મ્હોં બતાવી શકાશે નહિ, એમ ધારીને હોરમસજી લગ્નમાં આનાકાની કરવા લાગ્યો, પરંતુ તેણે આગ્રહ કરવાથી હોરમસજીએ છૂપી રીતે તેની સાથે વિવાહ કરી લીધો. ત્યારે હોરમસજીની સ્થિતિ સારી નહોતી. તેની સ્થિતિ કાંઈક સારી થશે, કે તરતજ તે તેની સાથે લગ્ન કરશે. એમ તેણે તેને જણાવ્યું."

"પૈસા કમાવાની તજવીજમાં હોરમસજી મુંબઇમાં આવ્યો. તે સૂરતમાંજ રહેતો. બે વર્ષ જવાં ન જતાંમાં તો તેને એક કન્યા થઇ, પરંતુ એ કન્યા થવાથી હોરમસજી વધારે ચિંતામાં આવી પડયો. તે વખતે એક વ્યક્તિની સાથે તે સ્ત્રીની ઓળખાણ થઈ હતી. ત્યારે તે કન્યાને લઈને ઘરમાંથી બહાર ચાલી ગઇ. પછીથી તેણે કદી પણ હોરમસજીને પોતાની ખબર આપી નહિ. ઠેકઠેકાણે ગમે તેવી હાલતમાં રહીને છેવટે મુબઇમાં એક સ્રીની પાસે પોતાની કન્યાને સોંપીને તે બીજા એક માણસની સાથે કલકત્તા ચાલી ગઈ."

કાશીનાથે પૂછ્યું:—"જે સ્રીની પાસે તે પોતાની કન્યાને મૂકી ગઇ હતી, તેનું નામ શું તેણે તેને કહ્યું હતું ખરૂં કે?"

"હા, હું ધારૂં છું કે, તેણે કહ્યું હતું ખરૂં, પણ એ મને અત્યારે બરાબર યાદ નથી."

કાશીનાથે કહ્યું:—"બરાબર યાદ કર જોઇએ."

રૂસ્તમજી થોડીવાર સુધી વિચાર કર્યા પછી બોલ્યો કેઃ—"હા, હવે બરાબર સાંભરી આવ્યું. તેણે છેવટે મારા હાથમાં કાગળનો એક કકડો આપીને કહ્યું હતું કે, મેં મારી કન્યાને જેની પાસે રાખી છે,

તેનું નામ ઠામ આ કાગળમાં લખેલું છે. પરંતુ કાગળમાં જે ઠેકાણું લખેલું છે, તે ઠેકાણે તેઓ અત્યારે નથી. મેં ઘણી કોશિશ કરી હતી પરંતુ મને તેમનો કશો પત્તોજ મળી શકયો નહોતો. હવે મારી પાસે પ્રતિજ્ઞા કરો કે' આપ તેની તપાસ કરશો. તેની હાલત પણ ચોક્કસ મારા જેવીજ થયેલી હોવી જોઈએ. આપનું મન મોટું છે, માટે જો કોઈ દહાડો આપને તેનો મેળાવો થાય તો તેને અવસ્ય આશ્રય આપજો."

કાશીનાથે પૂછયું:—"એ કાગળ કયાં છે વારૂ ?"

રૂસ્તમજીએ ઉઠીને એક ટેબલના ખાનામાં એક કાગળનો ટુકડો શોધીને બહાર કાઢયો. કાશીનાથે જોયું કે, તેમાં ફક્ત આટલુંજ લખેલું છે કે:—

"પાર્વતીબાઇ, ડંકનરોડની સાતમા નંબરની ચાલી. મારી કન્યાનું નામ મોતીબાઈ."

કાશીનાથે કાગળ લઇને ઘણીવાર સૂધી હાથમાં ફેરવ્યા કર્યો. ત્યાર પછી ધીરે ધીરે કહ્યું:—"એ કન્યાના સંબંધમાં તેણે બીજું કાંઈ પણ કહ્યું હતું કે ?"

"મેં પૂછયું હતું કે હું તેની કન્યાને શી રીતે ઓળખી શકીશ? ત્યારે તેણે જવાબમાં જણાવ્યું હતું કે, તે ઘણીજ ખૂબસૂરત છે. એના જેવી ખુબસૂરત બીજી કોઇ પણ નથી. વળી તેને ઓળખવાનો બીજો પણ એક ઇલાજ છે કે, મેં રાક્ષસીએ, તેને જરા મસ્તી કરી, ત્યારે તેના પર ચીડાઇને તેના ડાબા સાથળપર એક તાવાથો ધગાવીને તેને ડામ દીધો હતો. તે ડામ હજી સૂધી તેના સાથળપર જેવો ને તેવો જ દેખાઈ આવે છે."

કાશીનાથે કહ્યું:—"રૂસ્તમજી, જૂઓ છોને, કે માણુસો પણ કેટલી હદ સૂધી નિષ્ઠુરતા અને ક્રૂરતા બતાવી શકે છે! કેવાં કેવાં

જુલ્મી કામો કરી શકે છે? દુનિયામાં કેવાં કેવાં જાલિમ અને પાપી આણુસો પડેલાં છે!"

રૂસ્તમજીએ કહ્યું:—"એ પાપનું પ્રાયશ્ચિત પણ તેને બરાબર કરવું પડયું હતું. મેં જે હાલતમાં તેને જોઈ હતી, તેવી હાલતમાં તેવું દુઃખ ભોગવીને કુતરાં કે શિયાળવાં પણ નહિ મરતાં હોય. એમ મને તો જણાઇ આવે છે. કરણી તેવી પાર ઉતરણી એ વાકય જરા પણ ખોટું નથી."

કાશીનાથે એક ઉંડો નિસાસો નાખીને કહ્યું:—"પાપનું પ્રતિફળ આ સંસારમાં છેને છેજ."

તરેહ તરેહના ભાવોથી તેમનાં બન્નેનાં હૃદય ભરાઇ આવ્યાં. તેઓ ઘણીવાર સુધી ચુપ બેસી રહ્યા.



## પ્રકરણ ૫ મું

## આ શું સત્ય છે?

ઘણીવાર પછી વૃદ્ધ કાશીનાથે પ્રથમ એ મૌનનો ભંગ કરી કહ્યું:—"પેસ્તનજીના સંબંધમાં તેણે કાંઇ પણ કહ્યું હતું ખરૂં કે?"

રૂસ્તમજીએ જવાબ આપ્યો:—"હા, છેવટે તે પેસ્તનજીની પાસે હતી. પેસ્તનજીએ તેની પાસેથી તેના વિવાહની વાત સાંભળી હતી. એ વખતે જુગાર અને નશાબાજીમાં પેસ્તનજીએ બધું ઉડાવી દીધું હતું અને તે તદ્દન ખાલી થઇ પડયો હતો. હોરમસજી એક ખુબ મોટો માણસ થઈ પડયો હતો, તે તે જાણતો હતો. તેથી ઘણા કાલા-

વાલા કરી, સમજાવી ફોસલાવીને તે તે સ્ત્રીની પાસેથી બન્ને સર્ટિફિકેટો લઇને ઑમ્બે આવ્યો. પેસ્તનજીએ પ્રથમ તેને લગભગ ઉડાવીજ હતી, પરંતુ પછીથી કદાચ તે હોરમસજીને બધી બીના જણાવી દે, એવા ભયથી તેણે તે તરેહ તરેહવારની મીઠી વાતો કહીને તેને ફોસલાવી દીધી હતી. પરંતુ એક પૈસો આપીને પણ તેણે તેને મદદ કરી નહોતી, પેસ્તનજીના એવા વ્યવહારથી તેમજ છેક દુઃખમાં આવી પડવાથી એ સ્ત્રીના હૃદયમાં અનુતાપ ઉત્પન્ન થયો, તેણે ત્યારે હોરમસજીને બધી હકીકત જાહિર કરી દેવાનું નક્કી કર્યું; પરંતુ સાહસ કરીને કાંઈ પણ કહી શકી નહિ. એવામાં તે બીમાર થઈ પડી. તેણે મારી વાત સાંભળી હતી. મારી સાથે જરબાનુનાં લગ્ન થવાની વાતચીત ચાલી રહી તે પણ જાણી ગઇ હતી, તેથી જ્યારે જાણ્યું કે, તેને હવે બચવાની કશી પણ આશા રહી નથી, ત્યારે તેણે એક સ્ત્રીને સમજાવી કારવાને મારા પાસે મોકલી આપી. ત્યાર પછી જે કાંઇ બન્યું હતું, તે તો આપના જાણવામાં આવી ગયું છે."

કાશીનાથે પૂછ્યું:—"હવે બરજોરજીની પેસ્તનજીની સાથે જે ઓળખાણ પિછાણ થઇ હતી, એ બાબતમાં તેણે તને કાંઈ પણ કહ્યું હતું કે?"

રૂસ્તમજીએ જવાબ આપ્યો:—"ના, તેમ છતાં પણ પેસ્તનજીની સાથે બરજોરજીની ખૂબ ઓળખાણ પિછાણ થઇ હતી, એ હું સારી રીતે જાણું છું."

"શી રીતે થઇ હતી?"

"હોરમસજીને ત્યાંજ એમની સાથે મારી ઓળખાણ થઇ હતી. પેસ્તનજી અને બરજોરજી હંમેશાં હોરમસજીને ત્યાં આવજાવ કરતા હતા." રૂસ્તમજીએ જવાબ આપ્યો.

"તેમની બંન્ને વચ્ચે ખૂબ દોસ્તી થઇ હતી, એમ સંભળાય છે, તો શું તે ખરૂં છે?"

"ના, પેસ્તનજી બરજોરજીની ગેરહાજરીમાં તેની ખુબ નિંદા કરતો હતો." રૂસ્તમે કહ્યું.

"પેસ્તનજી વારંવાર દારૂ પીને મતવાલો બની જતો હતો ખરૂં ને વારૂ?"

"હા, ઘણીવાર શું, હમેશાં."

"બરજોરજી શા માટે મુંબઇ આવ્યો હતો?"

"એ શી રીતે જાણી શકાય?"

"હું જાણું છું. તેના મોટા ભાઇની સાથે હોરમસજીની આ રાજાબાઇનાં લગ્ન પહેલાં છુપો પ્રેમ હતો."

"જૂઠી વાત. તેના જેવી સારા ચરિત્રવાળી સ્ત્રી આખા મુંબઈ શહેરમાં નથી."

"એ હું જાણું છું. લગ્ન થયા પછી રાજાબાઈ ઘણી સુધરી ગઇ છે. તેના જેવી પ્રતિવ્રતા બહુજ થોડી જોવામાં આવે છે." કાશીનાથ નાયકે રૂસ્તમજીના કહેવાને ટેકો આપ્યો.

"હું તેને ઘણી સારી રીતે જાણું છું."

"બચપણમાં ઘણાં માણસો એવી ભૂલો કરી બેસે છે. ગમે તેમ હો, પણ તેને માટે રાજાબાઇને અત્યારે કોઇ કુલટા કહી શકે તેમ નથી." વૃદ્ધ કાશીનાથ નાયકે કહ્યું.

"આપ મારા પિતાના મિત્ર છો, પિતા તુલ્ય છો. આપ કહો છો, એટલે આજ મારે ચૂપ કરીને બેસી રહેવું પડે છે. બીજો કોઈ પણ માણસ આવી વાત કરત તો મારાથી સહી શકાત નહિ."

"સત્ય વાત અને મૂળ હકીકત સાંભળવામાં જો તને કાંઇ હર-

કત હોય, તો હું તે કહીશ નહિ, આટલેથીજ અટકાવી દઇશ. પરંતુ એ બધું સાંભળવાની તને ખાસ જરૂર છે.” આમ કહી કાશીનાથ ઉઠીને ઉભો થયો.

રૂસ્તમજી ગભરાટથી બોલ્યો:—“ ગુસ્સે ન થાઓ. આપ જે કાંઇ કહો છો, તેનાપર મને બરાબર ભરોસો આવતો નથી, એટલા માટેજ હું આમ કહી રહ્યો છું.”

કાશીનાથે કહ્યું:—“ વિશ્વાસ કરવો અથવા ન કરવો એ તારી ઇચ્છાની વાત છે. તારીજ નિર્દોષતાને સાબીત કરવા માટે ઘણી જગાએ અટકીને, ઘણી મહેનતથી રાત્રિ દિવસ પરિશ્રમ કરીને મારે આ બધી હકીકત મેળવવી પડી છે. તેમ છતાં પણ હું ચોક્કસ કહી શકું છું કે, બરજોરજી મંચેરજીને લઇને હોરમસજીના રૂપિયા હજમ કરવાના ઇરાદાથી મુંબઇ આવ્યો છે. મારી આ વાતને તું જરા પણ જૂઠી ધારીશ નહિ તેમણે રાજાબાઇને તેની પૂર્વકથા જણાવી દેવાનો ભય બતાવ્યો છે. તેને ભય બતાવીને તેની પાસેથી ઘણા રૂપિયા પણ લીધા છે. અને હજી પણ લે છે. એની અંદર એનાથી પણ ભયંકર છુપા ભેદો સમાયલા છે.”

આમ કહીને કાશીનાથ ચૂપ થયો, ચૂપકીથી રૂસ્તમજીના મ્હોં તરફ જોઇ રહ્યો. રૂસ્તમજી પણ કાંઈ બોલી શકયો નહિ—માથું નમાવીને જમીન તરફ જોવા લાગ્યો.

ત્યારે કાશીનાથે કહ્યું:—“ એટલુંજ નહિ પણ તેની પાસેથી એ બન્ને જણાએ તેનાં કીમતી ઘરેણાં પણ લઇને ગણેશમલની પેઢીપર ગીરો મૂકીને રૂપિયા લીધા હતા અને એ રૂપિયાજ પાછા હોરમસજીની બૅન્કમાં જમા કરાવ્યા હતા. આ વૃદ્ધાવસ્થામાં મારા માથામા જો બુદ્ધિ નામના પદાર્થનો એક બિન્દુ માત્ર પણ બાકી રહ્યો હોય,

તો હું એમ પણ કહી શકીશ કે, તેં જે રૂપિયા તીજોરીમાં મૂકયા હતા, તે રૂપિયા તેમણેજ લઈ લીધા છે."

રૂસ્તમજી ઘણોજ અજાયબ થઇને બોલ્યો:—"આપ આ બધું શું કહો છો !"

"ખરૂં કહું છું તલભાર પણ ખોટું કહેતો નથી. ત્યાર પછી રાજાબાઈના હાથમાં એક પાઈ પણ રહી નથી, એ જોઇને તેઓ હવે હોરમસજીને પોતાના પંજામાં સપડાવવાથી કોશિશમાં છે."

રૂસ્તમજી મજબૂત સ્વરથી બોલ્યો:—"એ દુરાત્માઓ બીજું શું કરવા ધારે છે ?"

કાશીનાથે જવાબ આપ્યો:—"જરબાનુની સાથે લગ્ન કરવાની પેરવીમાં છે."

રૂસ્તમજી કૂદીને ઉભો થયો. કાશીનાથે એ જોઇને કહ્યું:—"એટલા માટેજ હું કહું છું કે, જેથી કરીને એ દુરાત્માઓ હવે વધારે અહિત ન કરી શકે, અને જેથી યોગ્ય સજા થઈ શકે, એવો કોઈ પણ ઈલાજ આપણે જરૂરને જરૂર શોધવો પડશે. તે સિવાય ચાલી શકશે નહિ."

આમ કહીને કાશીનાથ ધીમે ધીમે ઘરમાંથી બહાર ચાલ્યો ગયો. રૂસ્તમજી નિરાશ મનથી. અને ફરતા મસ્તકથી એક ખુરસીપર જઇ બેસી ગયો.



## પ્રકરણ ૬ ઠું

### "હા શયતાની, તારૂં આવુંજ કામ!"

પ્રથમ જણાવેલો બનાવ બન્યા પછી બે દિવસ બાદ રાત્રિનો બીજો પ્રહર વીતી ગયો હતો. શહેરમાં સર્વત્ર શાંતિ વિરાજી રહી હતી, કેવળ પાંદડાંઓની ઓટમાં છુપાયલો વાયુ સન્ સન્ શબ્દથી વહેતો સંભળાતો હતો. માતા જેવી રીતે રડતાં કજીયાળાં બાળકને પોતાની ગોદમાં સ્નેહ સહિત દબાવીને ધીરજનું ગાન ગાઈને ચૂપ કરી દે છે, તેવીજ રીતે નિઃસ્તબ્ધતા શહેરના કોલાહલને પોતાના વિશાળ વક્ષથી ઢાંકી દઈને મૃદુ મધુરગાન કરી હોય, એમ જણાતું હતું.

રૂસ્તમજી પોતાના ઓરડામાં સૂતો હતો. બહારથી દ્વારપર ઉપરા સાપરી ખખડવાનો અવાજ સાંભળીને તે અજાયબીની સાથે જાગી ઉઠયો અને અચકાતા અવાજથી બોલ્યો—"કોણ?"

બહારથી જવાબ મળ્યો:—"હું કાશીનાથ, દ્વાર ઉઘાડી નાખ."

આંફળો ફાંફળો ઉઠીને દ્વાર ખોલતો ખોલતો રૂસ્તમજી બોલ્યો;—"આટલી રાત્રે શું કામ પડયું?"

કાશીનાથે ઓરડામાં પગ મૂકતાંની સાથેજ કહ્યું કેઃ—"કામ છે, જલ્દી કપડાં પહેરી લે. બહાર જવાનું છે. ચાલ, જલ્દી કર, વાર ન લગાડ."

રૂસ્તમજીએ કહ્યું:—"કેવી મુશ્કેલી! આટલી રાત્રે પણ જંપીને સૂવાનું મળતું નથી. શો મામલો મચ્યો છે? આપણે અત્યારે અહીંથી ક્યાં જવાનું છે?"

કાશીનાથે સહજ ચીડાઇને કહ્યું:—"દૂર થા, જે કહું છું, તે

પ્રથમ કર. જલ્દી કોટ પહેરી લે. રસ્તામાં બધું સાંભળી શકીશ, અત્યારે એક મિનિટ ગાળવાની પણ ફુરસદ નથી."

રૂસ્તમજીએ એક કોટ શરીરપર પહેરી લીધો; કાશીનાથ તેનો હાથ પકડી ધસડીને ત્યાંથી એકદમ ઉતાવળો ઉતાવળો બહાર લઇ ગયો. બહાર એક ભાડૂતી ગાડી વાટ જોતી ઉભી હતી, તેમાં બન્ને ચઢી બેઠા. કાશીનાથે કૉચમેનને કહ્યું:—"બમણા વેગથી ગાડી હંકારી મૂકીશ તો બમણું ભાડું મળશે."

ગાડી બમણા વેગથી દોડવા માંડી અને ઘણાજ થોડા વખતમાં ધારેલી જગાપર આવી પહોંચી. કાશીનાથ નાયક તથા રૂસ્તમજી એકદમ ગાડીપરથી ઉતરી પડયા. કાશીનાથે ગાડીવાનને ભાડું આપીને કહ્યું કે:—"અર્ધો કલાક અહીં થોભજે, જો અર્ધા કલાકમાં અમો પાછા આવીએ, તો ઠીક છે, નહિ તો પછી ગાડી લઇને ચાલ્યો જજે." પુષ્કળ ભાડું મળવાથી ગાડીવાળો ઘણો ખુશી થયો, તેણે કાશીનાથને બે ત્રણ સલામો કરી.

કાશીનાથ તથા રૂસ્તમજી સહજ આગળ ચાલ્યા પછી એક સાંકડી ગલીમાં પેઠા.

વાયુ ઘણોજ ઠંડો અને બળવાન હતો. થોડીવાર પહેલાં વરસાદનું એક મોટું ઝાપટું પડી ગયું હતું. રસ્તાઓની હાલત પણ સારી નહોતી, ઠેકઠેકાણે કાદવકીચડ જોવામાં આવતો હતો. આકાશ પણ હજી સુધી સારી રીતે સ્વચ્છ થયું નહોતું, વાદળાંની ઘનઘોર ઘટા જામેલી હતી અને અંધકાર આખા વિશ્વમાં વ્યાપી ગયો હતો. વીજળીના ઝાંખા પ્રકાશથી તે વિરાટ અંધકારનું વિશાળ વક્ષ વારંવાર વિદીર્ણ થતું હતું. ઘણી મહેનતે તેઓ બન્ને દુર્ભેદ્ય અંધકારમાંથી કાદવવાળા માર્ગને કાપતા આગળ ચાલવા લાગ્યા.

થોડે દૂર આવ્યા પછી રૂસ્તમજીએ કહ્યું:—" આ જગા તો મારી જાણીતી છે."

ત્યાર પછી નજીકના બગીચા તરફ આંગળી ચીંધીને કહ્યું કે:— " અહીં મંચેરજી રહે છે."

કાશીનાથે કાંઇ પણ કહ્યું નહિ, તે ચૂપચાપ ચાલવા લાગ્યો. ત્યાર પછી તે બગીચાની ગેટ રહામે આવીને જોયું, તો ત્યાં એક ગાડી ઉભેલી જોવામાં આવી કોચમેન ઠંડીમાંથી બચવા માટે ગાડીની અંદર અર્ધો સુતેલી હાલતમાં બેઠો હતો. વીજળીના ચમકારામાં કાશીનાથે જોયું કે, કોચમેન સુઇ ગયો હતો.

કાશીનાથે તેની પાસે જઇને કહ્યું:—" ઘણાજ આરામથી સુઈ રહ્યો છેને શું ?"

કોચમેનની હજી આંખોજ મીંચાઇ હતી, તે કાશીનાથનાં વચનો સાંભળતાંની સાથેજ ઉઘડી ગઇ. તે બરાબર સાવધ થઇ ઉઠી બેઠો થયો. એવે વખતે તે એકાંત સ્થળે બન્ને જણાને ગાડીના દરવાજા પાસે ઉભેલા જોઇને તેના મનમાં ઘણોજ ભય ઉત્પન્ન થયો, તરતજ તેણે ખીસામાં હાથ નાંખી જોયું કે, તે ભરેલું છે. તેમાંથી કાંઇ પણ આઘુંપાછું થયું નથી. તે સહજ ચીડાઇને બોલ્યો:—"મારે સ્વારી છે એથી તુ ભાડે આવી શકીશ નહિ."

કાશીનાથે કહ્યું:—" એ હું જાણું છું. તેમ છતાં પણ ભાઇ, હું તને એક વાત પૂછવા માગું છું કે, તું જે માણસને ભાડે લાવ્યો છે, તે મધ્યમ વયની સ્ત્રી છે કે નહિ, કહે જોઈએ. જો ખરી વાત કહીશ, તો હું તને પાંચ રૂપિયા બક્ષિસ આપીશ."

બક્ષિસનું નામ સાંભળીને કોચમેનને એથી પણ વધારે ભય લાગ્યો. તેમને બન્નેને તેણે પાકા બદમાશો ધારી લીધા. તેણે કહ્યું

કેઃ—"નકામી પંચાત શા માટે કરો છો, મારી પાસે ભાડું તૈયાર છે, માટે જાઓ, અહીંથી જલ્દી ચાલ્યા જાઓ. જો નહિ જાઓ, તો હું હમણાંજ બૂમ મારી માણસો ભેગાં કરીશ."

કાશીનાથ રૂસ્તમજીનો હાથ પકડી તેને લઇને ત્યાંથી થોડેક દૂર આગળ ચાલવા માંડયો. તેણે કહ્યું કેઃ—"આ હરામખોર કદાચ કાંઇક ગોટાળો કરી દેશે. આપણે જ્યારે દરવાજામાંથી દાખલ થઈ શક્યા નથી, ત્યારે હવે બીજો કોઇ પણ ઇલાજ ખોળવો પડશે."

ચારે તરફ ઊંચી દીવાલ હતી, તે દીવાલપર કાશીનાથ ઘણી મહેનતે ચઢયો, ત્યાર પછી રૂસ્તમજી ચઢયો. ત્યાર પછી બન્ને એકી સાથે અંદર કૂદી પડયા. બગીચો મોટો વિશાળ હતો, ચારે બાજૂએ મોટાં મોટાં ઝાડો આવેલાં હતાં, અંધારામાં તે વિરાટ આકૃતિવાળા દૈત્યનાં જેવાં જણાતાં હતાં. બગીચાની વચ્ચમાં એક ઘણુંજ નાનું મકાન હતું. તે મકાનના બીજા માળપરના કોઇ એક ઓરડાની ઉઘાડી બારીમાંથી અજવાળું દેખાતું હતું.

કાશીનાથે એ બધું બરાબર તપાસી જોયા પછી કહ્યું કેઃ—"ભાઇ તું અહીં ઘણીવાર આવ્યો છે, માટે કહે જોઈએ કે, બીજા મજલાપર જે ઓરડામાં દીવા બળે છે, તેમાં કોણ રહે છે?"

"એ મંચેરજીનો સૂવાનો ઓરડો છે."

"હશે, પણ નીચેનાં ઘરો શા ઉપયોગમાં આવે છે વારૂ?" વૃદ્ધ કાશીનાથે પૂછ્યું.

"નીચેનાં ઘરોમાં રસોડું તથા નાવાધોવાની વ્યવસ્થા કરવામાં આવી છે."

"નોકર ચાકરો ક્યા ઘરમાં રહે છે?"

"મંચેરજી ચાકર–બાકર વધારે રાખતો નથી, એક બે નમાલા

ચાકર છે. તેઓ કામકાજ કરીને પાછા પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે." રૂસ્તમજીએ જવાબ આપ્યો.

"ત્યારે તો ઘણી સારી તક મળી છે, એના ઘરમાં હવે છૂપી રીતે ઘણીજ સરળતાથી રહી શકાય તેમ છે. એક અબળા મંચેરજીની સાથે આ રાત્રે મળવા માટે આવી છે, તે શા માટે આવી છે, એ આપણે છૂપાઈને જાણવું પડશે." કાશીનાથે કહ્યું.

સંદિગ્ધતાથી રૂસ્તમજીએ કહ્યું:—"આપણને એ લોકો કોઇ પણ રીતે જોઈ શકે તેમ નથી."

"બેશક, તેમજ છે." કાશીનાથે રૂસ્તમજીના મુખમાંથી વાતને જાણે છીનવી લઈને કહ્યું:

"હા આપણાં ભાગ્ય મંદ હોય એમ જણાય છે. તું શું એમ ધારે છે કે, આ મધુર રાત્રે આ મધુર વાયુનું સેવન કરવા માટે બહાર નીકળ્યા છીએ? ના—આપણે એકાદ બે છુપાં કામો પણ કરવાં પડશે. એ કામો જીવ સટોસટનાં છે."

"પણ કદાચ આપણને જોઇ જશે તો?"

"તો તેથી શું નુકસાન થવાનું છે? તું સરાસર મંચેરજીની પાસે ચાલ્યો જજે, દોસ્ત દોસ્તની મુલાકાત કરવા જાય, એમાં દોષ કાંઈ પણ છેજ નહિ." કાશીનાથે કહ્યું.

બન્ને મકાનના દરવાજા પાસે આવી ઉભા રહ્યા. મકાનનું દ્વાર અંદરથી બંધ હતું. એથી તેમણે બારીઓ તપાસીને જોયું કે, તે પણ અંદરથી બંધ હતી. એ વખતે ફરીવાર ભયાનક વેગથી વરસાદ પડવા લાગ્યો. કાશીનાથ મનમાં ને મનમાં ઘણોજ ચીડાયો, રૂસ્તમજીને ખેંચી લઈને ત્યાંથી પાછો ફર્યો. હજી પણ મંચેરજીના શયનગૃહમાં દીવો સળગતો હતો. બારીના રેશમી પડદામાં એક [illegible] માણસનો પરછાયો

પડતો પણ દેખાયો. મંચેરજી જાગતો હતો, એમાં કશો પણ સંશય રહ્યો નહિ. કાશીનાથનું કૌતુહલ સદાની સીમાને ઓળંગી ગયું, કાશીનાથ પોતાના મનમાંજ બોલી ઉઠયોઃ—"ઘરની અંદર શું થાય છે, એ જો કોઇ પણ રીતે જાણવામાં આવ્યું હોત તો, તેથી ભેદનો સ્ફોટ બહુજ જલ્દી થઈ શકત, પરંતુ લાચાર, તેવો કોઈ ઇલાજજ નથી. ઘણો ઉંચ્ચે ખેલ ખેલાઇ રહ્યો છે અને અમો બાવીસ હાથ નીચે પડયા રહ્યા છીએ. ઠીક છે, જોઇ લેવાશે."

આમ કહીને કાશીનાથ આખા બગીચામાં ફરવા લાગ્યો. રૂસ્તમજી તેની અજાયબી ભરેલી ચાલાકીઓ જોઇને અવાક થઇ ગયો. કાશીનાથ જાણે પોતાનું ઘરજ હોયની ! તેવી રીતે નિર્ભયતાથી ફરી રહ્યો હતો, જ્યાં ત્યાં જતો હતો, જે તે વસ્તુઓને આડાઅવળી કરતો હતો. યા ઘરમાં આવી રીતે અને આવા હેતુથી દાખલ થતી વેળાયે જેટલી સાવચેતી રાખવાની જરૂર છે, તેના તરફ તેની જરા પણ નજર નહોતી. આ તરફ પ્રબળ વાયુથી વરસાદનું ઝાપટુ આવીને આંખો તથા મુખપર લાગતુ હતું, તે તરફ પણ કાશીનાથનું ધ્યાન નહોતું. તે ગમે તે રીતે અંદર પેસીને, કાદવકીચડ ખુંદતો ખુંદતો જ્યાં ત્યાં ભટકવા લાગ્યો. રૂસ્તમજી પણ તેનું અનુકરણ કરવા લાગ્યો.

કાશીનાથે કહ્યુંઃ—"ગમે તે રીતે બારીપર ચઢવું જોઇશે, તે વિના ચાલી શકશે નહિ.

રૂસ્તમજીને એકાએક એક વાત સાંભરી આવી. તેણે કહ્યું કેઃ—"આ બગીચામાં એક વાંસની નિસરણી પડી રહે છે."

"કેવી અજાયબી ! અત્યાર સુધી એ કેમ ન જણાવ્યું ! ક્યાં છે તે નિસરણી ?"

"બગીચાના ઉત્તર ભાગમાં એક ઝાડ તળે પડેલી છે."

બન્ને તે તરફ દોડી ગયા; થોડીવારમાં જ તે નિસરણી મંચેરજીના શયનગૃહની તે ઉંચી બારી તળે ગોઠવાઈ ગઈ. પરંતુ બારીથી તે નિસરણીનો ઉપલો ભાગ લગભગ ચારેક હાથ નીચો રહ્યો. રૂસ્તમજીએ કહ્યું:—" નિસરણી નાની છે, એથી એના વડે કોઈ પણ કામ પાર પાડી શકાય તેમ નથી.

" કેમ નહિ થાય " ઘણુાજ ઉત્સાહની સાથે કાશીનાથ બોલી ઉઠ્યો:—" જરૂર થશે. આમ કહીને ઘરની દીવાલપરથી કાશીનાથ બે હાથ ઉંચા એક ઓટલાપર ઉભો રહ્યો અને તે નિસરણીને પોતાના ખભાપર મૂકી દીધી. ત્યાર પછી કહ્યું:—" પહેલો તું ઉપર ચઢી જા. "

રૂસ્તમજી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના નિસરણીપર ચઢવા લાગ્યો તેનું હૃદય પણ ઉત્સાહ અને અજાયબીથી ભરાઇ ગયું હતું. તેણે તે ઉઘાડી બારીમાં મ્હોં ઘાલીને જે કાંઇ જોયું, તેથી તેનું માથું ફરી ગયું, શરીરની સઘળી નસોને ખાલી કરીને લોહી પ્રબળ વેગથી છાતીમાં આવી જામી ગયું. તે અચકાતા અવાજથી બોલી ઉઠયો:—" હા શયતાની, તારૂં આવુંજ કામ!" વિચારોના તુફાનમાં તેનો અવાજ ડુબી ગયો! તે પણ તરતજ કંપતો કંપતો વૃક્ષપરથી વિખૂટી થયેલી શાખાની પેઠે જમીનપર ગબડી પડયો.

કાશીનાથે તરતજ નિસરણીને ફેંકી દઇને રૂસ્તમજીને ઝીલી લીધો તેનો હાથ પકડીને તેણે કહ્યું કે:—" શું જોયું—મામલો શો મચ્યો છે! કાંઇ વધારે જખ્મ તો નથી થયો ને ?"

રૂસ્તમજી ઊઠીને ઉભો થયો. જો કે તે ઘણી ઉંચી જગાપરથી પડયો હતો, પરંતુ કાંઇ વધુ જખ્મ થયો નહોતો. જે જખ્મ થયો હતો, તે તરફ રૂસ્તમજીનું અત્યારે કશું લક્ષ પણ નહોતું. મનથી જ્યારે

શોચનીય હાલત થઈ પડે છે, ત્યારે સ્વાભાવિક રીતેજ શારીરિક વેદના તરફ કોઇનું પણ લક્ષ રહેતું નથી. રૂસ્તમજી ભાંગ્યા તુટયા સ્વરથી કહેવા લાગ્યોઃ—"શું જોયું છે. જેનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો નથી, તે જરબાનુને જોઈ છે. હું ધારૂં છું કે, જરબાનુ પિશાચી મંચેરજીના શયનગૃહમાં–આટલી રાત્રે વિલાસી મંચેરજીની સાથે—" તેનાથી વધારે બોલી શકાયું નહિ. તેનો કંઠ રૂંધાઇ ગયો.

## પ્રકરણ ૭ મું

## સત્ય કે સ્વપ્ન ?

કાશીનાથના મનમાં પણ ગભરાટ છવાઇ ગયો. તે વિચારવા લાગ્યો કેઃ—"ત્યારે શું મારોજ ભ્રમ થયો ? મને ચોક્કસ ખાત્રી છે કે, એ રાજાબાઇજ હશે, નહિ તો જરબાનુ અત્યારે અહીં ક્યાંથી હોય ?" તેણે રૂસ્તમજીને કહ્યું કેઃ—"રૂસ્તમજી, તારી ભૂલ થઇ છે."

રૂસ્મજીએ ઘણાજ વેગની સાથે કહ્યુંઃ—" ના, મહાશય, બીજી બધી બાબતોમાં કદાચ મારો ભ્રમ થઇ શકે તેમ છે, પરંતુ બીજા કોઇને પણ જરબાનુ ધારી લેવાનો ભ્રમ મારાથી કદાપિ થઇ શકે તેમ નથી. તે દિવસે આપે તેને કેવા ભાવથી જોઇ હતી, એ બરાબર સાંભરે છે કે, હવે કહો જોઇએ વારૂ કે, એ જરબાનુ શું વિશ્વાસઘાતિની નથી ?" આમ કહી આંખો ફાડી રૂસ્તમજી કાશીનાથના મ્હોં સ્હામું જોઇ રહ્યો.

કાશીનાથ તેના મનની દિલગીરી ભરેલી હાલતને જાણી ગયો, તે કશો પણ ઉત્તર આપી શક્યો નહિ. પોતાના ભ્રમને લીધે તેના

મનની સ્થિતિ પણ બગડી ગઈ હતી. તેણે ક્ષણવારમાં હજારોવાર વિચારી જોયું, કે જરબાનુ અહીં આવા રાત્રિના વખતે શામાટે આવી હશે? કોઇ એક નિશ્ચયપર આવવાની તે બનતી કોશિશ કરવા લાગ્યો. એકાએક એક વાત તેના મનમાં ઉપજી આવી કે, શું એજ બરાબર નથી?"

કાશીનાથને ચૂપ રહેલો જોઇને રૂસ્તમજી તેવીજ રીતે કહેવા લાગ્યોઃ—"હાય! ક્ષણવાર પહેલાં હું એ જરબાનુને કેવી સરળ, કેવી પવિત્ર ધારતો હતો, સ્વર્ગની દેવીના કરતાં પણ તેને ઉચ્ચ આસન આપ્યું હતું, તેનુંજ આવું કાળું કામ! તે શું એક લંપટના ઉપભોગને લાયક છે? હાય નારી! છેક બેવકુફોજ તારાપર તદ્દન વિશ્વાસ મૂકી દે છે! નારીજાતિ! તમો પિશાચી—શયતાનીઓ છો! તમારાથી ન બની શકે એવું એક પણ કાર્ય આ જગતમાં નથી. એક પિશાચીના ઉપર આધાર રાખી મેં પહેલાં જે હવાઈ કિલ્લા બાંધ્યા હતા, તેના એક પળ માત્રમાં ચૂરેચૂરા થઇ ગયા! અને મંચેરજી તેને હું મારો અંદરનો દોસ્તજ ધારતો હતો, તે અત્યારે જરબાનુનો જાર બની બેઠો! અત્યારે કદાચ બન્ને જણાં મારા અંધવિશ્વાસ અને દુર્ભાગ્યને માટે મારી મશ્કરી કરતાં હો તો ભલે કરો, હું આ એકાંતમાં હાથપગથી બંધાયલા મૂંગાની માફક વિધાતાના કઠિત પીડનથી પીડાઇ રહ્યો છું! મને પણ ધિક્કાર છે! આ જગતમાં કોઇનો પણ વિશ્વાસ કરવા જેવો નથી. વિશ્વાસઘાતકતાની વાંકી ઝેરીલી છુરી દરેક ઠેકાણે તૈયાર થઇને ઉભેલીજ છે!"

મનનો આવેગ ધીમે ધીમે વધવા માંડવાથી તેનો કંઠ રૂંધાઈ ગયો. કોઈના પણ ગર્વપર આઘાત થવાથી મનુષ્યને આવી રીતે ઉન્મત બનાવી દેછે, એ પ્રમાણે રૂસ્તમજીની પણ દશા થઈ. તે

બિચારો અત્યારે પૂરો છેતરાયો. રૂસ્તમજીએ કહ્યું:—" અત્યાર સુધી ઘણું સહન કર્યું છે, પણ આ છેક અસહ્ય થઈ પડયું છે, અહીં રહીને પોતાના ભાગ્યપર દોષનો આરોપ મૂકવો એ ભીરૂ–કાપુરૂષોનું કાર્ય છે. હું બન્ને હમણાં તેમનાં પાપનું પ્રતિફળ બતાવી આપીશ." આમ કહીને રૂસ્તમજી ઉન્મત્તતાથી દરવાજા તરફ દોડયો. કાશીનાથે તેના હાથ પકડી ઘસડીને કહ્યું:—" તુ હવે શું કરવા ધારે છે?"

રૂસ્તમજીએ દૃઢ સ્વરથી કહ્યું:—" હુ એ શયતાન અને શયતાનીનું લોહી રેડવા માગું છું. હુ હમણાંજ દ્વાર ભાંગીને ઉપર ચઢીશ. હવે મને નિંદા કે ફજેતીની કાંઈ પણ ધાસ્તી નથી. હવે કોઈ પણ રીતે મને નુકસાન થવાનું નથી. કાપુરૂષની પેઠે બહુજ ચૂપકીથી હુ કોઈ પણ કામ કરવા માગતો નથી. આ કલંકને ધોવા માટે જે કરવાની જરૂર છે, તે જાહિર રીતે કરીશ."

કાશીનાથે કહ્યું:—" તુ જે કરવા ધારે છે, તે કરી શકીશ નહિ."

" કેમ ! મને કોણ અટકાવશે ?"

" હું."

" આપ ? સ્વપ્નમાં પણ આપ એવો વિચાર કરશો નહિ, હવે કોઈ પણ મને અટકાવી શકશે નહિ હું હમણાંજ તે પિશાચ પિશાચિકાની પાસે જઇશ. જોઉં છું કે, અચાનક મને જોઇને તેઓ પોતાની વિશ્વાસઘાતકતાને માટે ક્યાં સુધી શરમાય છે; ત્યારપછી–ત્યારપછી બેઉ જણાનાં ખૂન કરીશ, ખૂન કરીને મારા નિર્ભાગ્ય જીવનનું અવસાન મારા હાથથીજ કરીશ. આપ કોઈ પણ પ્રકારે મને અટકાવી શકશો નહિ,"

આમ કહીને રૂસ્તમજી કાશીનાથના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લેવા માટે બનતું જોર પ્રકટ કરવા માંડયું. જો કાશીનાથની

મુઠ્ઠી વજ્રના જેવી કઠણુ ન હોત, તો રૂસ્તમજી અત્યારે જે કાંઇ બોલ્યો હતો, તે કદાચ પૂરૂં પણુ કરી નાંખત.

કાશીનાથે કહ્યું:—" જો રૂસ્તમજી, તું એક ગોટાળો કરીને બધી બાજી બગાડી દઇશ, એમ જણુાય છે. તારી જે કાંઇ આશાઓ છે, તે પણુ આમ કરવાથી ધુળમાં મળી જશે."

" હવે આપ આશા અથવા વિશ્વાસની વાતજ કરશો નહિ. " રૂસ્તમજીએ કહ્યું.

કાશીનાથે કહ્યું:—" જો રૂસ્તમજી, જો તું મંચેરજીને અત્યારથીજ સાવધ કરી દઇશ, તો તે એકદમ આપણા હાથમાંથી છટકી જશે અને તારાપર ચોંટેલું કલંક તને જિન્દગી સુધી સાલ્યા કરશે."

" મને તેની જરા પણુ દરકાર નથી."

" ન હોય તો કાંઇ નહિ, પણુ મને તેની ઘણી દરકાર છે. તારી નિર્દોષતાને સાબીત કરવા માટે હું પ્રતિજ્ઞાથી બંધાયલો છું, એ વાતને હું ધારૂં છું કે, તું હજી સુધી વિસરી શકયો નહિ હોય. આ તરૂણુ ઉમ્મરમાં તને ઘણી સુન્દરી સ્ત્રીઓ આવી મળશે, એમાં તો જાણે કશી શંકાજ નથી પણુ પછીથી આ કલંકને દૂર કરવાનો કાંઇ પણુ ઇલાજજ રહેશે નહિ."

મનની અંદર જ્યારે તુમુલ તૂફાન ઉત્પન્ન થાય છે, ત્યારે બહારની બાજૂએ લક્ષ રહેતું નથી. બન્નેના પગ કાદવમાં ખૂંચી ગયા હતા, માથાપર જોસપૂર્વક વરસાદની ધારાઓ પડી રહી હતી અને પ્રબળ વાયુના ઝપાટાથી આખું વિશ્વ ચંચળ થઇ ઊઠયું હતું. તેના તરફ તેમાંના કોઇની પણુ કશી જરૂર નહોતી.

દૃઢ સંકલ્પવાળા રૂસ્તમજીએ કહ્યું:—" ના, હવે હું આપની વાત

સાંભળવા માગતો નથી. હું મારા પોતાના અપમાનનો પોતેજ બદલો વાળીશ. આપની મદદની મને કાંઇ જરૂર નથી."

કાશીનાથે જરા પણ ચળ્યા સિવાય કહ્યું:—"સારૂં બાપૂ, મારી મદદની તને હવે દરકાર નથી, ત્યારે હું એક વાત કીધા સિવાય રહી શકતો નથી. પોતાના અપમાનનો બદલો પોતેજ વાળવા માગતો હો, તો ભલે ખુશીથી વાળ, પરંતુ બાળકની માફક કાંઈપણ કરીશ નહિ. જે કર, તે મર્દના જેવું જ કરી બતાવજે કે જેથી તારી સારી નામના થશે."

રૂસ્તમજીએ ગુસ્સાસહિત માથું નમાવીને કહ્યું:—"મહાશય!"

કાશીનાથે ઉશ્કેરાઇને કહ્યું:—"હા, હું ફરીવાર કહું છું કે, બાળકની પેઠે કાંઇ પણ કરીશ નહિ. ભાઇ, તું છેક બાળક છે, બાળકને જે જ્ઞાન હોય છે, તે જ્ઞાન પણ તને હોય, તેમ જણાતું નથી. મનમાં વિચારી જો જોઈએ, કે તું અત્યારે ઘરમાં જઇને શું કરીશ? તારી સાથે કાંઈ હથિયાર પણ છે? ના. તું ઉતાવળ કરીને ઘરમાં પેસીશ, ત્યારે મંચેરજીની સાથે એક મોટો ઝગડો થશે. જ્યારે તમે લડવામાં રોકાશો, ત્યારે લાગ સાધીને જરબાનુ છટકીને ઘરમાંથી બહાર નીકળી પોતાની ગાડીમાં બેસી, ઘોડો દોડાવી ચાલતી થશે અને તમો બન્ને ઘરમાં લડતા રહેશો, ત્યારે તારી કેવી ફજેતી થશે? તમારા બન્નેમાં કોણ વધારે બળવાન છે, એ તો જો કે હું જાણતો નથી, એથી એનું પરિણામ પણ કેવું ભયંકર આવશે?"

કાશીનાથની વાતથી રૂસ્તમજીને ચેતન ઉપજી આવ્યું. તેને પોતાના શરીરની સ્થિતિનું પણ ત્યારે સ્મરણ થઈ આવ્યું. કેટલાક દિવસના તરેહ તરેહવારના ન બનવાના બનાવો તથા ખોટી ચિંતાઓથી

તેણે શરીર તથા મન બન્નેનું બળ ગુમાવી દીધું હતું. રૂસ્તમજી આ વખતે કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય ચૂપચાપ ઉભો રહ્યો.

કાશીનાથ કહેવા લાગ્યોઃ—"હથિયાર હોવા છતાં પણ કશું ફળ મળી શકત નહિ. જેને બે ચાર દિવસની મહેનતથીજ ફાંસીના લાકડાપર લટકાવી શકાય તેમ છે, તેને પિસ્તોલની ગોળી મારીને પોતાના જીવનને વિપત્તિમાં નાખવું એ બુદ્ધિમાન પુરૂષનું કર્ત્તવ્ય નથી."

"આપ અત્યારે મને શું કરવાનું કહો છો ?"

"જરા સબૂર કર, ધીરજ બડી ચમત્કારી વસ્તુ છે. હાલ તરત તો માત્ર એમજ ધારી લે કે, પ્રતિહિંસા એક ફળ બરાબર છે, તે ફળને જો કાચુંજ તોડીને નષ્ટ ન કરતાં, તેને વૃક્ષપર પાકવા માટે થોડો વખત આપવામાં આવે, તો તેથી તે ઉપભોગને પાત્ર થઇ શકે છે, એમાં જરા પણ શંકાજ નથી. તું ધીરજ ધર, આમ ઉતાવળ ન કર." કાશીનાથે કહ્યું.

કાશીનાથનું યુક્તિપૂર્ણ અને હેતુવાળું વાક્ય રૂસ્તમજીના મનમાં બરાબર ઠસી ગયું. કાશીનાથ તે જાણી પણ ગયો. તેણે કહ્યુંઃ—"જરબાનુને તેં જોઇ છે, પરંતુ તે અત્યારે અહીં શા હેતુથી આવી છે, એમાંનું તો તું કશું જાણતો પણ નથી અથવા તું ક્રોધથી અસ્થિર થઈ ગયો છે અને નગણતીનાં માણસોને માટે આટલો બધો અનુતાપિત થઇ રહ્યો છે. મને ચોક્કસ ખાત્રી છે કે, જરબાનુનો એમાં જરૂર ને જરૂર કાંઇક છુપો હેતુ સમાયલો છે. પણ તું તે હેતુને અત્યારે બરાબર જાણી શકતો નથી.

ડૂબતા માણસને એકાદ વણુખલું મળવાથી તેનો આધાર મેળવવાની કોશિશ કરે છે તેવીજ રીતે રૂસ્તમજીએ પણ ઉત્સાહ સહિત કહ્યું કેઃ—"એ અંદરની વાતને શી રીતે જાણી શકાય તેમ છે વારૂ ?"

"તેમને જો હું અહીં એકવાર જોઈ શકું તો તેમના મુખના ભાવપરથીજ બધું જાણી શકું તેમ છું કે, જરબાનુનું શા હેતુથી અહીં આવવું થયું છે" કાશીનાથે જવાબ આપ્યો.

"સારૂં, આપ પ્રતિજ્ઞા કરો કે, જે કાંઇ આપ જોશો, સાંભળશો, તે મારા માટે ગમે તેવું માઠું લાગે તેવું ભલે હોય, તો પણ નિષ્કપટપણે બધું મને જણાવી દેશો."

"પ્રતિજ્ઞા કરૂં છું કે તારી પાસે હું કોઈ પણ વાત છૂપાવીશ નહિ." કાશીનાથે કહ્યું.

તેજ ઘડીએ રૂસ્તમજીએ તે નિસરણીને કુદરતી રીતે પોતાના ખભાપર ઊંચકી લીધી. તેના શરીરમાં અત્યારે કાંઇક શક્તિ આવી તતી, થોડીવાર પહેલાં તેને લેશ માત્ર પણ આવો વિશ્વાસ નહોતો. તેણે કહ્યું:—"આપ ચલ્દી ચઢો."

## પ્રકરણ ૮ મું

## ભેદનાં ઘનઘોર વાદળાં

કાશીનાથ સપાટાબંધ સીડીપર ચઢી ગયો. તેણે બારીના તે રેશમી પડદાના ઓથમાંથી કહ્યુ કે, ખરેખર ત્યાં જરબાનુ બેઠી હતી, રૂસ્તમજીની ભૂલ થઇ નહોતી. ઓરડામાં મંચેરજી પણ હતો. એક વિલાસી યુવકના ઓરડામાં આવી નિર્જન રાત્રે કોઈ યુવતીને એકલી બેઠેલી જોવામાં આવે, તો અવસ્ય શંકા થયા સિવાય રહે નહિ. મામલો જરૂર કાંઈક ગંભીર હોવો જોઇએ. જરબાનું શું ત્યારે કલંકિની હશે? કાશીનાથ મોટી ગુંચવણમાં આવી પડયો. કાશીનાથે

જોયું કે, જરબાનુ ઘરના વચ્ચલા ભાગમાં ઉભેલી છે, તેના રૂપનો પ્રકાશ તથા ઉભા રહેવાની લલિત અને કોમળ છટાથી આખુ ઘર ઝળઝળી ઉઠયું હતું. તેના શરીરપર જરીની કારીગરીવાળી આસ્માની રંગની એક શાલ દેખાતી હતી, જરબાનુ ઉસ્કેરાઇને મંચેરજીને કાંઇક કહી રહી હતી. બહારના વરસાદ તથા તુફાનનાં અવાજોથી જાણી શકાતું નહોતું કે, તે શું કહી રહી હતી; પરંતુ તેના મુખ તથા આંખોના ભાવ પરથી ગુસ્સાનાં ચિન્હોજ ઘણે ભાગે જણાઇ આવતાં હતાં.

મંચેરજી બિછાનામાં અર્ધાં સૂતેલી હાલતમાં પડયો હતો: તે કાંઇ ઝાઝું બોલતો નહોતો. કોઇ કોઇ વેળાયે કેવળ ગુસ્સામાં આવીને કહેતો હતો કે;–" મને કહેવું નકામું છે, મારાથી એમાંનું કાંઇપણ થઇ શકે તેમ નથી."

બનાવ શો બની રહ્યો છે, એ બાબતમાં કાશીનાથ કાંઇપણ જાણી શક્યો નહિ. તેનું મન ઘણુંજ ઉત્સુક થઇ પડયું, પરંતુ બહારના વરસાદ તથા તુફાનના અવાજથી તે કાંઈ પણ સાંભળી શક્યો નહિ. તેને એટલી બધી આતુરતા થવા લાગી કે, તેની આંગળીમાંની કીમતી હીરાની વીંટીના બદલામાં પણ જો તે તેમની વાત સાંભળી શકે, તો તે આપવાને પણ સમ્મત થઈ ગયો. કાશીનાથે વિચાર્યું કે, કોઇ પણ બાબતમાં તેમાંની બન્નેની વચ્ચે બોલાચાલી થઇ રહી છે. કદાચ પ્રેમના માન અભિમાનનો અભિનય ચાલી રહ્યો હોય, એમ પણ જણાઈ આવે છે.

એવામાં જરબાનુ ઉસ્કેરાઇને તિરસ્કારના સ્વરથી એથી પણ વિશેષ બીજાું કાંઇક કહેવા લાગી. બોલતાં બોલતાં તેનાં વિશાળ અને વિસ્તરેલાં કાળા તારા જેવાં ચક્ષુઓ હીરાના ટુકડાની પેઠે

ઝળકી ઊઠયાં. એ વખતે મંચેરજીના મુખ તથા આંખોનો શો ભાવ થાય છે, એ જોવા માટે કાશીનાથ મંચેરજીના મુખ સ્હામું ટગરમગર જોવા લાગ્યો. વાત તો સાંભળી શકાતી નથી, ત્યારે કદાચ મુખ તથા આંખોના હાવભાવથી કાંઈ જાણી શકાશે એમ ધારીને કાશીનાથ જોવા લાગ્યો. જરબાનુનું બોલવું પૂરૂં થતાં મંચેરજીનો તે ઉદાસ ભાવ રહ્યો નહિ; આ વખતે તે ઘણોજ કોપી ઊઠયો. ઓશિકાપર એક મુઠી મારી હાથપગ પછાડી તેણે કઠોર સ્વરથી જરબાનુને કેટલીક વાતો કહી સંભળાવી.

એકાએક જરબાનુનો રંગઢંગપણ બદલાઇ ગયો. તેની તે ઉસ્કેરણી હવે રહી નહિ. શરદ્ ઋતુના ઝાકળથી ભીંજાયલાં નીલ કમળના જેવાં તેનાં બન્ને નયનો આંસુથી છલાછલ ભરાઇ આવ્યાં અને તેમાંથી આંસૂની દડદડ ધારા વહેવા લાગી. હતભાગિની રડી પડી, અને ઘુંટણુ મંડીએ બેસી હાથ જોડી ઘણા ઘણા કાલાવાલા કરવા લાગી. આંસૂની ધારાઓથી તેનું પ્રફુલ્લિત સુંદર મુખ ભીંજાઇ ગયું.

મંચેરજી ધિક્કારની સાથે પાછું મ્હોં ફેરવી લીધું. તે જરબાનુની કરૂણા ભરેલી યાચનાને કાનપર ધરવામાં પૂરતી ઉદાસિનતા બતાવવા લાગ્યો. તેણે તેની એક પણ વાતનો જવાબ ન આપ્યો.

ત્યારે જરબાનુ નિરાશ થઈ ઉઠીને ઉભી થઇ, ધીમે ધીમે તેઓ ઓરડામાંથી બહાર ચાલી ગઇ. તરતજ વળી પાછી ધીરે ધીરે આવી દાખલ થઇ. દીનદષ્ટિથી મંચેરજીના મુખ તરફ જોઈને પાછી બહાર નીકળી ગઇ. વળી પાછી આવી, ઘણીવાર સૂધી તેણે આ પ્રમાણે કર્યું એવો એક કાંઇક બનાવ બન્યો હતો કે, જેના યોગે દૃઢ નિશ્ચયપર આવી જવા છતાં પણ તે જઇ શકતી નહોતી. આ વખતે પાછી

આવીને જરબાનુએ એવી એક વાત કહી કે, જેથી તેની ધારેલી ધારણાનો માર્ગ મોકળો થઇ ગયો. મંચેરજીએ એકદમ ઉઠીને એક પેટીમાંથી એક કાગળનું બંડલ કાઢીને ઘરની વચ્ચે પડેલા એક ટેબલપર મૂકી દીધું.

કાશીનાથના મુખે અપ્રસન્નતાને ધારણ કરી લીધી. તેણે વિચાર્યું કે, મામલો બરાબર સારો જણાતો નથી, આ કાગળપત્રો જરૂર પ્રેમના પત્રો છે. જરબાનુ શું એ પત્રોને પોતાને હાથ કરવા માટે અત્યાર સુધી આવા કાલાવાલા કરી રહી હતી ?"

જરબાનુ કાગળપત્રોનું બંડલ છોડીને દીવાના તેજ સ્હામા રાખી તપાસવા લાગી, બરાબર ધ્યાનપૂર્વક જોવા લાગી. એ પરથી જરબાનુ જોઈએ તેવી સંતુષ્ટ થઈ હોય, એમ જણાયું નહિ. તે મંચેરજીને બીજી કોઈ પણ બાબતને માટે વિનવવા લાગી. મંચેરજીએ માથું ધુણાવીને તેની તે વાતને નાકબૂલ કરી. ત્યારે જરબાનુએ છેક નિરાશ થઇને તે કાગળોને સ્હામેના ટેબલપર છૂટા છવાયા ફેંકી દીધા.

મંચેરજીએ ત્યારે બીજું એક કાગળનું બંડલ પણ તેની સ્હામે ફેંકી દીધું. તે બંડલમાં લાલ, લીલા, પીળા, ગુલાબી, આસ્માની આદિ તરેહ તરેહવારના કાગળ હતા. આ વખતે જરબાનુએ બન્ને બંડલોમાંથી કેટલાક કાગળો ચૂંટી કાઢીને બાકીના કાગળોને તિરસ્કારની સાથે ડાબા હાથથી ટેબલના એક ખૂણાપર મૂકી દીધા, અને ચાલ્યા જવાની તૈયારી કરવાનો ડોળ કરી મંચેરજીને કાંઈક કહ્યું. ત્યાર પછી તે ત્યાંથી ચાલતી થઇ. મંચેરજી હાથમાં ફાનસ લઈ તેની પાછળ પાછળ ચાલ્યો. ઓરડો અંધારાથી છવાઈ ગયો.

કાશીનાથ નિસરણીપરથી ઉતરતો ઉતરતો પોતાના મનમાંજ બોલ્યો કેઃ—"હું શું આંધળો છું-એ કાગળો પ્રેમના કાગળો નથી,

પણ અવશ્ય ગીરો મૂકેલી જણસોની રસીદો છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આ બધા મામલામાં એક ભયંકર ભેદ સમાયલો છે." કાશીનાથે નીચે ઉતરીને તરતજ તે નિસરણીને જમીનપર મૂકી દીધી; તેના પર કેટલાંક ફૂલ ઝાડનાં પાંદડાં ઢાંકી દીધાં, નિસરણી નીચે મૂકતી વેળાયે ધીમો અવાજ થયો ખરો, પણ તેને કોઈ પણ સાંભળી શકયું નહિ. બન્ને નજીકના એક વૃક્ષતળે જઈને છૂપાઇ ગયા. ત્યાંથી બગીચાનો દરવાજો બહુ સારી રીતે જોઇ શકાતો હતો.

થોડીવારમાં મકાનનું એક દ્વાર ઉઘડયું, દીવાનું તેજ અંધારાવાળા બગીચાની જમીનપર છવાઇ ગયું. આગળ જરબાનુ, તેની પાછલ મંચેરજી બહાર નીકળી આવ્યો. બન્ને કોઇ પણ દિશામાં નજર ન કરતાં બગીચાના દરવાજા તરફ ચાલ્યાં ગયાં. જરબાનુ ઉતાવળાં પગલાં ભરતી એકદમ ગાડીમાં આવી ચઢી બેઠી. ગાડી વેગપૂર્વક દોડતી ચાલવા માંડી અને મંચેરજીએ ફાનસ લઇને માથું ધુણાવતો ઘરમાં દાખલ થઇ મોટા અવાજથી બારણું બંધ કરી દીધું છુપી જગાએથી કાશીનાથ અને રૂસ્તમજી બહાર નીકળી આવ્યા. રૂસ્તમજીએ કહ્યું કેઃ—"હવે આપ આપની પ્રતિજ્ઞાનું પાલન કરો. કહો, આપે શું જોયું. જોઇને શું સમજ્યા. જો કાંઈ ભયંકર ખરાબ બનાવ જોયો હશે, તો તે મારાથી સહી શકાશે નહિ, પણ તેમ છતાં પણ હું તે સાંભળવાને તો જરૂર ઇન્તેજાર છું. કહો, મારાથી તે છેક ન સહી શકાય, તેવું હોય, તોપણ કહો. આપ નિશ્ચિંત રહેજો કે, હું જરા પણ વિચલિત થઇશ નહિ."

કાશીનાથે કહ્યુંઃ—"આજના આ બનાવથી હું તને સર્વથી ભાગ્યશાળી ધારીશ, અને આ સંદેહને માટે તારે અત્યંત અનુતાપ સહન કરવો પડશે.

રુસ્તમજીએ કહ્યું:—"આપની વાતને હું બરાબર સમજી શકતો નથી."

કાશીનાથે કહ્યું:—"અત્યારે સમજવાની જરૂર પણ નથી. અહીં રહેવાનો આપણે પટ્ટો લખાવીને આવ્યા નથી, માટે ચાલ, હજી બીજાં ઘણાં કામો કરવાનાં પડયાં છે. મંચેરજી દરવાજો બંધ કરી ગયો છે, માટે જેવી રીતે આપણે બગીચામાં દાખલ થયા છીએ, તેવીજ રીતે પાછા ફરવું પડશે."

આમ કહીને કાશીનાથ રૂસ્તમજીનો હાથ પકડી એકદમ ચાલવા લાગ્યો. રૂસ્તમજીએ કહ્યું:—"પેલી નિસરણી તો ત્યાંને ત્યાંજ પડી રહી છે."

કાશીનાથે કહ્યું:—"ભલે પડી, જ્યારે આપણે આખા બગીચામાં આપણાં પગલાં પાડયાં છે, અને એ પગલાંને જ્યારે મટાડવાનો બીજો કોઈ પણ ઇલાજ નથી, ત્યારે એ નિસરણીને માટે ચિંતા શા સારૂ કરવી જોઇએ? નિસરણી જોઇને મંચેરજી ધારી લેશે કે, કેટલાક ચોરોનું શુભાગમન થયું હતું. માટે એ બધી ચિંતાને મૂકી દે અને મારી સાથે સાથે ચાલ્યો આવ."

બન્ને જણા દીવાલ ઓળંગીને બહાર આવ્યા. દૂરથી તેઓ એક શબ્દ સાંભળીને દરવાજા તરફ જોવા લાગ્યા. તેમણે જોયું કે, એક માણસ દરવાજામાંથી બહાર નીકળીને એકદમ ચાલ્યો ગયો. એ માણસ બીજો કોઇ નહિ પણ ખુદ મંચેરજીજ હતો.

રૂસ્તમજીએ કહ્યું:—"મંચેરજીનું મન ખરાબ વિચારોથી ભરેલું છે, રાત્રે પણ તેને જોઈએ તેવી ઊંઘ આવતી નથી. મંચેરજી ઉપરથી જેવો ખાન્દાન દેખાય છે, તેવાજ અંદરથી બદમાશ છે."

કાશીનાથે કહ્યું:—"જ્યારે આપણે સારી અભિલાષાથી બરાબર

ઉંઘી શકતા નથી, ત્યારે તે બિચારાનું મન નઠારી અભિલાષાથી ભરેલું હોવાથી તેને પણ ઉંઘ આવતી નથી.”

રૂસ્તમજીએ કહ્યું:—“આટલી રાત્રે એ ક્યાં જતો હશે ?”

કાશીનાથે કહ્યું:—“ચરિત્રહીન વ્યક્તિને દિવસ કે રાત્રિનો વિચાર પણ ક્યાંથી હોય, તારો એ સવાલ નકામો છે. ચાલ હવે જલદી ચાલ, નહિ તો કદાચ આપણી ગાડી ચાલી જશે.”

બન્નેએ થોડેક દૂર આવીને જોયું કે, જ્યાં તેઓ તેમના કૉચમેનને ઉભા રહેવાનું કહી ગયા હતા, ત્યાં તે હજી સુધી તેમની વાટ જોતો ઉભો હતો. રૂસ્તમજીનાં પહેરેલાં :વસ્ત્રોને કાદવથી ખરડાયલાં જોઇને તેના મનમાં શંકા થઇ આવી. તેણે વિચાર્યું કે, આ બન્ને જણા સારા હેતુથી આવ્યા નથી, જ્યારે તેમણે તેને બમણું ભાડું આપવાનું કહ્યું હતું, ત્યારેજ તેના મનમાં ખટકો થયો હતો. ગમે તે હો, તેણે બન્ને સ્વારીઓને બેસાડીને જોરથી ગાડી હંકારી દીધી.

રૂસ્તમજી ગાડીમાં બેસતાંની સાથેજ ઉપરાઉપર સવાલો પૂછવા માંડયા. જવાબમાં તે વચ્ચે વચ્ચે ‘હા’ ‘ના’ ‘હં’ એવા ટુંકા જવાબ મળવા લાગ્યા. એથી રૂસ્તમજીને તૃપ્તિ થઇ નહિ. તે મનમાંને મનમાં ઘણોજ નારાજ થયો. તેણે વિચાર્યું કે, આ કાશીનાથ મારા પિતાના દોસ્ત હોવા છતાં પણ મારાપર આટલી બધી દેખરેખ રાખે છે, એ કોઈ પણ રીતે વ્યાજબી નથી.

મનની આવી ખરાબ હાલત થઇ ગઇ, તેવીજ શરીરની સ્થિતિ પણ બગડી ગઈ હતી. રૂસ્તમજી ઘણોજ દિલગીર થઇ ગયો. તે બિચારો ઉઘાડી જગામાં ઉભો રહીને ઉઘાડા માથાપર વરસાદની અવિરલ ધારાઓને વેઠી રહ્યો હતો. તેનાં પહેરેલાં કપડાં પલળી ગયાં

હતાં, કાદવકીચડથી ખરડાઇ ગયાં હતાં અને ગાડી પૂરજોસથી દોડી જતી હતી. તે સાથે ઠંડી હવા પણ ગાડીમાં સરસર કરતી પેસી જતી હતી અને એ ઠંડીથી રૂસ્તમજીનું શરીર થરથર કંપી રહ્યું હતું, હાડકાં ચૂર્ણ થઇ રહ્યાં હતાં.

પોતાની મરજી મુજબજ કાશીનાથે રૂસ્તમજીની વાતને કાનપર ધરી નહોતી, એમ નહોતું. ખરેખર તેના મનમાં મોટી ગરબડ મચી ગઇ હતી; તે વાંકો ઢળી પડી પોતાના બન્ને લાંબા લાંબા પગોને સ્હામેની બેઠકપર મૂકી અર્ધી મીંચેલી આંખોથી વિચારી રહ્યો હતો કે:–

"ભેદમાંથી પણ ભેદ નીકળતા જાય છે, મામલો ધીમે ધીમે સંગીન પાયાપર આવતો જાય છે. મેં અત્યાર સૂધી જે બધી બાતમીઓ મેળવીને એકઠી કરી હતી, તે બધી બાતમીઓ આજની રાતના આ અજબ બનાવથી ઠંડી પડી ગઇ છે."

તેણે જોયું કે, આ રહસ્યના નાટકના મુખ્ય નટ અને નટીઓ બરજોરજી, મંચેરજી, રાજાબાઇ અને જરબાનુજ છે. આ ચારેના ચરિત્રના સંબંધમાં ઉંડો વિચાર કરતાં તેના બુદ્ધિ અને કૌશલ્યનું કલ્પવૃક્ષ સમાન મસ્તિષ્ક પણ ચંચળ થઇ ઉઠ્યું. છેવટે છેક અસ્થિર થઇને તેણે નિશ્ચય કર્યો કે, વિચાર કરવાથી કશું પણ વળશે નહિ. બધું હાથમાં લઇ ઉલટાવી પલટાવીને જોવું પડશે, સહજમાં આ બધો ભેદ ખુલ્લો થઇ શકશે નહિ."

થોડીવારમાં ગાડીના બારણાંને અઢેલી કાશીનાથ ગાડીનાં પૈડાંના જેવો અવાજ અવાજ કરી મોટેથી નસકોરાં ઘરડવા લાગ્યો.

છેવટે રૂસ્તમજીના ઘર પાસે ગાડી આવી પહોંચી. ગાડીની ઘંટડીનો અવાજ સાંભળવાથી કાશીનાથ પોતાની મેળેજ જાગી ઊઠયો. રૂસ્તમજી નીચે ઉતરી પડયો. અચાનક કાશીનાથને સાંભળી આવ્યું કે,

હજી સુધી તેણે ભોજન કર્યું નથી, વળી તેને ભૂખ પણ લાગી હતી. એથી તેણે કહ્યું કેઃ—" રાત્રિ તો હજી ઘણી બાકી પડી છે, પણ મને સખત ભૂખ લાગી છે તેનું શું કરવું ? "

રૂસ્તમજીએ કહ્યુંઃ—" હજી સુધી આપ જમ્યા નથી ? આટલી બધી રાત્રિ વીતી જવા છતાં—"

કાશીનાથ તેને બોલતો અટકાવીને વચ્ચમાંજ બોલી ઉઠયોઃ— " હશે, એને માટે તારે ગભરાવાની કશી જરૂર નથી. હવે હું જે કાંઇ કહું તે બરાબર ધ્યાન દઇને સાંભળ, મારા હાથમાં હજી ઘણાં કામો પડયાં છે એથી પૂરતો સંભવ છે કે, હું તને કદાચ પાંચ સાત દિવસ સુધી મળી શકીશ નહિ પણ જેટલા દિવસ સુધી હું ન આવી શકું, ત્યાંસુધી તું ખૂબ સાવચેત રહેજે. બનતાં સુધી ઘરમાંથી બહાર પણ નીકળીશ નહિ."

રૂસ્તમજી કાંઇક કહેવા જતો હતો, એવામાં કાશીનાથ કૉચમેનને સબોધીને બોલી ઉઠયોઃ—" જલ્દી ગાડી હાંક. "

રૂસ્તમજીના મ્હોંની વાત મ્હોંમાંજ રહી ગઇ. તેણે કાશીનાથને લઇ ગાડી હંકારી મૂકી.

## પ્રકરણ ૯ મું

## છૂપી સલાહ

એક દિવસ બરજોરજી અને મંચેરજી પોતાના મકાનમાં બેસીને આ પ્રમાણે સલાહ કરતા હતા; મંચેરજીએ કહ્યું કેઃ—" હવે શો ઉપાય ? હવે ચાલી શકશે. રૂપિયા તો મને જરૂર જોઇશેને જોઇશેજ."

"જલ્દી સગવડ કરી આપીશ."

"હવે સગવડ કરીશ એમ કહેવાથીજ ચાલી શકશે નહિ. હું રાજાબાઇની પાસેથી જે કાંઇ છેતરીને લાવ્યો છું, તેનો મોટો ભાગ આપ સાહેબના હાથમાંજ આવ્યો છે. મને શું તમે છેક બેવકૂફ ગધેડોજ ધારો છો ? શું મારાથી તમારી એક પણ વાત અજાણી છે, એવી કલ્પના કરી બેઠા છો ?"

"તું રાત્રિ દિવસ મારી સાથે તકરાર કરીને તારી પોતાની ખુવારી કરી બેસીશ અને તે સાથે મને પણ પાયમાલ બનાવી દઇશ. આમ ઉતાવળો ન થા, જરા સબૂર પકડતાં શીખ."

"હું એટલું પણ નહિ જાણુતો હોઉં ? જો એદલજીના બધા રૂપિયા તમે ઉડાવા ન દીધા હોત તો તે મારા હાથમાંજ રહેત અને મારે તમારી આવી ઓશિયાળ કરવાની પણ દરકાર ન પડત."

"અહા, કેવી બેવકુફી ભરેલી વાત કરે છે ! શું તેં પણ બેઉ હાથે એ રૂપિયા ઉડાવ્યા નથી ?"

"હું એમાંનું કાંઈ પણ જાણુતોજ નથી. મારે તો આજેને આજે રૂપિયા જોઇએ છે."

"તે જેમ બને તેમ જલ્દી મળી જશે."

"હવે આવી વાતોથી હું ભૂલાવામાં પડીશ નહિ. મને બધું બોલીને કહી દો, નહિ તો હું એ બધું રાજાબાઇને જણાવી દઇશ તથા તમારી ભયંકરતાથી માહિતગાર કરી દઇશ."

ગુસ્સાથી બરજોરજીનું મ્હોં લાલચોળ થઇ ગયું. તે ઘણી મુશ્કીબતથી મનને કાબૂમાં રાખી બોલ્યો:—"સારે સાંભળ, ઉતાવળો ન થા, હોરમસજીના બધા રૂપિયા આપણા હાથમાં થોડાજ વખતમાં આવી જશે અને એ રસ્તાનો રખડતો-રઝળતો ભીખારી બની જશે."

મંચેરજીએ કહ્યું:—"શી રીતે, બરાબર સ્પષ્ટ રીતે સમજાવો જોઉંજો."

બરજોરજીએ કહ્યું:—"હવે હું થોડા વખતમાંજ જરબાનુની સાથે લગ્ન કરી લઇશ."

મંચેરજી કૂદીને ઉભો થઇ ગયો. રોષમાંને રોષમાંજ તે બોલ્યો:—"શું કહ્યું?"

બરજોરજીએ ફરીવાર કહ્યું:—', હું હવે જેમ બને તેમ જલ્દી જરબાનુને મારી બાનુ બનાવીશ."

મંચેરજી હો હો શબ્દથી હસવા લાગ્યો. ગુસ્સાથી બરજોરજીનું મુખ ભયાનક થઈ ઉઠ્યું. પળવારમાં તે પોતાના મનોભાવને છુપાવીને બોલ્યો:—"એમાં હસવાનું શું છે? જરબાનુની સાથે મારાં લગ્ન થવાથી હોરમસજીની સઘળી મિલ્કત મારીજ થશે."

"હું બિચારો થોડાની લાદ ઉસરડવામાં મગ્ન રહીશ."

"જેથી તને રૂપિયાની તંગી ન પડે, એવો બંદોબસ્ત કરીશ."

"સાહેબ, તમે મને ચોપગાં પશુ જેવોજ માની બેઠા છો કે શું?"

"કેમ?"

"કેમ! ઉલટો આવો સવાલ પૂછો છો?"

"તું શું કહેવા માગે છે એજ હું સમજી શકતો નથી."

"ક્યાંથી સમજી શકો? સ્વાર્થની આગળ કશું પણ સમજી શકાતું નથી. ત્યારે હવે હુંજ સમજાવું છું. સાંભળો. જરા વિચાર કરી જૂઓ કે, હવે તમારી ઉમ્મર લગ્ન કરવાને લાયક છે ખરી કે? હજી હું જરબાનુ સાથે લગ્ન કરવાને લાયક છું. મારો વિચાર તેની સાથે લગ્ન કરવા માટે ઘણાં વર્ષો થયાં છે. હું લગ્નની આશાને હૃદયમાં ધારીનેજ અહીં આવ્યો છું. આ બધું જાણવા છતાં પણ શું તમે

મારા શિકારને તમારા સપાટામાં સપડાવવા માગો છો ? પચાસ વરસની વયે અંઢાર વર્ષની યુવતીની સાથે લગ્ન કરવાનો વિચાર કરતાં તમને જરા શરમ પણ નથી આવતી ? મ્હોંમાં દાંત પણ ગણ્યાગાંઠયા રહ્યા છે, શરીરના સ્નાયુઓ શિથિલ થઇ ગયા છે, છતાં હજી સુધી કામની વાસના તમને પાપની સરિતામાં વહેવડાવી રહી છે! વાહ! તમારી આ વાતે તો મને છક કરી દીધો છે. હું નહોતો જાણતો કે તમારૂં હૈયું પાપના કાદવથી આટલું બધું મલિન થઇ ગયું હશે. અમદાવાદમાં રહી અનેક અબળાઓનું સત્યાનાશ કરી ફોજદારી કેસમાં સપડાવા છતાં પણ હજી સુધી તમને ભાન નથી આવ્યું ? અજાયબીની વાત છે! હવે મારા માટે રૂપિયાનો બંદોબસ્ત કરવાની કશી જરૂર નથી. હું મારી મેળેજ કરી લઇશ."

"તું મૂર્ખ છે, બેવકૂફ છે, ગમાર છે. શું તને એટલું પણ ભાન નથી કે, હોરમસજી મારા વિના તારી સાથે કોઇ કાળે જરથોસ્તી લગ્ન કરવાને રાજી થાય તેમ નથી ? વળી તું ક્યાં મોટો મહાત્મા છે કે, મને આવાં મ્હેણાં મારી રહ્યો છે. તારા બળતા જિગરને એકવાર ખોલી જો અને ત્યાર પછી મને શિખામણ આપવાને તૈયાર થા. હું નહોતો જાણતો કે તું આવો નાલાયક અને બેઅદબ છોકરો નિવડશે, નહિ તો તારી સાથે હું કદાપિ દોસ્તી કે સંબંધ પણ બાંધત નહિ."

મંચેરજીએ જરા હસીને કહ્યું:—"આપ સાહેબના જેવા, રૂપમાં કામદેવના જેવા રૂપાળા, બુદ્ધિમાં બૃહસ્પતિના જેવા બુદ્ધિવાળા, રંગમાં કોયલાથી પણ કાળા, ગુણમાં ઊંટથી પણ ચઢિયાતા અને દરેક બાબતમાં અથવા સોળે લક્ષણમાં પૂરા એક મહા પુરૂષની સાથે હોરમસજી પોતાની દીકરીનાં લગ્ન કરવાને સામેલ થશે, એવું કાંઈ પણ કોઇને મારા જાણવામાં આવી શકશે ખરૂંકે ?"

"મંચેરજી! આજે તારા મનમાં ભૂત ભરાયું છે કે શું? મારી પણ આવી મજાક કરે છે! તને તારાં માબાપે મોટાની અદબ રાખતાં શીખવ્યું છે કે નહિ. જો વારંવાર મારી સાથે તું આવા ઝગડા કર્યા કરશે, તો હું ધારૂં છું કે તારૂં અને મારૂં બન્નેનું કામ બગડી જશે અને બધી બાજી ઉંધી વળી જશે."

"કોની ઇચ્છાથી બાજી બગડી જશે? મારી ઇચ્છાથી? કદાપિ નહિ! એના કારણભૂત તમે છો. તમારૂં મન કામના કુવાડાથી છેદાઇ ગયું છે, તમારા મનમાં શયતાનનો સંચાર થયો છે, એથી કરીનેજ મારી ધારેલી મહેબૂબને તમે તમારા હૈયાનો હાર બનાવવાને તૈયાર થયા છો. શું સાહેબ મહેરબાન! મારી મારફત ચોરી કરાવી કેદનો ઉમેદવાર મને બનાવવો અને ભાગ પાડતી વેળાયે માલના સોળેસોળ આના તમે હજમ કરી જાઓ, તે ઉપરાંત મારી સુંદરીની સાથે લગ્ન કરવાનાં કારસ્થાનો પણ કરવા માંડો, એ બધું શું મારાથી ચૂપચાપ ઉભા ઉભા જોઈ શકાય ખરૂં કે? ના—ના હું નામર્દ નથી, જો તેમ ધારતા હો તો તમારી મોટી ભૂલ થાય છે. હું છેક નાનો બાળક નથી, તમારાં દરેકે દરેક કાળાં કામ મારા ધ્યાનમાં છે. તમારા પાપી જિગરની તમામ પાપવાસનાઓ મારા જાણવામાં છે. હુંજ જરબાનુને મારી દિલારામ બનાવીશ, મારાજ હૃદયમાં તે મનોહારિણી મૂર્તિને પધરાવીશ."

"તારો આ બધો બકવાદ આકાશના ફુલના જેવો ફોકટ છે. હોરમસજી કદાપિ તારી સાથે તેની આંખોની પૂતળી જેવી જરબાનુનાં લગ્ન કરાવવાને સમ્મત થાય તેમ નથી તે નથીજ."

"કાંઈ કારણ—વખત આવ્યે એ બધું જોઈ લઇશ. તમારી સાથે જરબાનુનાં લગ્ન કરાવવાનું શું કારણ છે? શું દુનિયામાં તમારા જેવો બીજો કોઇ પુરૂષજ નથી કે જેથી તે તમનેજ આપશે."

"મૂર્ખા, શું સમજ્યા કારવ્યા સિવાય આમ શું બક્યા કરે છે. હોરમસજી મારી સાથે જરબાનુનાં લગ્ન કરવાને સામેલ થાય, એનાં એક નહિ પણ ઘણાં કારણો છે."

"કહો તો ખરા કે એવાં તે એ શાં કારણો છે વારુ ?"

"ના કહો જોઇએ, એટલે હું મારી મેળે મારો રસ્તો સાફ કરી શકું."

"જો મંચેરજી, મારા સિવાય તારી શી દશા થશે, એનો જરા વિચાર કરી જો. તું ઘોર કૃતઘ્ન છે. હું તને હજી પણ સાવધ થવાની સૂચના આપું છું, નહિ તો તેનું પરિણામ ભયંકર આવશે."

મંચેરજી ફરીવાર હોહો કરીને હસી પડયો. બરજોરજી આ વખતે ગુસ્સો અટકાવી શક્યો નહિ. તેણે કહ્યું:—"ખેર ! પણ તું જાણે છે કે, હું જ્યારે ધારૂં ત્યારે તને જેલમાં મોકલી શકું તેમ છું."

મંચેરજીએ એનો કશો પણ જવાબ ન આપતાં મોટેથી વિકટ હાસ્ય કરી ચારે દિશાઓને ગજાવી મૂકી.

એકાએક બરજોરજી ફરીને ઉભો થયો. તેણે કહ્યું:—"મૂર્ખના જામ ! જોતો નથી કે આપણી વાતને કોણ સાંભળી રહ્યું છે ?" આમ કહીને તેણે બારણું ઉઘાડી નાખ્યું. તેણે જોયું કે તેનો નોકર ત્યાંથી ધીમે પગલે પાછો હઠી રહ્યો હતો. ત્યારે બરજોરજીએ સિંહની પેઠે કૂદકો મારી એકદમ તેના વાળ પકડી લીધા. તે રડીને બોલી ઊઠયો:—"હજૂર ! મેં તો કશું પણ કર્યું નથી."



## પ્રકરણ ૧૦ મું

### આફત

બરજોરજીનો નોકર મોટેથી રડી પડયો, ચીસો મારવા લાગ્યો. બરજોરજીએ કહ્યું:—"બચ્ચાજી! જો હવે ચીસ પાડીશ તો મારી મારીને હાડકાં પણ તોડી નાખીશ."

"હજૂર! મેં તો કાંઇ પણ કર્યું નથી, છતાં આપ આટલા બધા ગુસ્સે કેમ થાઓ છો?"

"સાલા, તું અમારી વાતો સાંભળતો હતો ખરૂંને?"

"જી, ના."

"ત્યારે બારણાં પાસે શું કરતો હતો?"

"હજુર, હું અહીંથી ચાલ્યો જતો હતો, એથી કદાચ આપને મારાં પગલાંનો અવાજ સંભળાયો હશે.

"અમારી વાત નથી સાંભળી? શું આ તું ખરૂં કહે છે?"

"જી, ના, હું ખરૂંજ કહું છું."

મંચેરજીએ કહ્યું:—"એ આપણી વાતો શામાટે સાંભળે?"

*બરજોરજી નોકરને છોડી દઇને બોલ્યો:—"હા, આ સાલો છેક ગધેડો છે, મારી ભૂલ થઇ છે."

આમ કહી તે ઘરમાં પેઠો; ત્યાર પછી તેણે બારણું બંધ કરી દીધું. ફરીવાર બેઉ જણા બેઠા. બરજોરજી બોલ્યો:—"આપણે હવેથી ખૂબ સાવચેત રહેવું પડશે."

મંચેરજીએ પુછયું:—"કેમ, આપણાપર કોઇ શંકા કરે તેમ છે?"

"રૂસ્તમજી જો ફાંસીએ ચઢી ગયો હોત, તો પછી કાંઇ ભયજ

રહેત નહિ. પણ હવે એનાથી ખૂબ ચેતીને ચાલવાની જરૂર છે. એ કદાચ આપણને આફતમાં સપડાવી દે, તેવી પૂરતી દહેશત રહે છે."

"એના બધા સાક્ષીઓ કોણે એકઠા કરી આપ્યા હતા કે જેથી એ આમ સહજમાંજ છૂટી ગયો? આપણને એ શી રીતે સપડાવી શકશે? આપણાપર ગુન્હો સાબીત કરવા માટે સાક્ષીઓ પણ ક્યાંથી લાવશે?"

"હું તારી પેઠે ટુંકી નજરથી જોનારો નથી, બધી બાબતોનો વિચાર કર્યા પછીજ આગળ પગલું ભરૂં છું."

"એને કોણ મદદ કરે તેમ છે?"

"એ સાલો ઘરડો મરાઠો, તેને માટે જીવતોડ મહેનત કરી રહ્યો છે. તે રૂસ્તમજીને કહે છે કે, હું તારા બાપનો જૂનો પુરાણો દોસ્ત છું. મને તો એનાપર એટલી બધી દાઝ ચઢે છે કે હું તેને ક્યારે મારી નાખું?"

"શું એ વાત છાની છે?"

"હા, મારી ધારણા પ્રમાણે તો એમજ છે. હું તેની તપાસમાં છું."

"ગમે તેમ હો, અને તમે ગમે તેમ કરો, પણ હવે મને રૂપિયા આપ્યા વિના ચાલી શકશે નહિ."

"થોડાક દિવસ સબૂર કર."

"એ બધા રૂપિયા ક્યાં નાખ્યા? બે લાખ રૂપિયા આટલા દિવસમાંજ ઉડાવી દીધા?"

"તારા પાંડિત્યને લીધે આપણે બેઉને જેલમાં જવું પડશે."

"હું શા માટે જાઉં? જવું પડે તો તમો જજો."

"કેમ?"

"કેમ શું? મેં શું કર્યું છે? ફક્ત તમને ઠેકાણુંજ બ... આપ્યું છે."

"રાત દિવસ ઝગડા કેમ કરે છે ?"

"ગુન્હેગાર તમે હોવા છતાં બધા ગુન્હાઓને મારાપર શામાટે ઢોળી દો છે ? હું જ રતનબાઈને ત્યાં ગયો હતો અને ત્યાંથી મેં જ બધી બાતમી મેળવીને તમને ઠેકાણું બતાવી આપ્યું હતું. મારાં વિના તમારાથી કશું પણ થઇ શક્યું નથી અને થઈ શકે તેમ પણ નથી."

"એ બધી વાતો સંભારવાની શી જરૂર છે ?"

"શી જરૂર છે ?—"

"તું એક મોટો ગધ્ધો છે, સુવ્વરનો બચ્ચો છે." આમ કહીને બરજોરજી ગુસ્સામાં આવી ઉઠી ઉભો થયો.

એવામાં કોઇએ દ્વારપર ધક્કો માર્યો.

બરજોરજીએ પૂછ્યું:—"કોણ ?"

બહારથી જવાબ મળ્યો:—"હજૂર, હું છું."

બરજોરજીએ કહ્યું:—"દૂર થા, નીચ અહીંથી એકદમ દૂર થા."

"હજૂર, એક પત્ર લાવ્યો છું." નોકરે કહ્યું.

પત્રની વાત સાંભળીને બરજોરજીએ બારણું ઉઘાડયું. નોકર તેના હાથમાં એક પત્ર આપીને બોલ્યો:—"હજૂર, ટપાલી આ કાગળ આપી ગયો છે."

બરજોરજીએ કાગળ લઇ ખોલ્યો. એકવાર પત્ર તરફ જોઈ નોકરને કહ્યું:—"જા, અહીંથી ચાલ્યો જા."

તે દોડતો ન્હાસી છૂટયો.

બરજોરજીએ ફરીવાર દ્વાર બંધ કર્યું. ગંભીરતાથી મંચેરજી પાસે આવી તેને પત્ર આપી તેણે કહ્યું:—"જો."

પત્ર વાંચીને મંચેરજીનું મ્હોં ફીકું પડી ગયું. તેણે ગભરાવાથી કહ્યું:—"ઇલાજ ?"

પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું:—

" સ્નેહી મંચેર,

તેં જે માણસ મોકલ્યો હતો, તેને મોઢેથી બધી વાત સાંભળી છે. તારા આજ દિવસ સુધી કશા સમાચાર ન મળવાથી ઘણીજ ફિકર થતી હતી. મેં ધાર્યું હતું કે, તું મુંબઇની મોજમજામાં આ ખુઢીને તદ્દન ભૂલી ગયો હશે. પણ શું એમ કદાપિ થઈ શકે ખરૂં કે? તેં મને મુંબઇ લાવવા માટે જે માણસ મોકલ્યો છે, તે ઘણોજ ભલો માણસ છે. હું તેની સાથે આ રાતની ગાડીમાં મુંબઈ રવાના થઇશ. તને જ્યારથી જોઇ શકતી નથી, ત્યારથી મને જરા પણ ચેન પડતું નથી. બીજે દિવસેજ મુંબઇ આવી પહોંચીશ. સ્ટેશનપર આવી મળજે.

તારી—

સ્નેહમયી, માતા.

બરજોરજીને બોલતો બંધ થયેલો જોઇને મંચેરજીએ કહ્યું:— " અહીંથી માણસ તેને તેડવા ગયો છે? કેવી ગજબની વાત! કોણે આ સત્યાનાશ વાળ્યો!"

બરજોરજીએ ધમકાવીને કહ્યું:—" અરે મૂર્ખ, સમજતો નથી કે, પોલિસ આપણી વાત જાણી ગઈ છે? પોલિસનો માણસજ તેને અહીં લઇ આવે છે."

મંચેરજીએ કહ્યું:—" પોલિસ શી રીતે જાણી શકી?"

બરજોરજીએ કહ્યું:—" પોલિસ ઘણી વાતો જાણી શકે છે, પણ હવે એક મિનિટ પણ વિલંબ કરવાનો વખત રહ્યો નથી. જેમ બને તેમ ચેતીને કોઇ પણ ઇલાજ શોધી કાઢવાની જરૂર છે."

" ત્યારે હવે શો ઇલાજ કરવા ધારો છો?"

" જો બચવા માગતો હો, તો હું જ્યાં સુધી પાછો ન આવું, ત્યાં

સૂધી તું ક્યાંય પણ જઇશ નહિ. કોઇ પણ માણુસની સાથે મુલાકાત કરીશ નહિ. ઘરમાં ને ઘરમાં ચૂપચાપ બેસી રહેજે."

"તમે ક્યાં જાઓ છો?"

"પછીથી કહીશ."

"હુ સમજી ગયો છું, રૂપિયા લઇને મને પોલિસના હાથમાં સોંપી જેલમાં નખાવવા માગો છો અને તમે આબાદ છટકી જવા માગો છો ખરૂં ને વારૂ? પણ એ તમારી કેવળ એક ભ્રમણાજ છે."

"ગદ્ધા, તારે લીધેજ આ અણધારી આફત આવી પડી છે." આમ કહીને બરજોરજી તરતજ ઘરમાંથી બહાર નીકળી પડયો. મંચેરજી પણ તેની પાછળ જતો હતો, પરંતુ કાંઇક વિચાર કરી પાછો ઘરમાં આવ્યો.

દૂર ઉભો ઉભો નોકર આ બધો દેખાવ જોઇ રહ્યો હતો. તે મનમાંને મનમાં બોલ્યોઃ—"સાહેબોની લીલા, ખેલવાનો હવે અંત આવી લાગ્યો છે."

## પ્રકરણ ૧૧ મું

### આફતના દરિયામાં

ત્યાંથી નીકળીને બરજોરજી બારોબાર હોરમસજીને ઘેર આવ્યો. એ વખતે વૃદ્ધ ડિટેકટીવ લાલૂભાઇ સાહેબ તેની પાછળ પડયો હતો, એ વાતને તે જાણી શક્યો નહિ.

બરજોરજી જાણતો હતો કે, એ વખતે હોરમસજી નીચેની આફિસવાળા ઓરડામાંજ મુખ્યત્વે રહેતો હતો, તેથી રાજાબાઇની સાથે

તેને છુપી રીતે મુલાકાત કરવામાં બહુજ સુગમતા થઈ પડશે. આમ ધારીને તે બીજે ક્યાંય પણ ન રોકાતાં રાજાબાઈની પાસે આવી પહોંચ્યો.

બરજોરજીને જોતાંની સાથેજ અભાગિની રાજાબાઇનું હૃદય બલપૂર્વક ડોલવા લાગ્યું. તેણે ભયનો માર્યો તેનો ઘણોજ સારો સત્કાર કરીને એક આસનપર બેસાડયો.

બરજોરજીને નકામી વાતો કહેવાની ફુરસદ નહોતી, તેથી તરતજ કામની વાત ઉપાડીને તેણે કહ્યું:—" હું ખાસ જરૂરના કામે તમારી પાસે આવ્યો છું. "

" કહો, શા કામે આવ્યા છો ? " રાજાબાઇએ ઝાંખા મ્હોંએથી કહ્યું.

બરજોરજીએ કહ્યું:—" તમારા મંચેરજીને માટે હું ઘણોજ ગભરાટમાં આવી પડયો છું. તમે જે રૂપિયા આપ્યા છે, તે બધા તેણે આટલા વખતમાં ઉડાવી દીધા છે, હવે એક રાતી પાઈ પણ રહી નથી. "

રાજાબાઇએ દુઃખ ભરેલા અવાજથી કહ્યું:—" આટલા બધા રૂપિયા આટલી ટુંકી મુદતમાં ક્યાં ઉડાવી દીધા ? "

" ખર્ચ કરવા બેસીએ તો બિચારા રૂપિયા તે ક્યાં સૂધી બેસી રહે ? " બરજોરજીએ કહ્યું.

" મને હવે તમે શું કરવાનું કહો છો ? "

" મને હાલ તરત થોડાક રૂપિયા જોઇએ છે. "

" મારા હાથમાં હવે એક ફૂટી બદામ પણ રહી નથી. "

" આવી રીતે કેટલાક દિવસ ચાલશે ? રૂપિયા તો ગમે તે રીતે જોઇશેને જોઇશેજ. તેણે 'રૂપિયા' 'રૂપિયા' કરીને મને દીવાનો બનાવી દીધો છે. હું તમારા મંચેરજીને માટે હવે શું કરૂં ? મને જણાય છે કે, બધી બીના હોરમસજીને જણાવીને હવે તેની જ મદદ લેવી પડશે. "

પારધીનું તૈયાર કરેલું તીર જોઇને હરિણી જેવી રીતે ત્રસ્ત થઇ જાય છે, તેવીજ રીતે બરજોરજીની વાત સાંભળીને રાજાબાઈના મનની હાલત વ્યાકુળ થઇ પડી.

રાજાબાઇ સાડીના છેડામાં મ્હોં સંતાડીને ચૂપચાપ રડવા લાગી. તેનું હૃદય જાણે ફાટી જતું હોયની ! એવું જણાવા લાગ્યું.

દુરાત્મા બરજોરજીનું પત્થર જેવું સખ્ત દિલ એથી લેશ માત્ર પણ ચળ્યું નહિ. તેણે કહ્યું;—" એનો હવે ફક્ત એક જ ઇલાજ બાકી છે. "

પાણીમાં ડૂબતો માણસ તણખલું મળતાં તેને મેળવવા જેવો વ્યાકુળ બની જાય છે, તેવીજ રીતે બરજોરજીની વાતથી સહજ આશ્વસ્ત થઇને અભાગણી રાજાબાઇએ બરજોરજીના તરફ જોયું. તેણે ઘણાજ કરૂણા ભરેલા અવાજથી કહ્યું:—" જો એવો કોઇ પણ ઇલાજ હોય, તો મને બતાવો. "

" ઇલાજ માત્ર એજ છે કે, જરબાનુનાં લગ્ન મારી સાથે—"

એકાએક નજીકમાં વીજળી પડવાથી માણસ જેવી રીતે ચમકી ઉઠે છે, તેવીજ રીતે રાજાબાઇ પણ બરજોરજીની આવી અજાયબી ભરેલી વાત સાંભળીને ચમકી ઉઠી. તેણે કહ્યું:—" ના–ના–હું મારા પાપને માટે નરકની પીડા ભોગવી રહી છું, એટલુંજ બસ છે, મારામાં જ્યાં સૂધી જીવ હશે, ત્યાં સૂધી મારી કન્યાને એ પીડાના પયોધિમા ડૂબાડીશ નહિ. "

બરજોરજીએ કહ્યું:—" મારી સાથે તેનાં લગ્ન થવાથી તેને નરકની વેદના ભોગવવી પડશે ખરૂંને વારૂ ? કદાપિ નહિ, રાજાબાઇ, કદાપિ નહિ. હું મારા દિલોજાનથી તેને ચાહું છું. "

સહસા રાજાબાઇ ઉઠીને બોલી:—" ના, બહુ થઇ ચૂક્યું છે,

હવે તેમ થઈ શકશે નહિ. તે બિચારી નિરપરાધિનીને એવી અસહ્ય યાતના ભોગવવા દઈશ નહિ. હવે તમારા જેવા દુરાત્મા રાક્ષસોના હાથમાં તે આવી શકશે નહિ. હું પણ આજથી તમારી સાથેનો સઘળો સંબંધ તોડી દેવા માગું છુ. અને તમારા આ પાપનો પ્રતિકાર કરવા ધારૂં છું. ”

ભવાં ચઢાવીને બરજોરજીએ કહ્યું:—“ તે તમારી મરજીની વાત છે. પહેલેથીજ મારી દરેક વાતમાં તમે આવી રીતે વાંધો ઉઠાવતાં આવ્યાં છો અને છેવટે મારી વાતને જ તમારે કબૂલ કરવી પડી છે.”

“ હવે હું કશું પણ સાંભળીશ નહિ. ”

“ એટલા માટેજ કહું છું ને કે, તે તમારી ઇચ્છા કે અભિરૂચિની વાત છે. તોપણ એટલું તો ચોક્કસ છે કે, હું જરબાનુની સાથે લગ્ન કરીશ. કન્યાનો પિતા આગ્રહપૂર્વક તેનાં લગ્ન મારી સાથે કરશે.”

“ કન્યાને ઝેર ખવડાવીને મારી નાખશે, તો પણ તે તમારી સાથે લગ્ન નહિ કરે તે નહિજ કરે. ”

“ એમાં તમારી મોટી ભૂલ થાય છે. હું તેને રાજી કરીશ. તમે જોશો કે, વાંધો ઉઠાવવાની વાત તો દૂર રહી પણ મારી સાથે લગ્ન કરીને તે ઘણીજ ખુશી થશે. ”

“ હું કોઈ પણ રીતે એ લગ્ન થવા દઈશ નહિ. ”

“ એ પણ તમારી ભૂલજ છે. હવે કોઈ પણ ઇલાજે રૂપિયા મળી શકે તેમ નથી. જરબાનુની સાથે મારાં લગ્ન થવાથી અમોને રૂપિયાનો કશો અભાવજ રહેશે નહિ. હું ફક્ત મારા એકલાને માટે જ કહેતો નથી, તમારા મંચેરજીને પણ કશી તંગી વેઠવી પડશે નહિ. ”

“ જીવ જતાં છતાં પણ હું તમારા જેવા રાક્ષસની સાથે તેનાં લગ્ન નહિ કરૂં. ”

"એ તમારી મોટામાં મોટી ભૂલ છે. મારી સાથે જરબાનુનાં લગ્ન જરૂર થશે. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે, જરબાનુનાં લગ્ન મારી સાથે થશે, થશેને જરૂર થશે." બરજોરજીએ કહ્યું.

"તે કદાપિ તમારી સાથે લગ્ન કરશે નહિ."

"એ બધું હું જોઈ લઈશ. પહેલાં તેનો મત લઈશ, ત્યાર પછી હોરમસજીની પાસે જઇ લગ્નની વાત રજૂ કરીશ."

"હું હવે તારાથી જરા પણ ડરતી નથી."

"તે તમારી અભિરૂચિની વાત છે. જ્યારે તમે મારા સદુપદેશને કાનપર ધરતાં નથી, ત્યારેજ મારે લાચાર થઈને હોરમસજીની પાસે જવું પડે છે. તેની પાસે જઇને હું કહીશ કે, તમારી ગુણવતી ભાર્યાના ગુપ્ત પ્રણયની—"

રાજાબાઇ ઉભી હતી, તે કંપતી કંપતી હવે નીચે બેસી ગઇ. તેનું ભાન વિલુપ્ત થવાની અણીપર આવી લાગ્યું, માથું ફરવા લાગ્યું. તે દીવાનીની પેઠે બરજોરજીના પગ પાસે ઉછળી પડી. તેણે કરગરીને કહ્યું:—"દયા કર, ઓ જાલિમ દયા કર, જુલ્મની તલ્વારને આટલેથી જ બંધ કર. શું તારા કઠોર પત્થર જેવા દિલમાં જરા પણ દયા નથી:?"

બરજોરજીએ ધીમે ધીમે પગ સેરવીને કહ્યું:—"તમે જરા વિચાર કરી જોશો, તો તમને સમજાશે કે, હું જે કહું છું, તે અક્ષરે અક્ષર ખરૂંજ કહું છુ. તમે સામેલ થાઓ અથવા ન થાઓ, હું તો જરબાનુની સાથે લગ્ન કરીશને કરીશજ. હું હમણાં જાઉં છું, કાલે પાછો આવી મળીશ. હું ચોક્કસ ધારૂં છું કે, કાલે તમે પણ મારી આ વાતમાં અવશ્ય સમ્મત થશો."

આમ કહીને બરજોરજી ચાલ્યો ગયો. રાજાબાઈ કંપતા પગે

ઉભી થઇ, તે પડી જતી હતી, પણ સંભાળીને નજીકના કોચપર જઇ બેસી ગઇ.

નજીકના ઘરમાંથી બે જણાં એ દેખાવ જોઇ રહ્યા હતા, તેમાંની એક જણી ધીમે ધીમે તે ઘરમાં આવી પહોંચી.

## પ્રકરણ ૧૨ મું

### રતનબાઇના સંબંધમાં

જે વ્યક્તિ તે ઘરમાં આવી, તે બીજી કોઇ નહિ, પણ ખુદ જરબાનુજ હતી. તેને જોઇને હતભાગિની રાજાબાઈ ઘણી મુશીબતથી મનને કાબૂમાં કરી ઉઠી બેઠી થઈ. મહા મહેનતે તેણે પોતાના મનોભાવને છુપાવવો પ્રયત્ન કર્યો, પરંતુ કોઇ પણ રીતે છુપાવી શકી નહિ. જરબાનુ ધીમે ધીમે માતાના પગ પાસે આવી બેસી ગઈ અને આંખોમાં આંસૂ લાવી બોલી કેઃ—"માતા, મેં બધું સાંભળ્યું છે, હું બધું જાણી ગઇ છું, પહેલેથીજ બધું મારા જાણવામાં છે."

રાજાબાઈ મનને કાબૂમાં રાખી શકી નહિ. તેણે રડીને સાલ્લામાં મ્હોં છુપાવી દીધું. જરબાનુએ કહ્યુંઃ—"છેલ્લા કેટલાક માસ થયાં હું તારી પીડાને જોતી આવું છું. મનના અગ્નિની છૂપાવવા જતાં તું ધીમે ધીમે બળીને ખાખ થઇ રહી છે. માતાની આટલી બધી પીડા શું દીકરીથી દેખી શકાય ખરી કે? તને જો અસહ્ય કષ્ટજ થતું હોય, તો પછી મને પણ જીવવામાં શો લાભ છે? માતા, હું બરજોરજીની સાથે તારી ઇચ્છા હશે તો જરૂર લગ્ન કરીશ."

રાજાબાઇએ દીવાનીની પેઠે કન્યાના મુખ તરફ જોયું. તેણે વ્યાકુળતાથી કહ્યું:—"ના—ના—ના તું તે શયતાનને ઓળખતી નથી."

"બહુ સારી રીતે ઓળખું છું, તેમ છતાં પણ તેની સાથે હું લગ્ન કરીશ."

"ના—ના—ના, કોઈ પણ રીતે નહિ."

"તેમ કર્યા સિવાય લોકોમાં અને સમાજમાં આપણને આપણું મુખ દેખાડવાનો ઇલાજ પણ રહેશે નહિ. આ બધી ભયંકર વાતોથી મારા પિતાનું માથું ફરી જશે આપણને જોઇને લોકો તાળીઓ પાડશે, આપણી મશ્કરી કરશે તથા સહુ આપણને ખરાબ ચાલની કહીને ખૂબ નિંદા કરશે, આવી હાલતમાં આપણા બચવાથી શો ફાયદો થાય તેમ છે ?"

"ના—ના—ના, તું તેને જાણતી નથી. હું મરીશ તો પણ તેની સાથે તારાં લગ્ન થવા દઈશ નહિ."

"મને કશું દુઃખ થશે નહિ. શું આપણા કુળનું માન સાચવવું એ મારો ધર્મ નથી ? જો મારાથી તેમ ન થઇ શકે, તો પછી તેના કરતાં મરણને શરણ થવું એમાં શું ખોટું છે ?"

"જરબાનુ તું હવે મને દુઃખી કરીશ નહિ. મને હવે દુઃખ ભોગવવામાં કાંઈ પણ બાકી રહ્યું નથી."

"તું તેને જાણે છે, એવીજ રીતે હું પણ જાણું છું, પણ જેથી કરીને તને દુઃખ ન થાય એવું કામ કરવું એ મારી મુખ્ય ફરજ છે."

"ના, બેટા, તું તેને ઓળખતી નથી, તે જીવતો જાગતો નર-રાક્ષસ—નરપિશાચ છે."

"એ પણ હું જાણું છું."

"તે ફક્ત રૂપિયા મેળવવા માટેજ તારી સાથે લગ્ન કરવાને તૈયાર થયો છે." રાજાબાઇએ કહ્યું.

"એ વાત પણ મારા જાણવામાં આવી ગઇ છે."

"હું કયા કઠોર હૃદયથી તને તેના હાથમાં સોંપી શકું ?"

"માતા. તેમ કર્યા વિના હવે જનસમાજમાં આપણાથી આપણું મ્હોં બતાવવાનો ઈલાજ રહેશે નહિ. લોકો તને જારિણી કહીને બોલાવશે, ત્યારે મારાથી એ બધું શી રીતે સાંભળી શકાશે ? મારાથી શી રીતે બચી શકાશે ? મારા પિતાજી આ વાત સાંભળશે તો શું કરશે, તે પણ તું જાણે છે કે ? એ દુરાત્મા મને મેળવીને આપણા કુળ અને વંશનું માન જાળવવા દેતો હોય તો તેની સાથે લગ્ન કરવાની મારી ફરજ નથી કે શું ? જરૂર છે." જરબાનુએ કહ્યું.

આમ કહીને જરબાનુએ ગળાંમાંથી તથા હાથપરથી કેટલાંક ઘરેણાં ઉતારીને માતાની પાસે મૂક્યાં.

રાજાબાઈએ કેટલાંક ઘરેણાં જોઇને એવી ચમકી ઉઠી કે, ત્યાં કેટલાક ફણિધર નાગ ફેણો ચઢાવીને બેઠા હોત, તોપણ તે તેવી રીતે ઊઠત નહિ. તેણે ગભરાયલા અવાજથી પૂછયું કેઃ—

"જરબાનુ ! આ બધાં ઘરેણાં તેં ક્યાંથી મેળવ્યાં વારૂ ?"

જરબાનુએ જવાબમાં જણાવ્યું:—"હું સર્વ જાણું છું. તારા શરીરપર એક પણ ઘરેણું નથી. મારા પિતાજી જો કોઇવાર ઘરેણાંની તપાસ કરશે, તો બધો ભેદ ખુલ્લો થઈ જશે, ગજબ થશે. એવા ભયથી હું મંચેરજીની પાસેથી છૂપી રીતે ગીરો મૂકેલાં ઘરેણાની રસીદ લાવી મારાં કેટલાંક ઘરેણાંને બદલે આ કેટલાંક ઘરેણાં ગણેશમલની પાસેથી છોડાવી લાવી છું. હવેથી તું હમેશાં આ ઘરેણાં પહેરતી રહેજે, બાકીનાની વાત પછીથી થઇ રહેશે."

રાજાબાઇ વ્યાકુળતાથી રડી પડી. જરબાનુ તરફ જોયા વિનાજ તે બોલીઃ—"મારે જીવન શું–સુખ દુઃખ શું–હાય છેવટે મારૂં સઘળું ચાલ્યું ગયું. હું મરવા બેઠી છું–મરીશ."

જરબાનુ પણ મનને વશ રાખી શકી નહિ, રડી પડી.

એ સમયે બીજી એક સુંદરી આવીને ધીમે ધીમે જરબાનુની પાસે બેસી ગઈ. તેણે સ્નેહ સહિત તેનો હાથ પકડયો. એ આવનાર યુવતી રતનબાઈજ હતી.

રતનબાઇએ આવી જરબાનુની નજીકમાં બેસી તેનો હાથ ઝાલી તેના તરફ મીઠી નજરથી જોયું. એથી જરબાનુના હૃદયમાં પહેલાના કરતાં કાંઇક વિશેષ બળ આવ્યું.

જરબાનુએ તરતજ આંખનાં આંસૂ લૂછી નાખ્યાં. તેણે કહ્યું:—"માતા, હું કોઇની પણ વાત સાંભળીશ નહિ. હું બરજોરજીની સાથે લગ્ન કરીશ. મારી પોતાની મેળેજ હું આજે તેને પત્ર લખીશ."

"ના–ના–મારી હયાતીમાં તેમ થઇ શકશે નહિ." આમ કહીને રાજાબાઇએ ચમકીને જરબાનુના સ્હામું જોયું. તેની જોડમાં રતનબાઇને જોઇને તે વિસ્મિત અને સ્તંભિત થઇ તેની સઘળી નસોનું લોહી જાણે વ્હેતું બંધ થઇ ગયું. તેના ગળામાંથી અવાજ નીકળી શકયો નહિ.

જરબાનુએ કહ્યું:—"માતા, રતન હવે આપણી દાસી નથી, રતને રૂસ્તમજીની રક્ષા કરી છે. રતન હવેથી મારી બહેન છે. તે બધુ જાણે છે, તેનાથી તારે ડરવું નહિ. કદાચ મારા મુખમાંથી કોઈ વાત બહાર નીકળી શકે તેમ છે, પણ તેના મુખમાંથી કદાપિ એક અક્ષર પણ નીકળે તેમ નથી રતનને માટે મને પૂરતી ખાત્રી છે.

રતન ધીમે ધીમે આવીને રાજાબાઇના પગ પાસે બેઠી. તેણે તેના બન્ને હાથ પકડયા. તેણે કહ્યું:—"મા, એ દુરાત્માને દંડ દેવો એ શું આપણું કર્તવ્ય નથી?"

રાજાબાઇએ વ્યાકુળ ભાવથી તેના તરફ જોયું; તેની બન્ને આંખોમાંથી દડ્દડ્ આંસૂ વહેવા માંડયાં.

રતનબાઇએ કહ્યું:--"એ રાક્ષસની સાથે જરબાનુનાં લગ્ન થશે નહિ. લગ્ન થતાં પહેલાંજ તેને પૂરતી સજા મળી જશે. તમે અધીરાં થશો નહિ. જરા નિશ્ચંત રહો, હું ચોક્કસ કહું છું કે એ લગ્ન કોઇ પણ પ્રકારે થશે નહિ. જરબાનુની સાથે રૂસ્તમજીનાંજ લગ્ન થશે."

છેવટની કેટલીક વાતો એવા ભાવથી રતન કંઠમાંથી બહાર નીકળી કે, જેથી જરબાનુએ ચમકીને તેના તરફ જોયું.

રતનબાઇએ કહ્યું:—"જરબાનુ જાણે છે કે, મારો એક મરાઠો મિત્ર છે. એ રૂસ્તમજીના પિતાનો મિત્ર હતો. એનું નામ કાશીનાથ નાયક છે. એણેજ રૂસ્તમજીની રક્ષા કરી છે. હું હમણાંજ તેની પાસે જાઉં છું. તે આપણ સર્વનો બચાવ કરશે."

આમ કહીને રતન જવાને માટે તૈયાર થઇને ઊઠી. રાજાબાઇએ ગભરાટ સાથે કહ્યું:—"તારી વાતથી કોણ જાણે શાથી મારા મનમાં ફરીવાર આશાનો સંચાર થયો છે. બેટા, તું દાસી નથી. કહે-કહે તું કોણ છે?"

"માતા, જો વખત મળશે તો એક દિવસ કહીશ." આમ કહીને રતનબાઈ તરતજ ચાલી ગઈ.

ત્યાર પછી મા અને દીકરી બન્ને એક બીજીના ગળાં સાથે વળગી પડીને ખુબ રડવા લાગી. આંખોનાં આંસુથી ઘણીવાર સુધી હૃદયની જ્વાળાને ઘણી હળવી કરી.



# પ્રકરણ ૧૩ મું

## બદસલાહ

આ તરફ બરજોરજીએ નીચે આવીને હોરમસજીની સાથે મુલાકાત કરી.

તેમની બન્નેની વચ્ચે ઘણીવાર સૂધી વાતચીત ચાલી. ત્યારપછી બરજોરજી ઑફિસમાંથી બહાર ચાલ્યો ગયો. ત્યાંથી તે ઘર તરફ પાછો ફર્યો. તેણે ઘેર જઇને જોયું કે, તે વખતે મંચેરજી એક ચૅરપર બેઠો બેઠોજ ઉંઘી ગયો હતો.

બરજોરજીએ ઘણાજ તિરસ્કારની સાથે તેના તરફ જોયું. તેણે કહ્યું કેઃ—"આવા નાલાયક જીવને માટે પણ મારે કામ કરવું પડે છે. જો ધારૂં તો હું હમણાંજ તેને નાબુદ કરી શકું તેમ છું; પણ એમ કરવાથી રાજાબાઇ કદાચ કાંઇક ધાંધલ મચાવી મૂકે તેમ છે. બચ્ચાજી, સબૂર કર. હજી થોડાક દિવસ સબૂર કર. હું તને બરાબર જોયા કરૂં છું."

આમ કહીને તેણે મંચેરજીનો હાથ ઝાલી જોરથી આંચકો માર્યો. મંચેરજી ચમકીને જોગી ઉઠયો. ઉંઘના ઘેનમાં તે પહેલાં તે કાંઇ પણ જાણી શકયો નહિ."

બરજોરજીએ તિરસ્કાર પૂર્વક કહ્યુંઃ—"આ ઉંઘવાનો વખત છે ખરૂં ને વારૂ?"

"ત્યારે શું કરવાનું છે, કહો જોઇએ."

"સારી વાત સાંભળવાને તૈયાર છે કે?"

"હા, શા માટે નહિ સાંભળું?"

"ત્યારે સાંભળ, પોલિસ આપણી પાછળ પડી છે. જરા પણ ગાફેલ રહીશ તો હું ને તું બન્ને માર્યા જઇશું."

"ત્યારે હવે એમાંથી બચવાનો શો ઇલાજ છે?"

"મને કાંઈ પણ કરી શકે, એવો કોઇ પોલિસ બચ્ચો હજી સૂધી જન્મ્યોજ નથી, જન્મશે પણ નહિ."

"એ હું જાણું છું."

"જો કાંઇ આફત આવશે, તો તે ફક્ત તારી મૂર્ખતાથીજ."

"તમે જે કહો છો, તેમ તો હું કરતો આવું છું."

"હવે નકામા ઝગડા અને મારામારી કરવાનો વખત નથી, તેમ કરીશ તો માર્યો જઇશ."

"ત્યારે હવે શું કરવાનું કહો છો?"

"આપણા બચવાનો ફક્ત એકજ ઇલાજ છે?"

"શો?"

"જરબાનુની સાથે મારાં લગ્ન થવાનો."

"એતો પહેલાં પણ સાંભળ્યું છે."

"મારી સાથે જરબાનુનાં લગ્ન કરવાને સમ્મત થશે તો હોરમસજીને લાચારીથી લગ્ન કરાવી આપવાં પડશે અને જ્યારે લગ્ન થશે. ત્યારે તેને આપણો બચાવ પણ ગમે તે રીતે કરવો પડશે. તેને ધન, માન અને તાકાત વગેરે ત્રણે વસ્તુઓ મોજૂદ છે, તેથી જો તે આપણી તરફેણમાં રહેશે, તો પછી કોની તાકાત છે કે, કોઈ આપણો વાળ પણ વાંકો કરી શકશે?"

"બંદોબસ્ત તો ઘણોજ મજાનો છે. પણ ત્યાર પછી?"

"વળી પાછો મશ્કરી કરવા માંડયો કે—યાદ રાખજે કે એથી તું પોતેજ માર્યો જશે."

"મશ્કરી કરતો નથી, ત્યાર પછી શો બંદોબસ્ત કરવા માગો છો, એની આજ્ઞા ફરમાવો."

"તે બુઢ્ઢી-ડોસી પોલિસના પંજામાં આવી પડી છે—"

"તે મારી માતા છે, એમ ધારી બરાબર વિચાર કરીને બોલજો." મંચેરજીએ કહ્યું.

"પોલિસના હાથમાંથી તેને ગમે તે રીતે છોડાવવી પડશે, નહિ તો આપણું બધું બગડી જશે."

"તે રવાના થઈ ગઇ છે, એટલે અહીંથી તેઓ તેને શી રીતે મેળવી શકશે વારૂ?"

"તેના અહીં એકવાર આવ્યા પછી, તેની સાથે આપણી મુલાકાત થવાનું અસંભવિત થઇ પડશે. માટે એને અદ્ધરથીજ ઉડાવી દેવી પડશે. એમ કરવાથી તેઓ આપણને ઓળખી શકશે નહિ."

"ખરૂં છે, પણ તે મારી માતા છે."

"એટલા માટેજ હું આજે રવાના થઈશ. અમદાવાદથી અહીં આવતી ગાડી સાથે જે સ્ટેશને મારી ગાડી એકઠી થશે, તે સ્ટેશને મળીને હું તેને ગાડીમાંથી ઉતારી દઇશ અને પાછી તેને અમદાવાદ પહોંચાડી દઇશ."

"ત્યારે તો સાહેબ આજેજ રવાના થશે. હં, સમજ્યો, સાહેબ મહેરબાન રૂપિયા લઇને ચંપટ થવા માગે છે. અને આ બિચારા ગરીબને અહીં રાખીને જેલમાં ધકેલવા માગે છે."

બરજોરજી બહુજ ગુસ્સે થયો. ગજવામાંથી એક નોટનું બંડલ કાઢી મંચેરજીના ખોળામાં ફેંકી તેણે કહ્યું:—"આવા જાનવરને માટે પણ મારે મહેનત કરવી પડે છે, એટલુંજ નહિ, પણ તેના કહ્યા મૂજબ પણ ચાલવું પડે છે. જા, આ બધા રૂપિયા તનેજ સોંપું છું. હવે જો

મરવા ન માગતા હો, તો હું કહું તે બરાબર ધ્યાન દઇને સાંભળ."

મંચેરજીએ કહ્યું:—"સાહેબજી, આટલા બધા ગુસ્સે ન થાઓ. તેવી રીતે આફતમાં સરખા ભાગનું કામ સોંપો છો, તેવીજ રીતે રૂપિયામાં પણ અર્ધો ભાગ આપવોજ જોઈએ. એમાં શું કાંઇ નવાઈ કરો છે. હવે આવો ખોટો વાદ વિવાદ કરવો તદ્દન નકામો છે."

"જો હું રૂપિયાથીજ રાજી થતો હોઉં તો અત્યારે આ બધા રૂપિયા તને શા માટે સોંપી દઉં વારૂ? રૂપિયા રૂપિયા શું કરે છે, એક દિવસ હું તને આખા ખજાનાનો ઉપરી બનાવીશ."

"ઠીક છે, હવે તમે જેમ કહો તેમ કરવાને તૈયાર છું."

"હું હમણાંજ રવાના થાઉં છું. ગમે તે રીતે તારી માને પોલિસના હાથમાંથી સેરવી લેવી પડશે."

"વ્યાજબી છે, પણ અત્યાર સુધીમાં તેણે બધી વાતો કહી દીધી તો નહિ હોય?"

"કહેવા દો, પોલિસ તેને મુંબઇમાં હાજર કર્યા વિના કશું પણ કરી શકશે નહિ."

"તેને શી રીતે સેરવી લેશો?"

"જોઉં છું કે, પોલિસ ક્યાં સુધી બુદ્ધિ ધરાવી શકે છે?"

"હું સારી રીતે જાણું છું કે, તમારે માટે તે કામ મુશ્કેલી ભરેલું થઇ પડે તેમ નથી."

"તું હવે અહીં ખુબ સાવધ રહેજે, કોઇની સાથે પણ મુલાકાત કરીશ નહિ. રાજાબાઇને જેવી છુપી રીતે મળે છે, તેવીજ રીતે મળતો રહેજો. તેમને કોઇને કાંઇ પણ વાત કરીશ નહિ. બસ હવે હું રવાના થાઉં છું."

"અચ્છા."

બરજોરજીના ચાલ્યા જવા પછી મંચેરજી બોલ્યોઃ—મારા ગુણવાન કાકા સાહેબ મને ફક્ત એક જંગલી જાનવરજ ધારે છે. પણ ચિંતા નહિ, હવે રૂપિયા હાથમાં આવ્યા છે, અહીં હવે એક પળ માત્ર પણ રહેવું ઉચિત નથી. જેમ બને તેમ અહીંથી જલ્દી છટકી જવાની જરૂર છે. અહીં રહેવાથી જિન્દગી જોખમમાં આવી પડે તેવો સંભવ છે. કાકા સાહેબ પાછા ફરે તો ઠીક છે, નહિ તો પછી જોયું જાશે. હું એ દરમ્યાન બધો બંદોબસ્ત કરી લઈશ. તેઓ આવીને જોશે એટલે ખજાનો ખાલી પડેલો જણાશે અને એથી મનમાંને મનમાં બળીને ખાખ થઈ જશે, હા–હા–હા. કેવી અજબ યુક્તિ હાથ લાગી ગઇ છે!

આ પ્રમાણે મનમાંને મનમાંજ ખુશી થતો મંચેરજી મોટેથી હસી પડયો. નોકર બારણાંની નજીકમાં ઉભીને બધી વાતો સાંભળતો હતો, તે હવે ધીમે ધીમે કાંઇ પણ અવાજ કર્યા વિના ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૪ મું

## ભેદનો થોડોક આભાસ

આટલા દિવસે ઘણાજ દિલગીર મનથી દાદા ભાસ્કરે કીર્ત્તિકરની પાસે આવીને કહ્યું કેઃ—“ગુરૂદેવ જે કાંઇ કહે છે, તેનો એક અક્ષર પણ જૂઠો પડતો નથી. મારો કેસ છેક માટીમાં મળી ગયો છે અને હાથમાં આવેલી બધી બાજી બગડી ગઈ છે.”

ત્યાં વૃદ્ધ લાલૂભાઈ પણ બેઠો હતો. તેણે દાદા ભાસ્કરના મુખ

તરફ અજાયબીની સાથે જોયું. એ જોઈને કીર્ત્તિકરે કહ્યું:—" કેમ શું થયું છે? શાથી બધી બાજી બગડી ગઈ છે ? "

દાદા ભાસ્કરે કહ્યું:—" હવે આપ નકામી ઢીલ શા માટે કરો છો ? "

કીર્ત્તિકરે કહ્યું:—" ત્યારે તમે મને શું કરવાનું કહો છો ? "

દાદા ભાસ્કરે સહજ નારાજ થઇને કહ્યું:—" શું કહું મારૂં કૃપાળ ? "

કીર્ત્તિકરે હસીને કહ્યુ:—" ઓહ ! આજે તો હું તમને ઘણાજ તપી ગયલા જોઇ રહ્યો છું. "

દાદા ભાસ્કરે કહ્યું:—" પીઠપરની ચામડી છોલાઈ જવાથી સહુ કોઈ ગરમ થયા વિના રહેતું નથી સાલાઓ વારંવાર મારી મારીને મારો તો આટોજ કાઢી નાખે છે. જાણે મારો વાંસો તો કોઇ કંપનીનું નગારૂંજ હોયની ! એમ ધારીને સોટીઓનો સપાટો ચલાવ્યે જાય છે. હવે મારે તે આવી નોકરી ક્યાં સૂધી કરવી પડશે ? જો આઠ દિવસ આવી નોકરી કરીશ તો મને ચોક્કસ ખાતરી છે કે, મારી જિન્દગી પણ તમામ થઇ જશે. "

કીર્ત્તિકરે કહ્યું:—" આજકાલ તેમની શી હીલચલ ચાલી રહી છે ?"

દાદા ભાસ્કરે જવાબ આપ્યો:—" શું કહું, એ બદમાશો એવાં એવાં કારસ્થાનો કર્યાં કરે છે કે મેં મારી આખી જિન્દગીમાં પણ એવાં ભયંકર બદમાશો બીજે ક્યાંય પણ જોયાજ નથી. "

" બસ થઈ રહ્યું, હજી તો તમારી ઉમ્મર સત્તાવીસ અઠ્ઠાવીસ વર્ષની પણ થઈ નથી, એટલામાં તો આવી મામૂલી આફતથી ડરી જાઓ છો, તો પછી આગળ જતાં શું કરશો ? આ કાંઇ લાડુ ખાવાનું કામ નથી. આના કરતાં પણ મોટી મોટી મુશીબતો ભવિષ્યમાં તમારે વેઠવી પડશે. "

દાદા ભાસ્કરે કહ્યું:—"એને માટે દાદા ભાસ્કર તૈયાર છે. પણ હવે તો એ બન્ને બદમાશોને ગમે તે રીતે કેદ કરવાજ પડશે. તેમ કર્યા વિના ચાલી શકશે નહિ.

કીર્ત્તિકરે કહ્યું:—"ચિંતા નહિ, હવે તેમને કેદ કરવામાં વધારે સાબીતીની પણ જરૂર પડશે નહિ."

"કેમ? દાદા ભાસ્કરે પૂછ્યું."

"તમારો મામલો જીતાઇ ગયો છે. ભગવાને તમારૂં કામ પૂરૂં કરી આપ્યું છે."

"આપ તો દરેક વખતે મારી મશ્કરીજ કર્યા કરો છો." દાદા ભાસ્કરે કહ્યું.

"મશ્કરી નથી. આમ જૂઓ" આમ કહીને કીર્ત્તિકરે દાદા ભાસ્કરના હાથમાં એક પત્ર આપ્યો.

દાદા ભાસ્કરે પત્ર વાંચ્યો:—

"મહેરબાન પોલિસ કમિશનર સાહેબ

મુંબઇ

સાહેબ!

મારી બૅન્કની તિજોરીમાં એકલાખ રૂપિયા ચોરાઈ ગયા છે. તે ચોરીને માટે આપના હાથતળેના અમલદારોએ મારા ખજાનચી રૂસ્તમજીને ગિરફતાર કર્યો હતો; પરંતુ તેની વિરૂદ્ધમાં કાંઇ પણ પ્રમાણો ન મળવાથી તેને છોડી મૂકવામાં આવ્યો છે.

આપને આનંદની સાથે જણાવું છું કે, એ રૂપિયા તદન ચોરાઇ ગયા હોય એમ જણાતું નથી. મને જણાય છે કે, કદાચ શરતચૂકથી રૂસ્તમજીએ નોટોના બંડલને તીજોરીપર મૂકીને તીજોરી બંધ કરી દીધી હોય, તો તે પણ માની શકાય તેમ છે. તીજોરીનું બારણું ઉઘાડતી

વેળાયે ગમે તે કારણથી નોટોનું બંડલ તીજોરીની પાછળ પડી ગયું હોવું જોઇએ. ગમે તેમ હો, પણ રૂસ્તમજીએ તો પોતાના મનમાં એમ જ ધારેલું હોવું જોઇએ કે, તેણે નોટના બંડલને તીજોરીમાં મૂકી દીધી છે, પણ તે તેની ભૂલ હતી, તે ભૂલ હવે પકડાઇ આવી છે.

આજે એ તીજોરીપર રંગ લગાડતી વેળાયે તેને જરા સેરવવામાં આવી, ત્યારે તેની પાછળથી તે નોટોનું બંડલ હાથ લાગ્યું છે. રૂસ્તમજીને વિના કારણ ઘણાં દુઃખો ભોગવવાં પડયાં છે, એથી હું મારા મનમાં ઘણોજ દિલગીર થાઉં છું. આપને તથા આપના કર્મચારીઓને ઘણી તકલીફ આપી છે, એને માટે હું અવશ્ય આપના અનુગ્રહ તથા ક્ષમાની આશા રાખું છું હવે એ ચોરીના સંબંધમાં આપને તકલીફ લેવી પડશે નહિ. મને મારા રૂપિયા મળી ગયા છે."

વિશ્વાસુ
**હોરમસજી—બૅન્કર**
એલ્ફિન્સ્ટન સરકલ
"મુંબઇ."

કીર્ત્તિકરે હસીને કહ્યું:—"જોયું ને દાદા ભાસ્કર, હવે કહો જોઇએ કે મેં તમારી મશ્કરી કરી હતી? ભગવાને તમારા કેસને આટલેથીજ પતાવી દીધો છે અને તમને વિશ્રાંતિ લેવાનો વખત આપ્યો છે."

"હું તો આમાં કશું પણ સમજી શકયો નથી." દાદા ભાસ્કરે ઘણાજ ધીમા અવાજથી કહ્યું.

"આ પત્ર બહાર પાડવાથી તમારા આસામીને તરતજ બેકસૂર ઠરાવીને છોડી દેવો પડત, તેની પાસેથી કશી પણ વાત કઢાવી શકાત નહિ." કીર્ત્તિકરે ખરી હકીકત જણાવી.

"ત્યારે શું આ કેસ આટલી હદ સૂધી આવી લાગ્યો છે?" દાદા ભાસ્કરે અજાયબીથી પૂછ્યું.

કીર્તિકરે કહ્યું:—"હા, એટલા માટેજ તમે એક જવાબદારીમાંથી આજે છૂટા થઇ શકયા છો."

દાદા ભાસ્કરે કહ્યું:—"સરકારી નોકરીનો શો ભરોસો? વળી પાછું તેનાથી પણ વધારે મુસ્કેલીભરેલું કામ શિરપર આવી પડશે. નોકરને સુખે ઉંઘ પણ કયાંથી મળે?"

"એઠાં બેઠાં મહિનાનો પગાર ખીસામાં આવી પડે તેથીજ તમે ખુશી ખુશી થઈ શકો તેમ છો, ખરૂ ને વારૂ? મફતનો પગાર લેવાની બહુ મોટી લાલચ જણાય છે ને શું?" કીર્તિકરે કહ્યું.

"આપ મરજીમાં આવે તેમ કહી શકો તેમ છો. પણ હવે એ વાતને જવા દો અને હું જે કાંઇ પૂછું, તેનો બરાબર જવાબ આપો. શું હોરમસજીએ જે કાંઈ લખ્યું છે, તેના પર આપને વિશ્વાસ આવે છે ખરો કે?" દાદા ભાસ્કરે અજાયબી તથા ઉત્સુકતાથી પૂછ્યું.

"શું તમે મને છેક દીવાનોજ માનો છો?"

"ત્યારે તે આવો પત્ર શા કારણથી લખે? લાખ રૂપિયા ચોરાઇ જાય અને તે ચૂપ કરીને બેસી રહે, એવું કદાપિ બની શકે ખરૂ કે? હું ધારૂં છું કે તેને તેના રૂપિયા મળી જવાથીજ આવો પત્ર સાહેબના ઉપર લખી મોકલ્યો હોવો જોઈએ.' દાદા ભાસ્કરે કહ્યું.

"એક ફૂટી બદામ પણ તેને મળી નથી."

દાદા ભાસ્કરે અજાયબીની સાથે પૂછ્યું:—"ત્યારે?"

"ત્યારે? પાછળથી બધી હકીકત બરાબર જાણી શકશો." કીર્તિકરે જવાબ આપ્યો.

વૃદ્ધ લાલૂભાઈએ કહ્યું:—"આજકાલ કરતાં ત્રીસ વર્ષ થયાં ડિટેક્ટિવ ડિપાર્ટમેન્ટમાં નોકરી કરતો આવું છું, નોકરી કરતાં કરતાં વાળ પણ પાકી ગયા છે, પણ આવી અજબ ચોરી અને ખૂન જેવો

ગરબડ ગોટાળાવાળો ભેદી મામલો કદી પણ જોયો નથી. ગમે તેમ હો પણ દાદા ભાસ્કરભાઇ તો એક મોટી પંચાતમાંથી છૂટયા, પણ હું કોણ જાણે ક્યારે આ પાપી કેસમાંથી છૂટી શકીશ, એતો ફક્ત ભગવાનજ જાણે છે."

કાર્ત્તિકરે કહ્યું:—"ચિંતા નહિ, તમારો આરોપી પણ જલ્દી પકડાઈ જશે અને પૂરતી સજા પણ પામશે. આવો, હવે આપણે ત્રણે જણા મળીને એ ખૂનની તપાસ ચલાવીએ. ગમે તે રીતે આપણે બધી બાતમી મેળવવી જોઇશે. મેં સાંભળ્યું છે કે, હોરમપ્રજી બરજોરજીની સાથે પોતાની કન્યાનાં લગ્ન કરાવવા ધારે છે. એની અંદર પણ કાંઇક છુપો ભેદ સમાયેલો છે. એની તપાસ કરવાની અથવા બાતમી મેળવવાની પણ જરૂર છે. મામલો ધીમે ધીમે ગંભીર થવા માંડયો છે."

લાલૂભાઇએ કહ્યું:—"ત્યારે તો મારૂં અનુમાન ખરૂંજ નિવડયું છે."

---

# પ્રકરણ ૧૫ મું

## નનામો પત્ર

---

લગભગ એકાદ અઠવાડિયા પછી અચાનક કાશીનાથ આવી ચઢયો. રૂસ્તમજીએ તેને જોઇને બેસવાનું એક આસન આપી તેના કુશળ સમાચાર પૂછ્યા.

કાશીનાથે કહ્યું:—"મારા કુશળ સમાચારને માટે ગભરાવાની કશી જરૂર નથી. આટલા દિવસમાં તેં શું શું કર્યું છે, એનો હિસાબ આપ જોઇએ. કાંઈ નવી ખબર મળી છે કે ?"

રૂસ્તમજીનું મ્હોં એકાએક લાલચોળ થઇ પડયું. તેણે ભાંગ્યા તૂટયા સ્વરથી કહ્યું:—"મેં એક મોટું દુષ્કર્મ કરી નાખ્યું છે, જે કામ કર્યું છે, તે બેવકૂફના—"

કાશીનાથ તેને અટકાવીને વચ્ચમાંજ બોલ્યો કે:—"લાંબાં લાંબા ટાયલાં કરવા છોડી દે અને તેં જે કાંઇ કર્યું હોય તે ટુંકામાં જ સંભળાવી દે. નકામો વખત ગાળવાની મને ફુરસદ નથી."

રૂસ્તમજીએ જવાબ આપ્યો:—"મેં મુંબઇ સમાચાર પત્રમાં વાંચ્યું કે, બરજોરજીની સાથે જરબાનુનાં લગ્ન થવાનાં છે, એથી મેં હોરમસજી શેઠને એક નનામો પત્ર મોકલ્યો છે અને તેમાં લખ્યું છે કે, મેં મંચેરજીની સાથે તેની સ્ત્રી—"

બાકીનું રૂસ્તમજીનાથી પૂરૂં કહી શકાયું નહિ, કારણ કે, બરાબર તેજ વખતે કાશીનાથે જોર પૂર્વક પોતાની દૃઢ મુઠીને એકદમ ટેબલ-પર પછાડી અને તે સાથે ટેબલ પરની વસ્તુઓ ઠણ ઠણ કરતી ખખડી ઉઠી. રૂસ્તમજીએ માથું ઉંચું કરીને જોયું કે, નાયક મહાશયનું પ્રફૂલ્લિત મુખ સાયંકાળનાં ઢંકાયલાં વાદળાંની પેઠે ગંભીર થયેલું દેખાયું.

કાશીનાથે કહ્યું:—"કેવી ભયંકર મૂર્ખતા, એકજ દિવસમાં એ-કદમ બધું માટીમાં મેળવી દીધું?"

બીજું કાંઇ પણ કહ્યા વિના ખુરસી પરથી ઉઠીને કાશીનાથ એકદમ ઉભો થઇ ગયો અને ઘણાજ ગભરાટની સાથે ઘરમાં આમ-તેમ ટહેલવા લાગ્યો. તેના પગલાંથી ભોંયતળીયું થર થર કંપવા લાગ્યું. રૂસ્તમજીએ કાશીનાથને આ પહેલાં આવો વિચલિત થયેલો કદાપિ જોયો નહોતો.

સહસા કાશીનાથે થોભીને પાછું વાળી જોઇ કઠોર અવાજથી રૂસ્તમજીને કહ્યું કે:—"તેં શા માટે બાળકની પેઠે, મૂર્ખની પેઠે,

બેવકૂફની પેઠે આવું કામ કર્યું ? તને આવું ડહાપણ ડોળવાનું કોણે કહ્યું હતું ? તારા જેવો ગમાર આ દુનિયામાં બીજો કોઇ પણ નથી."

"મહાશય ?"

"તારૂં કપાળ, તને ડૂબી જતો જોઇને તને પકડવા માટે, ડૂબતો બચાવવા માટે એક જણ જળમાં કૂદી પડીને તને ઠેઠ કિનારા સુધી ઘસડી લાવ્યો હોય, એવામાં તું છેક મૂર્ખની પેઠે તેના બન્ને પગને એવા જોરથી વળગી પડે કે જેથી તે બિચારાથી પણ તરવાનું બની શકે નહિ અને તેને પણ તારી પેઠે પાણીમાં ડૂબીને મરવું પડે, એવી જ તેં આજે મારી પણ દશા કરી છે. મેં જતી વેળાયે તને શું કહ્યું હતું તે યાદ છે કે ? સ્મરણ શક્તિના મસ્તિષ્કને પણ તદ્દન ભક્ષણ કરી ગયો છે ?"

"આપ મને બરાબર શીખામણ આપીને ચૂપચાપ ઘરમાં બેસી રહેવાનુંજ કહી ગયા હતા."

"એ તો સારી રીતે સ્મરણમાં છે, તો પછી આવી રીતે કાગળ લખી મારી આજ્ઞાનો અનાદર કરવાની શી જરૂર પડી ? શું મારાં વચનોમાં તને કાંઇ મશ્કરી જેવું જણાયું હતું ?"

શિક્ષકની પાસે તિરસ્કાર પામેલા એક વિદ્યાર્થીની પેઠે રૂસ્તમજીએ કંપતા અવાજથી કહ્યું:—"પરમ દિવસે રાત્રે સખ્ત ગરમી પડી હતી, ગરમીથી માથું ફાટી જતું હતું અને ઘરમાં બેઠાં બેઠાં મન પણ અપ્રસન્ન થઇ પડયું હતું, ક્યાંય પણ સારૂં ન લાગવાથી હું થોડેક ફરવા માટે બહાર ગયો હતો. રસ્તામાં 'મુંબઈ સમાચાર' પત્ર ખરીદીને મેં વાચ્યું, તો મને જણાયું કે, બરજોરજીની સાથે જરબાનુનાં લગ્ન થવાનું નક્કી થઈ ગયું છે."

"કેમ, તને યાદ છે કે, તેં મારી સાથે શી શર્ત કરી છે !

દરેક બાબતમાં મારા કહેવા મૂજબ વર્ત્તવાને તું મારી સાથે કબૂલ થઇ ચૂક્યો છે, એ વાત તને યાદ છે ખરી કે ?"

"પણ આપ એ વખતે હાજર નહોતા. વળી હું ધારૂં છું કે, આવા અજાયબી ભરેલા સમાચાર વાંચીને આપ પણ અજાયબ થયા સિવાય રહેત નહિ." રૂસ્તમજીએ કહ્યું.

અત્યંત અસ્થિરતાથી કાશીનાથે કહ્યું:—"બસ, હવે સબૂર કર. મારી સાથે યુક્તિ લડાવવાની કશી પણ જરૂરજ નથી. જે તદ્દન બે-વકૂફ હોય છે, તેઓજ બેવકૂફી કરતી વેળાયે તારી પેઠે વિસ્મિત થઇ જાય છે. કેવી મુશ્કેલીની વાત છે કે, નનામો પત્ર વગર વિચાર્યેજ ધકેલી દીધો ! તું બરાબર જાણતો નથી કે, તેં આજે મને એક મોટી મુશ્કેલીમાં નાખી દીધો છે. માણસોને જે જે બાબતોમાં મેં ધીરજ આપી હતી, તેમની પાસે હવે મારૂં માન જળવાશે નહિ, એમ મને સાફ જણાઇ આવે છે. તારા માટે તેમની પાસે મારે મિથ્યાવાદી અને દગાબાજ થવું પડ્યું છે. હું અહીંનો એક—" કહેતાં કહેતાં છેક અર્ધે આવી અટકીને તેણે કહ્યું:—"હવે બીજી નકામી વાતોથી કાંઇ વળવાનું નથી, હવે તું જે ભૂલ કરી બેઠો છે, તેને સુધારવાની કોશિશ કરવાની જરૂર પડી છે. તેં એ સત્યાનાશ વાળનારા પત્રને ક્યારેક પોસ્ટમાં નાખ્યો છે વારૂ ?"

"ત્યારે લગભગ રાત્રિના દશેક વાગવા આવ્યા હશે. મેં જ્યારે એ પત્રને પોસ્ટની બૉક્સમાં નાખ્યો, ત્યાર પછી તરતજ મારા મનમાં મને ઘણોજ અનુતાપ થવા લાગ્યો હતો."

"પત્રને હાથમાંથી બૉક્સમાં નાખતાં પહેલાં એ અનુતાપ થવાની અગત્ય હતી. હશે, ત્યારે તો તારો તે અમૃતમય પત્ર કાલની પહેલી પોસ્ટમાંજ હોરમસજીના હાથમાં પહોંચી ગયો છે. હું ધારૂં છું

કે, પહેલી ટપાલના કાગળો તે પોતાના બેસવાના ઓરડામાંજ વાંચે છે, પણ શું એ વખતે તે ઓરડામાં તે એ-કલાજ રહે છે કે ?"

"હા, પહેલી ટપાલના કાગળો તે પોતાના બેસવાના ઓરડામાં જ વાંચે છે અને દશ વાગ્યા પછી ઑફિસમાં આવીને બેસે છે." રૂસ્તમજીએ ખરી હકીકત જણાવી.

"તેં તારા પત્રમાં જે કાંઈ લખ્યું હતું, તેમાંનું થોડું ઘણું પણ તને યાદ છે ખરૂં કે ? બરાબર વિચાર કરીને, સ્મરણમાં લાવીને કહે જોઈએ. અત્યારે એ બધી બીના જાણવાની મને ખાસ જરૂર છે."

"વિચાર કરવાની કે સ્મરણમાં લાવવાની કશી પણ જરૂર નથી. મને પહેલેથી ઠેઠ છેલ્લે સુધી એ બધી હકીકત બરાબર યાદ છે." એમ કહીને રૂસ્તમજીએ પત્રમાં જે લખ્યું હતું તે કહી દીધું.

બરાબર ધ્યાન દઈને કાશીનાથ એ બધી હકીકત સાંભળતો ગયો. ભવાં તથા કપાળ ચઢાવીને તે ચૂપચાપ બીજી બાજૂએ જોતો બેસી રહ્યો. તે પોતાના મનમાંને મનમાં શા ઉપાયે આ ભયંકર ભૂલને સુધારવી એનો વિચાર કરવા લાગ્યો. કોઇ પણ એવો સરળ ઇલાજ ન મળવાથી તે એકદમ વ્યાકુળ થઇ ગયો. ઘણીવાર પછી તેણે કહ્યું:–"એક તરફ ભયંકર પત્ર લખ્યો છે અને બીજી તરફ બધી બીના સાફ સાફ જણાવી દીધી છે. તેં આ કામ કરવામાં કેવળ બેવકૂફીજ કરી નથી, પણ સત્યાનાશ વાળી દીધો છે એક જંગલી ગધેડો પણ તારા જેવું કામ કરતાં જરા વિચાર કરી જૂએ તેમ છે, ત્યારે તું બુદ્ધિમાન હોવા છતાં કશો પણ વિચાર કર્યા વિના એક મોટામાં મોટું જોખમ ભરેલું કામ કરી બેઠો છે. જેનામાં વિચાર શક્તિનો એક બિન્દુપણ હોય છે, તે તારા જેવો ભયાનક પત્ર લખી શકે તેમ નથી. પણ કહે જોઇએ, ફરીવાર કહે જોઈએ કે, તેં તે પત્રમાં શું લખ્યું છે વારૂ ?'

રૂસ્તમજીએ ફરીવાર કહ્યું. પહેલાં જે કહ્યું હતું, તેવું જ આ વખતે પણ બરાબર કહી સંભળાવ્યું, એમાં એક અક્ષરનો પણ ખાંચો પડવા દીધો નહિ.

કાશીનાથ એ સાંભળીને કહેવા લાગ્યો:—"ગજબ થયો છે, આવાં કારસ્થાનમાં તું આવો પહોંચેલો અને પાકો હશે, એવું મેં આ પહેલાં ધાર્યું નહોતું. 'તેજ વ્યક્તિએ શું તમારી પત્નીનાં ઘરેણાં છીનવી બજારમાં ગીરો મૂકયાં છે.' આ શબ્દો કેવા ભયાનક છે. એનું પરિણામ શું આવશે? મારા ધારવા મૂજબ એનું પરિણામ પણ ઘણું જ ભયંકર આવશે. તે ઉપરાંત કેવો વિષમ અને મસ્કરી ભરેલો ઉદ્દેશ આપ્યો છે કે, 'પણ તમારી જગાએ જો કદાચ હું હોતતો કદાપિ લોકોની નિંદાને પાત્ર થવાનું પસંદ કરત નહિ.' વળી 'સ્ત્રી ના ઉપર પણ નજર રાખત' રૂસ્તમજી તારે આવું લખવાની શી જરૂર પડી હતી? તારા આ પત્રનું પરિણામ ઘણુંજ શોચનીય થઇ પડશે."

આમ કહીને તે ચિંતાતુર મનથી રૂસ્તમજીના મ્હોં સ્હામું જોઇ રહ્યો. થોડી વાર પછી બોલ્યો કે:—"રૂસ્તમજી, હોરમસજી શું ઘણોજ ખરાબ અને ગુસ્સાદાર આદમી છે?"

રૂસ્તમજીએ જવાબ આપ્યો:—"ના, તે સહજમાં ચીડાતો નથી, પણ જ્યારે ગુસ્સે ભરાય છે, ત્યારે તેના ગુસ્સાને કોઇ પણ રીતે શમાવી શકાય તેમ નથી."

"ત્યારે તો હવે બીજો કોઇ પણ ઉપાયજ નથી. ચોક્કસ કાંઇકને કાંઇક આફત આવી પડશે."

"શી આફત આવી પડશે?"

"આફત, ભયંકર આફત આવી પડશે અને એકી સાથે બધી મહેનત માટીમાં મળી જશે. કોઇ બુદ્ધિમાન પુરૂષ ગુસ્સે ભરાઇને

કાંઇ પણ કાર્ય કરતો નથી, પરંતુ હોરમસજી જો હમણાં તારો પત્ર વાંચી ચીડાઈને રાજાબાઇની પાસે જઈ આજ્ઞા કરશે કે, તારાં હીરા મોતીવાળાં ઘરેણાં બહાર કાઢી આપ, ત્યારે બધો ભેદ ખુલ્લો પડી જશે અને એ વખતે રાજાબાઇ લાચાર થઇને પોતાના અપરાધને કબૂલ પણ કરી લેશે. એ વખતે આપણી આશાલતા પણ જડમૂળથી ઉખડીને નાબૂદ થઈ જશે.”

“આપના કહેવાનો આશય બરાબર સમજી શકતો નથી.”

“જો સમજતો હોત તો, આવો પત્ર તું મોકલત ખરો કે ? એક તરફ રાજાબાઈનો ભેદ ખુલ્લી જશે અને બીજી તરફથી પાંજરામાં પૂરાયલું પંખી ઉડી જશે. મંચેરજી કે બરજોરજીને કોઇ પણ રીતે કેદ કરી શકાશે નહિ. તેઓ જો હમણાં સરી પડશે તો તારી બદનામીનો પણ હમેશને માટે એક પાકો બંદોબસ્ત થઈ જશે.” કાશીનાથે કહ્યું.

રૂસ્તમજી કાંઇક કહેવા જતો હતો, એવામાં બારણાં તરફ તેની નજર પડી. તેણે જોયું કે, બારણાંની નજીકમાં રતનબાઈ ઊભેલી હતી. રતનબાઇ ધીમે ધીમે ઘરમાં દાખલ થઇ.



# પ્રકરણ ૧૬ મું



## રતનની બહાદુરી



કાશીનાથે રતનબાઈને જોઇને કહ્યું કેઃ—“આવને રતન, સંકોચ શા માટે રાખે છે ? તારૂં મ્હોં જોતાં જણાય છે કે, તું જરૂર કાંઇક

નવી ખબર લઇને આવી છે. ” આમ કહીને તેણે ઉત્સુકતા ભરેલી નજરથી રતનના તરફ જોયું.

રતનબાઇએ કહ્યું:—“ માલિકને ત્યાં આજે કાંઇક ગરબડ મચી ગયેલી જોવામાં આવે છે. મામલો જેવા સંગીનપાયા પર આવી ગયો છે, તે પરથી જણાય છે કે, કોઇ એક ભયંકર બનાવ બનવાની તૈયારી થઇ ચૂકી છે. જરબાનુએ જલ્દી જલ્દી આપને સમાચાર આપવામાટે મને એકદમ અહીં મોકલી આપી છે.”

“ હા, જરબાનુ ઘણી બુદ્ધિમતી છે. તેણે સારૂં કામજ કર્યું છે. પણ તમારે ત્યાં આજકાલ બરજોરજીની આવજાવ કેવીક થાય છે વારૂ ? ” કાશીનાથે પૂછ્યું.

કાશીનાથના કહેવાના જવાબમાં રતનબાઇએ જણાવ્યું કે:—“ લગ્નની વાત નક્કી થઇ જવા પછી તેની આવજાવ ખૂબ વધી પડી છે. દહાડામાં ત્રણ ત્રણ ચાર ચાર વાર તે આવે છે. ”

આ વાત સાંભળીને રૂસ્તમજી કોપિત થઈ પડ્યો, તેણે કહ્યું કે:—“ શું ! એ બદમાશ, ચોર, ખૂની લૂટારો હજી સૂધી હોરમસજીના ઘરની સાથે વળગી રહ્યો છે. જરબાનુની સાથે વાતો કરે છે ? મહાશય ! આનું નામજ શું આપનું પ્રતિજ્ઞાપાલન કે ? આપે જે આશા આપીને મને એકદમ આકાશમાં ચઢાવી દીધો હતો, તે શું—”

કાશીનાથ એને અટકાવીને વચમાંજ બોલ્યો કે:—“ બહુ સારૂં, હવે તારી બુદ્ધિને વધારે પ્રકાશમાં ન લાવ તેં જે કાંઇ કર્યું છે, એને લીધેજ મહા પંચાત આવી પડી છે. જ્યારે તું પોતે પોતાનીજ રક્ષા કરી શકતો નથી, ત્યારે તારા માટે જેઓ ખરા જિગરથી અને ખરી લાગણીથી કામકાજ કરી રહ્યા છે, તેમના કામમાં વિઘ્ન નાખીને વિનાકારણ મૂર્ખતા શા માટે દર્શાવે છે ? એક નનામો પત્ર

લખીને તો અમને મહા મુશ્કેલીમાં નાખી દીધા છે, છતાં પણ હજી તારી બૃહસ્પતિ જેવી બુદ્ધિનો અંત આવતો નથી ?"

અત્યંત રૂક્ષ સ્વરથી રૂસ્તમજીનો આવો તિરસ્કાર કરીને કાશીનાથ નાયકે રતનના મુખ તરફ જોઇને કહ્યું કે:—"કહે તો બેટા, શું કહેતી હતી;—હોરમસજીને ત્યાં મચેલા ધાંધલનું કાંઇપણ કારણ તારા જાણવામાં આવી શક્યું છે ખરૂં કે ?"

"ના, બરાબર જાણવામાં આવ્યું નથી. તેમ છતાં પણ મામલો જોવા રૂપ પર આવી ગયો, તે પરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, એના યોગે કોઇ એક મહા ભયંકર બનાવ બનશે. એ બનાવનાં પૂર્વ લક્ષણો સ્પષ્ટ જણાવા માંડયાં છે. હું રાજાબાઇને એ સંબંધી કાંઈ પણ વાત પૂછું છું, તો તે તે વાતને ઉલટાવીને તદ્દન દબાવી દેવાનો પ્રયત્ન કરે છે. તે હમેશાં ચૂપચાપ બેસી રહે છે. રાત્રિ દિવસ તેનું મન ચિંતાતુર રહ્યા કરે છે. ખાવાપીવામાં કે સૂવા બેસવામાં પણ તે પૂરતું ધ્યાન આપતી નથી. ભગવાન જાણે શો બનાવ બન્યો છે, કે જેથી હોરમસજીના ઘરમાં આનંદને ઠેકાણે શોકનો પ્રવાહ વહી રહ્યો છે. મેં એ સંબંધી ઘણા ઘણા વિચારો કર્યા છે, પરંતુ મારા સમજવામાં કશું પણ આવતું નથી."

"હોરમસજીના શા સમાચાર છે ?" કાશીનાથે અજાયબીની સાથે પૂછ્યું.

"'હા, હું એ બધી વાતો તમને હમણાંજ કહેવાની હતી, તે પણ ઘણીજ ચિંતામાં આવી પડયો છે. તેનું મન પણ ઠેકાણે નથી, ગઈ કાલથીજ તેની એવી બુરી હાલત થઇ ગઈ છે. તેના અવાજમાં પણ તફાવત પડી ગયો છે. જાણે અત્યારના હોરમસજીમાં અને ગઇ કાલના હોરમસજીમાં જમીન આસ્માનનો ફેર પડી ગયો છે. અત્યારનો

તેનો અવાજ કઠોર અને કર્કશ બની ગયો છે, તેમાં મધુરતાનું નામ કે નિશાન પણ જોવામાં આવતું નથી. દૃષ્ટિ દીવાનાના જેવી બની ગઈ છે, જેના તરફ જૂએ છે, તેના તરફજ તે જોઈ રહ્યો હોય, તેમ જણાતું નથી. પણ જ્યારે તેની નજર રાજાબાઇના તરફ પડે છે, ત્યારે તે ઘણોજ વિકરાળ અને બિહામણો બની જાય છે. કાલે સાંઝે જ્યારે તેણે સાંભળ્યું કે, મંચેરજી આવ્યો છે, ત્યારે તરતજ એક જરૂરી કામનું બહાનું બતાવીને તીર વેગે પોતાના ઓરડામાં ન્હાસી ગયો હતો.

કાશીનાથ નાયક બોલી ઉઠયોઃ—"ત્યારે તો ઠીક થયું છે, હોરમસજી સહજમાં ચીડાઇ ઉઠે એવો આદમી નથી, ઉમ્મર થઈ છે, ઘણા ધંધા ચલાવ્યા છે, એટલે એ એક બુદ્ધિમાન પુરૂષ છે. એકદમ એ કાંઈ બખેડો કરી દે તેવો નથી. મારૂં અનુમાન બરાબર છે કેમ રૂસ્તમજી, અત્યારે તે પ્રમાણો મેળવવાની કોશિશ કરે છે, ખરો કે નાહ વારૂ?"

રૂસ્તમજીને જવાબ આપવાની તક ન આપતાં તેણે ફરીવાર રતનબાઇના મુખ તરફ જોઇને કહ્યું:—"રાજાબાઇ અને તેની કન્યા શું ગઈ કાલે ફરવા માટે બહાર નીકળી હતી કે?"

રતનબાઇએ જવાબ આપ્યોઃ—"હા, બપોરે એકવાર બહાર નીકળી હતી."

કાશીનાથે કહ્યું:—"તેમના બહાર ચાલ્યા જવા પછી રૂસ્તમજીએ શું કર્યું હતું, એ જાણે છે કે?"

રતનબાઇએ જવાબ આપ્યોઃ—"હું પણ તેમની સાથે બહાર ફરવા ગઇ હતી, એટલે એ બાબતમાં કશું પણ જાણી શકી નથી."

કાશીનાથ પોતાના મનમાંને મનમાંજ બોલ્યો કે:—"બીજાું શું કરવાનો હતો, મારા ધારવા મૂજબ તે સાબીતીઓ એકઠી કરતો

હશે અને જેણે જે કાંઇ પૂરાવા એકઠા કર્યા હશે: તે પણ ઘણા મજબૂત હશે: ” આ પ્રમાણે વિચાર કરી તેણે રૂસ્તમજીને ઉદ્દેશીને કહ્યું:—“ભાઇ! તેં એક પત્ર લખીને મને એવી મુસ્કેલીમાં નાખી દીધો છે કે, મારાથી કોઈપણ રીતે એમાંથી બહાર નીકળી શકાય તેમ નથી. તું હવે સારી રીતે જાણી શકેલો હોઈશ કે, અવિચારિતાનું પરિણામ કેટલી સીમા સુધી ભયંકર સ્વરૂપ ધારણ કરી લે છે.”

કાશીનાથ નાયકની વાતથી રતનબાઇના મનની અનેક શંકાઓનું નિરાકરણ થઇ ગયું, તે બોલી ઉઠી:—“ઓહ! હવે હું બરાબર સમજી ગઈ! હોરમસજી હવે બધી બીના જાણી ગયો છે,”

“હા, તે ધારે છે કે, તે બધું જાણી ગયો છે, તેણે બધાં પ્રમાણો મેળવી લીધાં છે. પરંતુ તેની અંદર જે ગૂઢ રહસ્ય સમાયલું છે, તેનાથી તો તે પણ ઘણોજ દૂર છે. પરંતુ રતન! તેં શી રીતે જાણ્યું કે, હોરમસજી બધી બીના હવે બરાબર જાણી ગયો છે, વારૂ?”

રતનબાઇએ જવાબ આપ્યો:—“તેણે કાલે દરવાજાના દરવાનને બોલાવીને કહ્યું હતું કે, તેની પાસે ગમે તેની ચીઠ્ઠી આવે, તોપણ તે બધી ચીઠ્ઠીઓ પ્રથમ મને દેખાડી જવી.”

કાશીનાથે પૂછ્યું:—“તેણે એ હુકમ ક્યારથી જારી કર્યો છે વારૂ?”

રતનબાઇએ કહ્યું:—“સાંઝથી.”

કાશીનાથે કહ્યું:—“હા, ઠીક થયું છે, મામલો સંગીન થઇ પડયો છે, તેણે ખરો રસ્તો પકડી લીધો છે. આ પ્રમાણે અંદરનાં સઘળાં પ્રમાણો એકઠાં કરીને જ્યારે તે દૃઢ નિશ્ચયપર આવી જશે, ત્યારે સ્વાભાવિક રીતેજ એનો બદલો લેશે પણ હવે હું તને એમ પૂછવા માગું છું કે, એ વખતે તેને કોઈ પણ રીતે કાબૂમાં લઇ

શકશે ખરો કે ? તેને જે બેનામી પત્ર મળ્યો છે, તે વહન નાપા-
પાદાર છે, એવી વાત જો હવે કોઇ પણ રીતે સમજાવી શકાય,
તો તેથી—" એટલોએક વાક્યમાંજ અટકી પડીને કાશીનાથ નાયક
ગંભીર ચિંતામાં ડુબી ગયો. તે નીચું માથું કરીને કાંઇક વિચા-
રવા લાગ્યો.

ઘણીવાર સુધી ચિંતામગ્ન રહ્યા પછી કાશીનાથે એકાએક
રતનના તરફ જોઈને કહ્યું:—"ગમે તેમ હો, પણ બેટા, તારી બધી
વાતપરથી ઘણી બીના જણાઇ આવી છે. હવે મારે ગમે તે રીતે
કાંઇક કરવું પડશે. હાથપગ સંકેલી ચૂપ કરી બેસી રહેવાથી હવે
ચાલી શકશે નહિ. તું હવે ત્યાં પાછી ચાલી જા, જ્યારે જે કાંઇ
બને તેના તરફ ખૂબ સાવચેતીથી બરાબર ધ્યાન આપતી રહેજે.
જ્યારે જે કાંઈ કામ કર તે ખૂબ વિચારીને કરજે. તારાપર પણ
હોરમસજીને એવી શંકા ઉપજી આવી છે કે, એ કારસ્થાનમાં તું પણ
સામેલ થયેલી છે. માટે બરાબર સંભાળીને રહેજે અને જ્યારે જે
કાંઇ બને તેની ખબર મને બરાબર વખતસર આપતી રહેજે. યાદ
સમજે કે છેક નમાલી ખબર પણ આપવા માટે વખત આવ્યે ઘણીજ
કીમતી અને ઉમદા અર્થ પડશે. મારા કહેવાનો એક અક્ષર પણ
ભૂલીશ નહિ."

રતનબાઈ કાશીનાથને વિશ્વાસ આપી તરતજ ત્યાંથી ચાલી ગઈ.

એવામાં ભીંતપરની ઘડીયાળમાં ટણું ટણું કરતા બાર વાગ-
વાના ટકોરા સંભળાયા. ઘડીયાળના ટકોરાનો અવાજ સાંભળીને
કાશીનાથને ચેતનનો સંચાર થયો. તેણે કહ્યું:—"કેવી ગજબની
વાત છે ! આટલી વારમાંજ બાર વાગી ગયા, હજી જમવાનું પણ
બાકી રહ્યું છે !"

રૂસ્તમજી કાશીનાથનો આવો વિચલિત ભાવ જોઇને મનમાં તે મનમાંજ અત્યંત ચિંતિત થઈ ઉઠયો, તેણે ક્ષુણ્ણભાવથી કહ્યું:—"ત્યારે તો મેં આપને મોટી આફતમાં નાખી દીધા!"

કાશીનાથે કહ્યું:—"હા, ભાઈ! મોટી આફતમાં નાખી દીધો છે. હવે મારે શું કરવું, એનો વિચાર પણ મારાથી કરી શકાતો નથી. જો જોઇએ ભાઇ! તારા એક નનામા પત્રને માટે મારે કેવી ભયંકર અગવડ ભોગવવી પડે છે!"

## પ્રકરણ ૧૭ મું

## નનામા કાગળનું પરિણામ

કાશીનાથે જેવી રીતે ધાર્યું હતું, તેવીજ રીતે રૂસ્તમજીનો તે નનામો કાગળ મળવાથી હોરમસજી ઘણીજ ભયંકર સ્થિતિમાં આવી પડયો.

ત્યારે નવ વાગવાનો શુમાર થવા આવ્યો હતો. હોરમસજી પોતાની બેઠકના ઓરડામાં આવી બેઠા હતા, એવામાં નવ વાગ્યાની પોસ્ટમાં કાગળોનું એક બંડલ તેના હાથમાં આવ્યું. તેમાંનો એક કાગળ વાંચતાં પહેલાં હાથમાં લેતાંની સાથેજ તેના મનમાં કાંઇક ખટકો થઇ આવ્યો. કાગળમાં ઠેકઠેકાણે જૂદું જૂદું લખેલું હતું, એક એક અક્ષરનો જૂદી જૂદી જગાએ જૂદો જૂદો આકાર જણાતો હતો, કાગળને જોતાંવેંતજ જણાઇ આવતું હતું કે, લખનારે કાગળની દરેક જગાએ પોતાના હસ્તાક્ષરને છૂપાવી રાખવાની કોશિશ કરી હતી. કાગળ નનામો હતો. એવા નનામા કાગળો ઘણા ધંધાદારીઓને ત્યાં

આવ્યા કરે છે. કોઇના કાગળમાં ગાળાગાળીનો વરસાદ વરસાવેલો હોય છે, કોઇના કાગળમાં માર મારવાનો ભય બતાવેલો હોય છે, તો કોઇના કાગળમાં રૂપિયાની માગણી કરેલી હોય છે; આમ થવાનું કારણ એ છે કે, ધંધાદારીઓને તરેહ તરેહવારના લોકોની સાથે કામ પાડવું પડે છે. ગમે તેમ હો પણ આ નનામા કાગળના લેખકે એવો મધુનો વરસાદ (?) વરસાવ્યો હતો, કે જેનો સ્વપ્નમાં પણ તેને ખ્યાલ નહોતો. હોરમસજીએ પત્ર ઉકેલીને વાંચવા માંડયો. પત્રમાં લખ્યું હતું કે:—

સાહેબજી!

તમારા ખજાનચીને કેદખાનામાં મોકલીને તમે ખૂબ બુદ્ધિમાનના જેવું કામ કર્યું હતું, એમાં તો જાણે કશી શંકાજ નથી, તમે તેની સત્યતાપર શંકાશીલ થઇનેજ તેમ કર્યું હશે, પરંતુ એનો બરાબર વિચાર કરવાની તમને ખાસ જરૂર હતી. જેણે તમારી તીજોરીમાંથી ચોરી કરી છે, તેજ વ્યક્તિએ તમારી પત્નીનાં ઘરેણાં પણ છીનવી લઈને બજારમાં ગીરો મૂક્યાં છે.”

“તમારો સ્વભાવ કેવો છે, એતો હું જાણતો નથી. પણ જો હું તમારી જગાએ હોત તો જનસાધારણની વચ્ચે આમ નિંદાને પાત્ર થઈને ચૂપચાપ બેસી રહેત નહિ, તેમજ મારી સ્ત્રીનો વિશ્વાસ પણ કરત નહિ, તરતજ તેનો કાંઇક નિકાલ લાવી દેત મારી સ્ત્રીપર હમેશાં નજર રાખત અને તેના ખાન્દાન સગાંઓનો પણ બિલકુલ વિશ્વાસ કરત નહિ.”

તમારો—
કોઈ ભલું ચાહનાર
દોસ્ત.

પત્ર વાંચતાં વાંચતાં હોરમસજીનું માથું ફરી ગયું. તેના સુખ તથા શોભાગ્યના ઉપર કોણે આવો વજ્રાઘાત કર્યો ? ભૂતકાળના સુખોની છબિએ માનસપટપર ઉદિત થઇને તેની વર્તમાન સ્થિતિને અત્યંત ભયંકર કરી દીધી. તેની સ્ત્રી તેની સાથે દગાબાજી ચલાવે છે, અથવા જે સ્ત્રીપર તેનો અટલ–અચલ વિશ્વાસ હતો, તે બેવફા નિવડી છે. એવા એવા અનેક વિચારોથી હોરમસજી દીવાના જેવો બની ગયો. તેના મગજપર અદૃશ્યમાં રહીને કોઇ જાણે હથોડાના મજબૂત આઘાતો કરવા લાગ્યું. તેના હાથ, પગ મન આદિ સઘળું અશક્ત થઇ ગયું, તે સ્તંભિત રીતે અને ખાલી નજરે તે ઉઘાડા નનામા કાગળ તરફ જોઈ રહ્યો. એકાએક તે દારૂણ ક્રોધથી અધીરો થઈ તે ઊઠી ગયો. તે દાંત સાથે દાંત પીસીને મનમાંને મનમાંજ બોલવા લાગ્યોઃ—“ હું શું મૂર્ખ છું, કે કોઇ બીજાના એક નઠારા નનામા કાગળપર આસ્થા રાખીને મારી સતીસાધ્વી સ્ત્રીના પવિત્ર સ્વભાવપર ભયંકર શંકાનું આરોપણ કરી રહ્યો છું ? ”

આમ કહીને તેણે તે પત્રના કકડે કકડા કરી ચોળી નાખી પોતાની નજર આગળથી એકદમ દૂર ફેંકી દીધા. તેણે ફરીવાર મનમાંજ કહ્યું:—“ આ કાગળની વાતને મારે એકવાર તપાસી જોવી પડશે. એવી સારા ચારિત્ર્યવાળી સ્ત્રીના ઉપર આવા કલુષિત દોષનું આરોપણ કરવાની વાતનો વિચાર કરવો એમાં પણ મહા ભયંકર પાપ સમાયલું છે. ”

તે આમ બોલ્યો ખરો, પરંતુ બીજા પત્રો ખોલવાનું પણ હવે તેનાથી સાહસ થઇ શક્યું નહિ. તેણે ધાર્યું કે, તે નનામા કાગળનો હવે વિચાર પણ કરીશ નહિ, પણ તે નનામા પત્રના અક્ષરો જાણે જીવતા થઇને તેની ચારે બાજૂએ આવી ઉભા રહ્યા અને તે મોટી મોટી

પ્રચંડ ધક્કા મારવા લાગ્યા. તે મનને બીજી બાજૂએ ફેરવવાનો બીજો કોઈ પણ સદુપાય ન જોવાથી છેક કમતાકાત બની ગયો. શંકા ધીમે ધીમે વધવાજ લાગી અને સર્પ જેમ વારંવાર ફેણો ચઢાવીને પૃથ્વીપર ફેણો પછાડી હાડકાંના જેવા રીતે ચૂરેચૂરા કરી નાખે છે, તેવીજ રીતે તે શંકા તેના હાડેહાડને વીંધી નાખવાં માંડી. ચિંતારૂપિણી નાગણીના ઝેરીલા ડંસથી તેનું આખું શરીર જર્જરિત થઇ ગયું. હતભાગી હોરમસજી હજારો કોશિશો કરવા છતાં પણ પોતાને સંભાળી શક્યો નહિ. તે ટેબલપર માથું મૂકી, બન્ને હાથે મ્હોં ઢાંકી પોતાની સ્ત્રી સંબંધી ઘણી વાતો વિચારવા લાગ્યો. કુટુંબની નમાલી નાની નાની ક્ષેત્રની બનતી ઘટનાઓના સંબંધમાં ઘણા ઘણા વિચારો કરવા લાગ્યો. એવી અનેક ઘટનાઓ હતી કે જેમાં તેણે તેની સ્ત્રીએ અનાદર કર્યો હતો. અત્યારે એ બધી ઘટનાઓ તેના વિરૂદ્ધ પક્ષમાં રહીને તેનાપર દોષારોપણ કરવાને તૈયાર થઇ ગઈ. શંકા બીજે એક પળવારમાં ઊગીને અસંખ્ય શાખાપત્રો સહિત તેના મનની વૃત્તિઓને ઘેરી લીધી અને તેનાં મૂળ હૃદયની અંદરના ઊંડાણ સુધી પહોંચી ગયાં. હતભાગી હોરમસજી તદ્દન નિરૂપાય થઇ ગયો. તે દુઃખભર્યા અવાજથી બોલી ઊઠયો:—“ દયામય ઇશ્વર ! મને આ આફતમાંથી બચાવી લે. એક પળવારમાં બધું જવા બેઠું છે. સુખ, સૌભાગ્ય, ઐશ્વર્ય, ઇજ્જતઆબરૂ, ધર્મ કર્મ આદિ સર્વ નષ્ટ થવા બેઠું છે. પ્રભુ, તું રક્ષા નહિ કરે તો બીજું કોણ કરશે ? પ્રભુ ! આ દુર્ઘટનાને દુઃસ્વપ્નના રૂપમાં બદલાવી દે.” તે વેગપૂર્વક ઊઠીને ઘરમાં એકદમ હેંડતો ચકરીઓ ખાવા લાગ્યો. તેની સ્ત્રી આ પાપાભિનયમાં સામેલ થયેલી છે, એને મનમાંથી ભૂંસી નાખવા માટે તે પત્ર લખનારના તરેહ તરેહવારના ખરાબ હેતુઓ જોવા માંડયો. પત્રના લખનારનો

હેતુ સમજાવાથી બધી હકીકત જણાઇ આવશે એમ ધારીને તે ઓરડાની બહારની પડસાળમાં નાખેલા ચોળેલા કાગળના કકડા એકઠા કરી લાવીને ટેબલપર મૂક્યા તથા ત્યાર પછી તેણે તેને ઉકેલાને બરાબર અક્ષર ઉકલે તેવા કરવા માંડયા. તેણે પત્ર જોતાં જોતાં પોતાના મનમાંજ કહ્યું કે:—"મારા કોઈ નોકરની મારફતજ આ કામ થયેલું છે, એમાં જરા પણ શક નથી, કદાચ કોઇ દિવસ મેં કોઈનું અપમાન કર્યું હશે, કોઇનો પગાર વધારી દેવામાં રાજી નહિ થયો હોઉં, અથવા તો કોઇને કાંઈ માઠું લગાડી દીધું હશે, એનો બદલો લેવા માટેજ કોઇએ આ પત્ર લખ્યો હશે."

આ પ્રમાણે વિચાર કરી તેણે તેની ઑફિસના મોટા મોટા નોકરોના સંબંધમાં ઘણા ઘણા વિચારો કર્યા, પરંતુ તે એવો કોઈ પણ નોકર જોઈ શક્યો નહિ કે જે આવો નિર્દયતા ભરેલો ભયંકર પત્ર લખી શકે. હોરમસજી વિચારવા લાગ્યો કે, એક નનામા પત્રપર વિશ્વાસ મૂકવો એ તેને માટે બિલકુલ ઘટિત નથી. મ્હોંપર જેનાથી એક અક્ષર પણ કહેવાનું સાહસ થઈ શક્યું નથી, એવા બીરૂ, કાપુરૂષ, નરાધમના પત્રપર આધાર રાખવો એ કેવળ મૂર્ખતાજ છે. એવા પત્રને તો વાંચતાં પહેલાંજ અગ્નિના ઉદરમાં પધરાવી દેવો ઉચિતજ હતો."

પરંતુ હોરમસજી સમજી શક્યો નહિ કે, મનમાં જેટલું કરી શકાય છે, તેટલું કાર્યમાં કરી શકાતું નથી. એ પત્રને અગ્નિના મુખમાં નાખવાથી કાગળ જેવો દગ્ધ થાય છે તેવોજ તે રાખના રૂપમાં બદલાઇ જાય છે; તોપણ તે બાકી વધેલી રાખમાંથી પણ સંદેહનું વિષ હૃદયમાં પ્રવેશ કરીને અનંત વિશ્વાસને તથા પવિત્ર શાંતિને નષ્ટ કરે છે, સર્પ મરે પણ સર્પના ઝેરીલા દાંત છાતી વીંધીને રહી જાય, તો પછી તે સર્પના મૃત્યુથી શો લાભ ?"

મનની સાથે યુદ્ધ કરી કરીને છેવટે હોરમસજી થાકી ગયો. તેણે વિચાર્યું કે, એ પત્ર પોતાની સ્ત્રીને દેખાડવો. હા, સ્ત્રીનેજ દેખાડવો, પણ એવામાં એકાએક તેના મસ્તકમાં વીજળીનો અગ્નિ પ્રજળી ઊઠયો. તે છેક નિરાશ થઈને એક કોચપર બેસી ગયો અને વારંવાર માથું ખજવાળીને તેણે માથાંના વાળને સાફ કરી દીધા. તેણે પોતાના મનમાંજ કહ્યું:—"ના, કોઈ પણ રીતે અત્યારે આ પત્ર તેને દેખાડીશ નહિ. જો કદાચ આ પત્ર સત્ય ઠરશે, મારી સ્ત્રીએ જો ખરેખર મારી સાથે દગાબાજી ચલાવી હશે, તો અત્યારથીજ આ પત્ર બતાવીને શા માટે તેને સાવચેત કરી દેવી? એમ કરવાથી શું ફળ મળશે? આ પત્રમાં ક્યાં સુધી સત્ય છૂપાયલું છે, એનેજ હવે મારે બરાબર સ્પષ્ટ રીતે તપાસી જોવું જોઇએ."

તેના જેવા ઉદાર, સરળ, ન્યાયી અને મોટા માણસને એક દિવસે આવી રીતે કૌટુમ્બિક જાસૂસી કરવી પડશે, એનો તેને આ પહેલાં સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો, એ તેને માટે કાંઇ જેવી તેવી વાત નહોતી, પરંતુ ગમે તેવું કઠિન અને ન બની શકે તેવું કામ કેમ નથી હોતું, એ તેને કરવુંજ પડશે. ત્યાર પછી ભેદનો મામલો ગમે તેવો ભયાનક ભલેને થઇ પડે, તોપણ ક્રોધ તથા ઉદ્વેગનું ચિન્હ માત્ર પણ જણાવા દીધા સિવાય તેને ચૂપચાપ આગળ વધવું પડશે.

આવી ચિંતાઓમાં તે ગુંથાઇ ગયો હતો, એવામાં જમવાનો વખત થયો. એક નોકર તેને બોલાવવા આવ્યો, હોરમસજી તેને રવાના કરી દઇને એક આયના સામે આવી ઉભો રહ્યો. પોતાનું મુખ જોઇને પોતેજ ડરી ગયો, અજાયબ થયો. તેની આંખો તથા મુખનો પહેલાંનો ભાવ વદન બદલાઇ જઇને તેની જગાએ કોઈ એક ભયાનક ભાવ તેના જોવામાં આવ્યો.

એ જોઇને હોરમસજી બોલ્યોઃ—"હું શું આટલો બધો નિર્બળ છું? હવે ગભરાવાથી ચાલી શકશે નહિ. જ્યાં સુધી સત્ય ન જણાય ત્યાંસુધી મારા મનોભાવને પૂરતી રીતે મારે કાબુમાં રાખવો પડશે. હું અવશ્ય એમજ કરીશ."

ત્યાર પછી હોરમસજી ઘરમાં જઇને જમવા બેઠો. જમતાં જમતાં ઘણી વાતો કહેવા લાગ્યો, જેથી કરીને રાજાબાઈને તેનો મનોભાવને જાણવાનો એઇને કાંઇ પ્રશ્ન પૂછવાની તક ન મળે, એટલા માટે તે વાતોપર વાતો કરીને વખત વીતાડવા લાગ્યો. છેવટે તેણે પોતાની સ્ત્રીને પૂછ્યું કેઃ—"આજે તે ક્યાંય પણ ફરવા જવાની છે કે નહિ."

રાજાબાઇએ જવાબ આપ્યોઃ—"હા, આજે હું જરબાનુને લઇને એકવાર ફરવા જઇશ."

હોરમસજીએ પૂછ્યુંઃ—"ક્યારે?"

"બપોર પછી."

હોરમસજીએ એક ઊંડો નિશ્વાસ નાખ્યો. જાણે તેના માથાપરથી એક મોટો બોજો ઉતરી પડ્યો. આજે સાંઝ થતાં પહેલાંજ તે પોતાનું કામ પતાવી શકશે, એવો નિશ્ચય કરીને કાંઇક શાન્ત થયો. તેણે વિચાર્યું કે, શંકાના ભડભડતા અગ્નિથી આ પ્રમાણે બળ્યા કરવા કરતાં, સત્ય વાત ગમે તેવી ભયંકર કેમ નથી હોતી, તો તે પણ અત્યારે તેના માટે પ્રાર્થનીય છે. તે મનમાંને મનમાંજ તરફડવા લાગ્યો અને એના યોગે પોતાનો મનોભાવ કોઈ પણ પ્રકારે જાહિર ન થઇ જાય તેના માટે પોતાનાથી બનતી કોશિશ કરવા લાગ્યો.

આ વખતે તેના હૃદયની જે દુઃખદાયક દશા થઈ પડી, એનું વર્ણનજ કોઇ પણ પ્રકારે થઇ શકે તેમ નથી.

ભોજનાદિ કાર્યમાંથી નિવૃત્ત થયા પછી તે પાછો પોતાના બેસવાના ઘરમાં આવીને એક ગાદીપર બેસી ગયો અને બેઠો બેઠો અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૮ મું

## આશાનો અંત

વખત કોઇનું કહ્યું માનતો નથી, કોઇનો અટકાવ્યો અટકતો નથી, બંધાયો બંધાતો નથી, હમેશાં નિયમ પ્રમાણે પોતાનું કામ કર્યે જ જાય છે. એ નિયમ મુજબ આજે પણ દિવસ આથમી જવા આવ્યો. સૂર્યદેવ અસ્તાચલના શિખરપર આરૂઢ થયા, વૃક્ષોની છાયા ઉલટી દિશામાં ધીમે ધીમે લાંબીમાંથી લાંબી થઇને વધવા લાગી. વાયુનો પ્રવાહ હજી સુધી ઉણો થયો નહોતો એવામાં બહાર ગાડીનાં પૈડાંના ખડખડાટનો અવાજ સંભળાયો. એ સાંભળીને હોરમસજીએ બારીમાંથી મ્હોં લંબાવીને જોયું કે, કન્યાને લઇને તેની સ્ત્રી ગાડીમાં બેસી ફરવા માટે બહાર નીકળી પડી.

હવે એક પળવારની પણ ઢીલ કર્યા વિના હોરમસજી ઉતાવળથી કમ્પતા પગે સુવાના ઓરડામાં દાખલ થયો. હમેશની ઠરાવેલી જગાપરથી ચાવી લઇને તેણે સહુથી પહેલી લોઢાની એક મોટી પેટી ઉઘાડી, પેટી ઉઘાડ્યા પછી તરતજ તેણે તેમાંથી કેટલાંક નાનાં નાનાં ઘરેણાંની પેટી બહાર કાઢી બીજી કેટલીક નાની નાની પેટીઓને શોધવા માંડી; પણ તે પેટીમાંથી તે મળી શકી નહિ. જે કાંઇ મળી તે ખોલીને જોઇ; તો તે તદ્દન ખાલી પડેલી જણાઇ આવી !

બધું ખાલીખમ પડેલું દેખાયું!

"ત્યારે શું નનામોમાં કાગળ ખરો હશે? ના–ના, એમ બની શકે નહિ. એવું કદાપિ બની શકે નહિ." ભાંગ્યા તૂટયા અવાજથી હોરમસજી બોલી ઊઠયો. બોલીને તેણે પેટીની અંદર જે કાંઇ હતું, તે બધું ખોળી ખોળીને બહાર કાઢયું. તેને તે ઉલટાવી પલટાવીને જોવા લાગ્યો, તેણે ધાર્યું કે, કદાચ રાજાબાઇએ બધાં ઘરેણાં એકી સાથે બાંધીને ક્યાંક રાખ્યાં હશે. પરંતુ બરાબર કાળજી પૂર્વક તપાસ કરવા છતાં પણ તેનો કશો પણ પત્તોજ મળી શક્યો નહિ. તે એક પણ ઘરેણાંને જોઇ શક્યો નહિ. તે અજાયબીથી બોલી ઊઠયો.—"હીરામોતીજડિત ઘરેણાં ક્યાં ગયાં?'

હોરમસજીએ નિરૂપાય થઇને આ વખતે વિચાર્યું કે. કદાચ ઘરેણાંનાં હીરા મોતી છૂટાં પડી ગયાં છે, એથી તેની સ્ત્રીએ દુરસ્ત કરાવવા માટે સોનીને ત્યાં મોકલ્યાં હોય એવું બની શકે ખરૂં કે?"

આવો વિચાર કરી તે ફરીવાર ખોળવા લાગ્યો–જીવજાનથી મહેનત કરવા છતાં પણ તેને એક પણ ઘરેણું મળી શકયું નહિ."

ત્યારે તેને સાંભરી આવ્યું કે, આટલા દિવસોમાં તેણે તેની સ્ત્રીને ઘરેણા વિનાની જોઇને ઘણીવાર ઘરેણાં પહેરવાનું કહ્યું હતું. એ વખતે રાજાબાઇ કહેતી હતી કે:—"ઘરેણાં પહેરવાની હવે શી જરૂર છે? આપણાં ઘરેણાં ઘણાંજ કીમતી છે, એ તો અહીંના બધા લોકો બહુ સારી રીતે જાણે છે."

હા–લજ્જા, ભય અને ધૃણા! તું દૂર થા–રાજાબાઇએ મૃદુ હાસ્યથી મંડિત થયેલા સ્વરે સ્વચ્છંદતાથી તે દિવસે બરાબર એવોજ જવાબ આપ્યો હતો. કેવું આશ્ચર્ય! કુટિલ હૃદયને સરલતાના ઢાંકણથી આવી રીતે ઢાંકી રખાતું હશે! આજે એક યુગ સુધી મને આંધળો

ફરી રાખ્યો છે ! એકાએક તેના શંકાના અંધારાથી ઢંકાયલા હૃદયમાં એક ક્ષીણથી પણ ક્ષીણ રશ્મિની રેષા ઝળકી ઉઠી. તે છેક નિર્બળ થઈ ગયો. જેવી રીત પાણીમાં ડુબાતા માણસને તણખલાંનો આશ્રય મળવાથી સહજ આનંદની છાયા જણાઇ આવે છે, તેવીજ દશા તેની પણ થઇ પડી. હોરમસજીએ વિચાર્યું કે, કદાચ તેની સ્ત્રીએ બધાં ઘરેણાં પોતાની દીકરી માટે રાખ્યાં હશે.

તરતજ તે જરબાનુના શયનગૃહમાં દાખલ થયો. તેણે ત્યાં જઇને ઘરેણાંની પેટી ઉઘાડી નાખી. પણ પેટી ઉઘાડીને શું જોયું? જોયું કે, ગુલબાઇનાં ઘરેણાં તો નથીજ; પણ તે ઉપરાંત જરબાનુનાં આઠ દશ ઘરેણાં પણ જોવામાં આવતાં નથી. આઠ દશ મોરોકકોનાં બનાવેલાં સુંદર ઘરેણાં ગુમ થયેલાં જોવામાં આવે છે.

કેવો ગજબ ! ત્યારે શું જરબાનુ પણ આ પાપના પ્રચારમાં મળી ગઇ છે, તે પણ શુ આ કલુષિત અને નિંદાપાત્ર મામલામાં સામેલ થઇ છે ?"

આ છેવટનો જખમ મરણતોલ હોરમસજીને માટે ઘણો ભયાનક થઈ પડયો. તેનું માથું ફરી ગયું, તે મુશ્કેલીથી વારંવાર બન્ને હાથથી હથેળીઓને મસળવા લાગ્યો. ફરતો ફરતો છેવટે તે જરબાનુની પથારી-પર બેસી ગયો. તેનું વર્ત્તમાન શોચનીય થઇ પડયું, ભવિષ્ય અંધકાર-મય બની ગયું અને ભૂતકાળની સ્મૃતિઓ તેના આખા શરીરપર શરની પેઠે સાલવા લાગી. તેનો યશ, માન, ખ્યાતિ, ભરોસો, મનની શાંતિ, સંસારનું સુખ, જીવનની ઉંચી આશા, આદિ સઘળું જાણે એક આઘાતે અને એકજ પળે ધુળધાણી થઇ ગયું. વીસ વર્ષની સખ્ત મેહનતથી મેળવેલી મોટી મિલ્કત તેની નજર આગળ રાખના ઢગલા જેવી જણાવા લાગી. બીજી કોઇપણ ચીજમાં કશો પણ તફા-

વત પડયો નથી, બધું બરાબર છે, જે સ્થળની જે વસ્તુ જેવી રીતે હતી, તેવીને તેવી હાલતમાં અત્યારે પણ પડેલી જોવામાં આવતી હતી. બહારની દુનિયાનું કામકાજ, આજે વીસ વરસ થયાં જેવી રીતે ચાલ્યું આવતું, તેવીજ રીતે આજે પણ ચાલતું હતું. પરંતુ તેના હૃદયમાં અજબ ફેરફાર શાથી થયો? જ્યાં દયા, માયા, સ્નેહ, પ્રેમ અને ચાહનાનો શાન્તિદાયક પ્રવાહ વહી રહ્યો હતો, ત્યાં એકાએક અચાનક આવો અગ્નિકુંડ ક્યાંથી સળગી ઉઠયો?

હોરમસજી પોતાના મનમાંજ કહેવા લાગ્યોઃ—"આ સંસાર કેવો ભયાનક છે! દુનિયા કેવી દગાબાજ છે! હાયરે કવિની કલ્પના—નરક બીજે ક્યાં છે? અહીંજ—રમણીના હૃદયમાં. જગતમાં સ્ત્રીનો વિશ્વાસ કરનાર કોણ સુખી થયું છે! હિન્દુઓના પૂજનીય રાજા ભતૃહરિને પિંગલાએ કેવો દગો દીધો હતો? સ્ત્રીનાપર ભરોસો રાખનાર મુઓ પડયો છે. રાજાબાઇ મારી સાથે દગો કરે છે—અને તે વળી આ વીસ વીસ વર્ષ થયાં? ગરીબાઇની ક્રૂર પીડાથી રાજાબાઇના હૃદયનું લોહી જ્યારે દિવસે દિવસે સૂકાવા માંડયું હતું, ત્યારે મેં તેની સાથે લગ્ન કર્યાં હતાં. હવે અત્યારે તેને એ વાત યાદ પણ નથી. મને ભૂલાવવા માટે તેણે ઘણીવાર ઘણી ઘણી પ્રેમની વાતો કરી છે, ઘણીવાર પોતાનો અનુરાગ પ્રકટ કર્યો છે, ઘણીવાર ઘણા પ્રકારે મારાં વખાણ કર્યાં છે, મારી પત્ની થઇને તે મોટી ભાગ્યશાળી થઇ છે, એણે મને સમજાવવા માટે ઘણીવાર ઘણી વાતો મને કહી સંભળાવી છે. હાય-હાય—સઘળું મિથ્યા! સઘળું છળ, સઘળો દગો! બધી દગાનીજ બાજી! આવી શયતાનીઓ પણ વસે છે. મારા એ અગાધ સ્નેહનો આવો બદલો! કેવી ભયંકર શઠતા! નારી! તું કાળી કટારી છે, પુરૂષના લોહીનું પાન કરનારી; જિગરને દહનારી, અમૃતમાં વિષ લાવી ભરનારી રાક્ષસી છે!!

બત્રીજો કહીને પોતાના યારને દગાબાજીથી મારા સંસારમાં લાવીને પિશાચીએ કેવી ચતુરાઈનો ખેલ ખેલ્યો છે? મારી હયાતીમાં તે નરપિશાચ નારકી મારા અંતઃપુરમાં આવી હસે છે, વાતોચાતો કરે છે, એક સાથે બેસીને ખાય પીએ છે, પાપિષ્ઠનું કેવું સાહસ, કેવી હિમ્મત? મારી નજર આગળ એ પામર ભીખારી પ્રેમના નઠારા ખેલો ખેલવામાં મગ્ન રહે છે, મસ્ત રહે છે. ધિક્કાર છે મને, હું મૂર્ખ છું, ગમાર છું, આ પ્રમાણે હજી કેટલા દિવસ કાઢવા પડશે, એ કોણ જાણે છે! આ નનામા પત્રનો લેખક ગમે તે બલેને હોય, પણ તે ચોક્કસ મારો મિત્રજ છે."

વિશ્વાસ જ્યારે આવે છે, ત્યારે બધું લઇને આવે છે અને જ્યારે પાછો ફરી જાય છે ત્યારે બધું લઇને ચાલ્યો જાય છે. આજે હોરમસજીનો અગાધ વિશ્વાસ એકદમ મટી ગયો, નષ્ટ થઈ ગયો. તે પેટીનું જે જ્યાં હતું ત્યાં બરાબર ગોઠવીને પાછો બેઠકખાનાવાળા ઓરડામાં આવી લાગ્યો. દરવાનને બોલાવીને કહી દીધું કે, જ્યારે જે કોઈ માણસના નામનો પત્ર આવે તે સર્વથી પહેલાં તેની પાસે આવીને આપી જવો.

મનુષ્યને જ્યારે ગર્વપર આઘાત લાગે છે, ત્યારે મનુષ્ય આવી રીતે ઉન્મત્ત થઇ ઊઠે છે—અને મરવાનો ઇરાદો કરે છે. હોરમસજીએ એકવાર મનમાં વિચાર્યું કે, તેને આત્મહત્યા કરવી પડશે, આત્મહત્યા કરીને આ વેદનાથી હાથ ધોઇ નાખવા પડશે. વળી પાછું વિચાર્યું કે, આ દગાબાજીની બરાબર ઘટતી સજા કર્યા સિવાય મરવું એ કાપુરૂષ કે નામર્દનું કામ છે. એનો બદલો આપીને, બાર પછી જે કાંઈ કરવું હશે તે કરીશ. હમણાં મરીને પાપિણીનો પંથ સુગમ કરી દેવો મુનાસિબ નથી."

સાંઝને વખતે રાજાબાઈ કન્યા તથા દાસીને લઇને પાછી આવી પહોંચી. હોરમસજી ઘણી મહેનતે મનોભાવને દબાવવા લાગ્યો. રાત્રિના આઠ વાગ્યા પછી મંચેરજી અન્તઃપુરમાં દાખલ થયો. તેનું તે સર્વસ્વ હરણ કરી લેનારાને જોઇને કદાચ ગુસ્સાને રોકી શકાશે નહિ એમ ધારીને હોરમસજી એકદમ ઉતાવળો ઉતાવળો ઘરમાંથી બહાર નીકળી પડયો. મંચેરજીના ચાલ્યા જવા પછી હોરમસજી ઘણી રાત વીત્યે ઘર તરફ પાછો ફર્યો.

## પ્રકરણ ૧૯ મું

## આફતની સૂચના

બીજે દિવસે બપોરે ઘણા કાગળો હોરમસજીના હાથમાં આવ્યા. તેમાંનો એક ( Local ) સ્થાનનીય પત્ર જોઇ હોરમસજીએ એકદમ તેને ઉઘાડીને વાંચવા માંડયોઃ—

" પૂજ્ય માશીઆ !

ખાસ જરૂર છે, માટે ગમે તે રીતે આજે તમે મને જરૂર મળી જજો. જરૂર તમે આજે સાંઝે અહીં આવશો, કોઇ પણ રીતે આવવાનું ભૂલશો નહિ હું પોતે શા કારણથી આવી શકયો નથી, તે વાત પણ તમે અહીં આવવાથી જાણી શકશો. હું પોતે આવી શકયો હોત, તો તમને તકલીફ આપત નહિ. મામલો જે રૂપપર આવી ગયો છે, તે પરથી જણાય છે કે, થોડા વખતમાંજ બધું પોકળ ફૂટી જશે. "

મંચેરજી.

હોરમસજીનું આખું શરીર પગથી તે માથા સુધી કંપવા લાગ્યું. બદલો વાળવાની ઉમદા તક મળેલી જોઇને આનંદના આવેગમાં આવી ઉન્મત્ત થઇ હોરમસજી બોલી ઊઠયો:—"હા, ઠીક થયું છે. હવે મારા હાથમાં બધી બાજી આવી ગઇ છે. હું એજ માગતો હતો."

હોરમસજી ઉઠયો. તે આલમારીપરથી એક પિસ્તોલ ઉપાડી ફેરવી ફેરવીને પરીક્ષા કરવા લાગ્યો. પછી તેમાં દારૂગોળી ભરી તેણે બંદૂકને બરાબર તૈયાર કરી

હોરમસજીએ ધાર્યું હતું કે, તે જે કાંઇ કરી રહ્યો છે, તેને કોઇ પણ જોઇ શકતું નથી. પરંતુ રતનની ચાલાક નજર બરાબર તેના ઉપરજ હતી. હોરમસજી પોતાના ઘરમાં પિસ્તોલની ગોળી ભરતો હતો, એ રતન અદૃશ્યમાં રહીને જોઈ રહી હતી.

હોરમસજીએ પિસ્તોલને ફરીવાર આલમારીપર મૂકીને મંચેરજીના મોકલેલા પત્રને ફરીવાર ઉપાડયો અને એ પત્રને કોઇ દાસીની મારફત રાજબાઈ પાસે મોકલવા માટે તે ઉભો થયો.

બરાબર તક જોઇને રતનબાઈ હોરમસજીના ઓરડામાં આવી પહોંચી. થોડીવારમાંજ તે પાછી બહાર ચાલી ગઇ. તરતજ જોડાનો અવાજ કરતો કરતો હોરમસજી તે ઓરડામાં ગયો

જોડાનો અવાજ સાંભળીને રતનબાઇ અદૃશ્યમાં છુપાઈ રહી હતી. હોરમસજીના ઓરડામાં ચાલ્યા જવા પછી તે જરા પણ અવાજ થવા દીધા વિના ધીમે પગલે બીજી તરફ ચાલી ગઇ.

રતનબાઇ પોતાના મનમાં ને મનમાંજ બોલી:—"મારાથી બનતું મેં કર્યું છે, હવે કોઇ પણ ઈલાજે છેવટનો બચાવ કરવોજ પડશે. પરંતુ, ઇલાજ શો-હવે નાયકસાહેબને ખબર આપવીજ જોઇએ. વિપત્તિનાં વાદળાં મસ્તકપર ખૂબ ઘેરાઇ આવ્યાં છે. તેમની મદદ

સિવાય હવે બીજો કશો પણ ઇલાજજ નથી.

સાંઝ પડી રાજાબાઇ પોતાની ગાડીમાં બેસીને બહાર ચાલી ગઈ.

તે પિસ્તોલ લઇને હોરમસજી તરતજ એક ભાડાની ગાડીમાં બેસી તેની પાછળ પડયો.

રતને છુપાઇને બધું જોઈ લીધું. જોઇને વ્યાકુળતાથી તે પોતાના મનમાંજ બોલી ઉઠીઃ—"હાય! આ વખતે હું ધારૂં છું કે બધું બગડી જશે અને મામલો ન બનવાનો બની જશે."

રતનબાઇએ એક પત્રમાં એ સમાચાર લખીને એક નોકર મારફત કાશીનાથ નાયક પાસે મોકલાવી દીધો. ત્યારપછી તે તેના જવાબની વાટ જોતી ઉંડી ચિંતામાં પડી ગઇ.

## પ્રકરણ ૨૦ મું

## નનામા પત્રનું પરિણામ ભીષણ આવ્યું!

રાજાબાઇ જ્યારે આવી પહોંચી, ત્યારે મંચેરજી એકલો પોતાના બિછાનામાં પડયો હતો. રાજાબાઇને જોઇને તે એકદમ ઉઠીને બેઠો થયો. રાજાબાઇ આવીને પથારીની એક બાજૂપર બેઠી.

મંચેરજીએ કહ્યુંઃ—"મેં ઘણું દુઃખ દીધું છે, આજે પણ એવુંજ દુઃખ આપું છું, એને માટે હું અપરાધી છું. હું મોટી આફ-તમાં આવી પડયો છું. કદાચ આખી જિન્દગી સુધી એને માટે મારે દિલગીર થયા કરવું પડશે. મેં જે વાત કહેવા માટે—"

તેનાથી વધારે બોલી શકાયું નહિ, ભયંકર અવાજની સાથે બારણું ઉઘડી ગયું. મંચેરજી કૂદીને ઉભો થયો, તેની સામે તેને

હોરમસજીની ભીષણ મૂર્તિ દેખાણી, તેના હાથમાં એ વખતે પિસ્તોલ હતી, તેના મુખનો ભાવ તદ્દન બગડી ગયો હતો અને તેની બન્ને આંખો ચળકતા તારાની પેઠે ચમકી રહી હતી. હોરમસજીએ વિકટ હાસ્ય કરીને કહ્યું કે:—" હા, તમો અચાનક મને જોઇને ઘણુંજ વિસ્મિત થયાં હશો. તમે ધાર્યું હતું કે, તમારી શઠતા સદાને માટે પાપના ઢાંકણથી ઢંકાઇ રહેશે ખરૂં કે નહિ વારૂ ? "

બધાં ચૂપ રહ્યાં. થોડીવાર પછી મંચેરજી સાહસનો સંચય કરી બોલ્યો:—" માસા સાહેબ, હું આપને—"

હોરમસજીએ વધારે બોલવા દીધો નહિ. ધમકાવીને કહ્યું:— " ચૂપ કર ચંડાળ, પિશાચ ! બહુ થયું ! હવે કશી મણા રહી નથી. હવે ખોટી બનાવટી વાતો કહેવાની જરૂર નથી. મારી આંખો ઉઘડી ગઈ છે. હવે નકામી કોશિશ શા માટે કરે છે ? "

મંચેરજીએ ભયસહિત કહ્યું:—" હું સોગંદ ખાઈને કહું છું કે—"

" તારા જૂઠા સોગંદ કોણ સાંભળવા માગે છે ? હવે તું કોઇ પણ પ્રકારે મને છેતરી શકીશ નહિ. હું બધું જાણી ગયો છું. મારી સ્ત્રીનાં બધાં ઘરેણાં લઇને કોણે ગીરો મૂક્યાં છે ? કોણે મારી તીજોરીમાંથી રૂપિયા ચોર્યા છે ? તેંજ. તારાજ માટે, તારાજ અપરાધથી મેં એક નિરપરાધી કર્મચારીને પોલિસના હાથમાં સોંપ્યો છે. તારા પાપનું ઘટતું ફળ ભોગવી લે. "

આમ કહીને તેણે મંચેરજીનું માથું તાકીને પિસ્તોલ ઉપાડી.

મંચેરજી ભયનો માર્યો ધીમો અવાજ કરીને દૂર ખસી ગયો, તેનું આખું શરીર ભયથી કંપવા લાગ્યું.

રાજબાઇનું વિવર્ણ મુખ વધારે વિવર્ણ થઇ ગયું.

રાજબાઇ કંપતી કંપતી ઘુંટણભેર બેસી હોરમસજીના પગમાં

ઢળી પડી. તે જાણી ગઇ કે, બધો ભેદ ખુલ્લો પડી ગયો છે, આટલા દિવસ સુધી તે મહા મહેનતે જૂઠા પર જૂઠું બોલીને, બીજાનાપર જૂઠાં તહોમત મૂકીને પોતાનાં પાપોને ઢાંકતી આવતી હતી, પરંતુ આજે એકાએક તેની બધી મહેનત બરબાદ થઇ ગઇ છે. તે હાથ જોડી, આંખોમાં આંસુ લાવી, રૂંધાયલા કંઠથી હોરમસજીને સંબોધીને બોલી:— "મને ક્ષમા કરો હું તમારી પાસે માફી માગું છું."

રાજબાઇના કરૂણ કંઠથી તથા કરૂણા ભરેલી પ્રાર્થનાથી હોરમસજીના મનમાં વીતેલાં વીસ વરસનું સઘળું સુખ તથા સૌભાગ્ય સાંભરી આવ્યું. તેનું પગથી માથા સુધીનું આખું શરીર કંપી ઉઠ્યું. જેને તેણે હૃદયની અધિષ્ઠાત્રિ રાણી બનાવી હતી, જેના એક ઇશારાથી તેનું સુખ દુ:ખ સમાન થઇ પડતું હતું, જેના સહજ હસવાથી તે સ્વર્ગના સુખનો ઉપભોગ કરતો હતો, તેનું આવું કામ! જ્યારે વર્તમાન આવી રીતે અંધારાથી ઢંકાઇ જાય છે, ત્યારે વીતેલાં સુખોની વાતો મનુષ્યના મનમાં જાગી ઉઠે છે. અને તે જ પ્રબળ થઇને વર્તમાનને ઢાંકી દે છે. હોરમસજીનું પણ તેમજ થયું. હોરમસજીનું દયાળુ દિલ પીગળી ગયું. તેણે અચકાતા અવાજે કહ્યું:—"હતભાગિનિ! મેં એવું તે શું કર્યું હતું કે જેને લીધે તે મારી સાથે આવી દગાબાજી ચલાવી છે? મારો એકમાત્ર અપરાધ એજ છે કે મેં તને મારા આખા હૃદયથી ચાહી છે. એક દિવસ પણ તને દુ:ખી થવા દીધી નથી. કોઇ દિવસ મારા મુખમાંથી એક કડવું વચન પણ નીકળ્યું નથી, શું તેમ છતાં પણ તું દુ:ખી હતી? તને સુખી કરવા માટે મેં તન મનથી શું નથી કર્યું? તેમ છતાં પણ તું શા દુ:ખમાં હતી? સંસારનું એટલું સુખ તારાથી સહન થયું નહિ કે જેથી તું રિપુઓના પ્રહારથી ઉન્મત્ત થઇને છેવટે આ નરકની વચ્ચોવચ્ચ આવી

પડી છે ? તે વખતની વાતને એકવાર યાદ કર જોઇએ, કે ત્યાં તારા-પર સર્વની શ્રદ્ધા કે ભક્તિ કેટલી હતી ? સર્વની પાસે ઇજ્જત આબરૂ કેવી હતી ? કામવાસનાને તાબે થઇને બધું ગુમાવી દીધું ? પોતાના દોષથી સઘળું નષ્ટ કર્યું, સઘળું ફના કર્યું ? મારા સ્વાભાવિક અગાધ સ્નેહમાં જ જો તને અરૂચિ થઇ હતી—તો પછી બધી બાજૂનો બ-રાબર વિચાર કેમ ન કર્યો ? કન્યા જરબાનુના મ્હોં સામું પણ શા માટે ન જોયું ? તેનું મ્હોં જોવા છતાં પણ લાલસાનો ત્યાગ કરી શકી નહિ ? "

હોરમસજી ધીરે ધીરે આ બધી વાતો કહી રહ્યા હતો, ઘણી મ્હેનતે તેના મુખમાંથી એક પછી એક વાત બહાર નીકળતી હતી, એક એક વાતમાં જાણે તેનો શ્વાસ રૂંધાઈ જતો હતો. તેના કંઠમા અગ્નિની જવાળા ઉત્પન્ન થતી હતી.

મંચેરજી બહુજ ધ્યાન આપીને એ બધી વાતો સાંભળી રહ્યો હતો. તેણે વિચાર્યું કે, હોરમસજીને બધી ખબર ન મળવા છતાં પણ થોડી ઘણી ખબર તો જરૂર મળી ગઇ છે. પરંતુ જેટલી ખબર મળી છે. તે ખરા બનાવ કરતાં પણ વધારે ભયંકર છે. આ વખતે જો તેને તેની ભૂલ જણાવી દેવામાં નહિ આવે તો, પોતાની પણ રક્ષા થઈ શકશે નહિ. આમ ધારીને મંચેરજીએ કહ્યું: —" માસા સાહેબ ! મારી વાત પહેલાં જરા સાંભળી લો, એથી આપ—"

મંચેરજીનો અવાજ સાંભળીને હોરમસજીની ઊંઘ ઉડી ગઇ. તેણે ધમકાવીને તેને કહ્યું:—" ચૂપ કર, ચંડાળ. પિશાચ, ચૂપ કર ! વારે મારી સાથે એક શબ્દ પણ બોલવાની જરૂર નથી "

મંચેરજી ભયનો માર્યો ચૂપ રહ્યો. કાંતના મુખમાથી હર્ફ કશું પણ બોલી શકાયું નહિ. તે ચૂપકીમાં રાજાબાઇના રડવાનો ધીમો અવાજ હદ ઉપરાંત મોટો થઈ પડ્યો.

હોરમસજીએ કહ્યું:—"હું શા માટે અહીં આવ્યો છું, તે જાણો છો? તમારાં બન્નેનાં ખૂન કરવા માટે–પરંતુ નારીહત્યા કરી હાથને કલુષિત કરવાની હવે મારી ઇચ્છા નથી. આ પુરૂષના જેવા કોઇ હથિયાર વિનાના માણસનું પણ હું ખૂન કરીશ નહિ."

મંચેરજી કાંઇક કહેવા જતો હતો, એવામાં હોરમસજીએ કહ્યું:—"પહેલાં મારી વાત પૂરી થવા દે. તારી જિન્દગી અત્યારે મારા હાથમાં છે–હું જેવી હાલતમાં આવી પડીને ખૂન કરૂં છું, એવી હાલતમાં અનેક આસામી આઇનના હાથમાંથી છૂટકારો મેળવી શકે છે; પરંતુ એવી સગવડની મને કશી પણ જરૂરજ નથી. જો સ્હામે તારી રિવૉલ્વર પડી છે, તે લઇને હમણાંને હમણાંજ તું આપઘાત કરવાની કોશિશ કર."

મંચેરજીએ કહ્યું:—"ના, હું તો કોઇપણ રીતે કરી શકીશ નહિ."

હોરમસજીએ વજ્રના જેવો ભયંકર નાદ કરી કહ્યું:—"કરવુંજ પડશે. હમણાંને હમણાંજ આત્મહત્યાની ચેષ્ટા કર, નહિ તો—"

હોરમસજીની પિસ્તોલના આગલા ભાગે મંચેરજીની છાતીનો સ્પર્શ કર્યો. મંચેરજીની આંખો આગળ ચોતરફથી પ્રલયનો ગંભીર અંધકાર છવાઇ ગયો, મંચેરજીએ એકદમ દોડી જઇને હોરમસજીને તાકીને પિસ્તોલ ઉપાડી.

હોરમસજીએ કહ્યું:—જા, તું ઘરના ખૂણામાં જઇને ઉભો રહે. હું અહીં નિર્ભયતાથી ઉભો છું. આમ જો, ઘડિયાળના કાંટા તરફ જોઇ જો, હમણાંજ ટકોરા વાગશે, એક મિનિટનો પણ હવે વિલંબ રહ્યો નથી. ઘડિયાળના ટકોરા થતાંની સાથેજ તમો બન્નેને બંદૂકની ગોળીઓથી ઠાર કરીશ. બરાબર સંભાળીને ઉભાં રહો."

ઘરના બન્ને ખૂણામાં હાથમાં પિસ્તોલો લઇ બન્ને જણા

તૈયાર થઈ ઉભા રહ્યા. બન્ને એક બીજાના તરફ બરાબર તાકી તાકીને જોવા લાગ્યા. કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ.

હવે વિલંબ નથી–એક પળવારમાં બધું ફના થઇ જશે! આવો વિચાર આવતાં રાજાબાઇની છાતી ફાટી જવા લાગી. તે દીવાનીની પેઠે બન્નેની વચ્ચે આવી ઉભી રહી અને ગભરાટવી મારી બૂમ પાડી બોલી ઉઠી:—"દયા કરો, દયા કરો, હું હવે કોઈપણ વાતને છૂપી રાખીશ નહિ. હમણાંજ બધું તમને જણાવી દઇશ, જો ખૂન કરવું હોય, મારૂંજ કરો, આને બચાવો—"

હોરમસજીએ ધાર્યું કે, શયતાની પોતાના યારને માટે જીવન આપવાને પણ તૈયાર થઇ ગઇ છે, ત્યારે તેનો ક્રોધ હદ ઉપરાંત વધી ગયો. તે રાજાબાઇનો હાથ ઝાલી જોરથી એક તરફ ખેંચીને બોલ્યા કે:—"સ્હામેથી દૂર ખસી જા, નહિ તો તારી પણ તેજ દશા થશે"

હોરમસજીએ રાજાબાઇને ખેંચીને દૂર ફેંકી દીધી, એ જોઇને તે તરતજ ઉઠીને મંચેરજીના તરફ દોડી ગઇ અને તેને પોતાની છાતી સાથે વીંટાળીને કરૂણ કંઠથી બોલી ઉઠી: "મારૂં ખૂન કરો, ફક્ત મારૂં જ ખૂન કરો. હુંજ બધાં પાપોની કરનારી પાપિણી છું, હુંજ દરેક અપરાધની કરનારી અપરાધિની છું.'

હોરમસજીએ ચળકતી આંખોથી એ દેખાવ જોયો. તરતજ તેણે નિશાન તાકીને પિસ્તોલ ઉપાડી, તરતજ પિસ્તોલના મુખમાંથી ધુમાડના ગોટેગોટા બહાર નીકળ્યા અને પિસ્તોલના અવાજથી ઓરડો કંપાયમાન અને ધુમાડાથી પરિપૂર્ણ થઇ ગયો

રાજાબાઇ તેવીને તેવીજ રીતે મંચેરજીને વીંટળાયલી જોવામાં આવી. બન્નેમાંથી કોઇપણ મરણને શરણ થયું નહિ.

હોરમસજીએ ફરીવાર પિસ્તોલ ઉપાડી, બરાબર નિશાન તાક્યું પિસ્તોલ પહેલાંની પેઠે ગાજી ઉઠી. પણ આ વખતે પણ કોઇ ઘાયલ થયું નહિ. ત્યારપછી ત્રીજી વાર પિસ્તોલની ગોળી છોડી. એ વખતે પણ રાજાબાઈ અને મંચેરજી આબાદ છટકી ગયાં.

ફરીવાર હોરેમસજીએ પિસ્તોલ ઉપાડી, પરંતુ આ વખતે કોઇએ તેની પાછળથી આવીને પિસ્તોલ ખૂંચવી લીધી. આવનારના શરીરમાં બેહદ તાકાત હતી. તેણે તરતજ હોરમસજીને ખેંચી લઇને બિછાના-પર ફેંકી દીધો અને ત્યારપછી તે તરતજ રાજાબાઇને જોવા માટે ગયો.

આવનારે બહારથી પિસ્તોલનો અવાજ સાંભળ્યો હતો, પરંતુ રાજાબાઇને અત્યારે ઘાયલ થયેલી ન જોવાથી તે પોતાના મનમાં ઘણોજ રાજી થયો અને આનંદનો માર્યો બોલી ઉઠયોઃ—“ આહ ! ધર્મદેવતાએ રક્ષા કરી છે. ”

વાંચક બંધુ ! આ આવનાર વ્યક્તિ આપણો પરિચિત કાશીનાથ નાયકજ હતો. એ રતનબાઇની પાસેથી સમાચાર મેળવીને અહીં આવ્યો હતો. રતને હોરમસજીની પિસ્તોલમાંથી છૂપી રીતે ગોળાઓ બહાર કાઢી લીધા હતી, એ વાત તેના જાણવામાં નહોતી. એથી કરીનેજ પિસ્તોલનો અવાજ સાંભળવાથી તેને શંકા થઇ હતી કે, કદાચ તે રાજાબાઇને આ સ્થળે આવા સંજોગોમાં બચાવી શકશે નહિ ”

હોરમસજી ગુસ્સામાં આવી બોલ્યોઃ—“ તમે કોણ છો ? મને શા માટે અટકાવો છો ? હું કોઇ પણ રીતે એમના અપરાધની ક્ષમા કરીશ નહિ, બન્ને જણાંનાં ખૂન કરીશ. ”

“ એક પણ વ્યક્તિનું ખુન થઈ શકશે નહિ. હું કોણ છું ? હું તમારો મિત્ર છું—મિત્ર ન હોવા છતાં પણ મારાથી બને તેટલું મિત્રતાનું

એક કામ કરી આપીશ; એક દિવસ તમે એને બરાબર જાણી શકશો."

આમ કહીને કાશીનાથે એવા જોરથી હોરમસજીનો હાથ દબાવ્યો કે, હોરમસજીને ઘણીજ વેદના થવા લાગી.

ત્યાર પછી કાશીનાથે તેના કાન પાસે મ્હોં લઇ જઈને ધીમા અવાજથી કહ્યું કે:—"તમે આ મામલાનાથી આબાદ બચી શક્યા છો, ઈશ્વરે તમારી રક્ષા કરી છે. જો હું ન આવી ચઢયો હોત તો, વિના કારણ તમે ખુનના દોષમાં પડીને બધું બગાડી બેસત. તમે એ નનામા પત્રથી છેતરાઇ ગયા છો."

હોરમસજીએ સ્ત્રીના તરફ આંગળી ચીંધીને નિરાશ ભાવથી કહ્યું:—"તમારી વાત માની શકત ખરો, પરંતુ મારી સ્ત્રીએ પોતાના મ્હોંએથી પોતાનું પાપ કબુલી લીધું છે."

કાશીનાથે કહ્યું: "ખરૂં, પણ હું જાણું છું કે, તમે તેને જે પાપથી પાપિણી જાણો છો, તે તેવી નથી. તમે આ જે પુરૂષનું ખુન કરવાને આવ્યા છો. તે કોણ છે, તે તમે જાણો છો?"

હોરમસજીએ કહ્યું:—"હા, જાણું છું, મારી સ્ત્રીનો જાર છે."

કાશીનાથે કહ્યું:—"ના, તમારી સ્ત્રીનો પુત્ર છે."

---

## પ્રકરણ ૨૧ મું

## વિસ્મય વધ્યું

હોરમસજી ઉછળતી નજરથી એકવાર મંચેરજીના, તરફ, બીજીવાર પોતાની સ્ત્રીના તરફ તથા છેવટે કાશીનાથના તરફ જોઇને

બોલ્યો કે—" જૂઠી વાત-મને છેતરવાની કોશિશ કરો છો, પણ હવે હું તમારાં કારસ્થાનોને ભૂલીશ નહિ."

કાશીનાથ નાયકે કહ્યું:—" પૂરતી સાબીતી મળી રહેશે; સો પણ તમારી શંકા દૂર નહિ થાય વારૂ ? એને માટે તમારે એક બે દિવસ સબૂર કરવી પડશે. હું જ તમને સાબીતી આપવાને કબૂલ થાઉં છું. હવે પછી તમને શી હરકત છે ? "

[illegible] રમસજીએ કહ્યું:—" તમારી વાતપર વિશ્વાસ શો ? "

કાશીનાથે કહ્યું:—" જો ન વિશ્વાસ હોય, તો હું મારો માર્ગ સંભાળું [illegible] અને તમે તમારે જે કાંઈ કરવું હોય તે કરજો. પણ યાદ [illegible] કે, [illegible] પણ સાહસ કરશો, તો આખી જિન્દગી સુધી પસ્તાવો કરશો."

" [illegible] કોણ છો ? "

" [illegible] નામ સિવાય બીજો કશો પણ મારો પરિચયજ નથી. મારું નામ કાશીનાથ નાયક છે."

[illegible] જીએ કહ્યું:—" હા, તમારું નામ મેં ઘણીવાર સાંભળ્યું છે, તમે [illegible] પહેલાના બજાનચી રૂસ્તમજીના મુકદ્દમાની તદબીર કરીને [illegible] હતો. તમે રૂસ્તમજીના પિતાના જૂના મિત્ર છો ખરૂં ને [illegible]"

[illegible] જવાબ આપ્યો:—" હા, હું જ કાશીનાથ નાયક છું. રૂસ્તમજીના મુકદ્દમાના તપાસ માટે મારે ઘણાં પ્રમાણો એકઠાં કરવાં પડ્યાં [illegible] તે વખતે તમારા સંબંધમાં હું ઘણી વાતો જાણી શક્યો હતો [illegible] હું તમને કહું છું કે, મંચેરજીના સંબંધમાં જે [illegible], તેના બધાં પ્રમાણો આપ એક બે દિવસમાં જાણી શકશો [illegible] સ્ત્રીને હમણાંજ ઘેર મોકલાવી દો, અને હવે

કશું પણ પૂછીને દુઃખી કરશો નહિ; વખત આવતાં મારા મોઢેથી બધું જાણી શકશો. હવે મારી સાથે ચાલો. ગાડી તૈયાર છે.”

મંચેરજી સિવાય બીજાં બધાં બહાર નીકળી ગયાં. મંચેરજી એકલો બેઠો બેઠો આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યો અને આ બધા બનાવોને ઉનાળાની રાત્રિનું ઘોર દુઃસ્વપ્ન ધારી વારંવાર આંગળીને દંશન કરીને પોતાને સાવચેત કરવાની કોશિશ કરવા લાગ્યો.

## પ્રકરણ ૨૨ મું

## પકડાઈ ગયો

બધાના ચાલ્યા જવા પછી મંચેરજીએ આખી રાત જાગીને તરેહ તરેહની ચીજોનાં જૂદાં જૂદાં પોટલાં બાંધીને તૈયાર કર્યાં. તેણે સવારની ગાડીમાંજ મુંબઇ છોડીને બીજે ગમે ત્યાં ચાલ્યા જવાનો વિચાર કર્યો હતો. એથી અત્યારે તે ભરઉંઘમાં સૂઇ રહ્યો હતો. સવારના આઠ વાગી જવા આવ્યા હતા, છતાં પણ તે ઉંઘમાંજ પડ્યો હતો.

વારંવાર બારણાં પર ધક્કા વાગવાથી તેની ઊંઘ ઉડી ગઇ. તે બ્હાવરો બનીને એકદમ પથારીમાંથી ઉઠી ગયો. પાપીના હૃદયમાં શાંતિ ક્યાંથી હોય?

મંચેરજી ન્હાસવાના ઇરાદાથી પ્રથમ બારી તરફ ધસી ગયો, પરંતુ તે બીજા માળની બારીપરથી કૂદી પડવાથી જીવ બચાવવાનો કશો પણ ઇલાજ નહોતો.

એવામાં બહારથી તેના નોકરનો અવાજ સંભળાયો. એથી ઘણો

જ શાન્ત થઇને મંચેરજી દ્વાર પાસે આવ્યો. તેણે બારણાંના છિદ્ર-માંથી જોયું કે, પોતાના નોકર વિના બીજું કોઇ પણ નથી. ફક્ત તેનો નોકરજ દ્વાર પાસે આવીને તેને બોલાવી રહ્યો છે.

બીજા કોઇને પણ ન જોવાથી તેણે દ્વાર ઉઘાડી નાખ્યું. તેણે તરતજ ગુસ્સામાં આવી લાલચોળ આંખોથી નોકરને કહ્યું:—" મૂર્ખા જોતો નથી કે હું સૂઇ રહ્યો છું ? મારી ઉંઘ ઉડાડવાનું તને કોણે કહ્યું ? કેવો હજામ જેવો નાલાયક નોકર છે ! નોકરી કરતાં શીખ્યો છે?"

નોકરે જવાબ આપ્યો:—" સાહેબ ખાસ જરૂર પડવાથીજ તમારી ઉંઘ ઉરાડવામાં આવી છે. તમારા નામપર અત્યારે એક વૉરન્ટ આવ્યું છે. "

" બચ્ચાજી, મારી સાથે પણ મશ્કરી કરે છે ? " આમ કહીને મંચેરજી એકદમ કુદીને તેની ગરદન પકડી. નોકર પળવારમાં ત્યાંથી સરી જઇને બોલ્યો:—" કેમ હાથકડી પહેરાવવાને મને લાચાર બનાવવા ધારો છો કે શું ! જો ચૂપ રહેશો તો ઠીક છે નહિ, તો તમારા પોકળને આખી આલમ જાણી જશે. માટે મારૂં કહેવું માની મહેરબાની કરી ચૂપચાપ બેસી રહો. "

આ વખતે મંચેરજીએ ભૂખ્યા વાઘની પેઠે તેને ઘેરી લીધો.

એ જોઇને નોકરે હસીને કહ્યુ:—" હું આપ નામદારના ગુલામનો પણ ગુલામ છું, મારૂં નામ દાદા ભાસ્કર છે અને હું એક ડિટેક્ટિવ અમલદાર છું."

એ વખતે કોઇએ પાછળથી આવી મંચેરજીનું ગળું પકડી દાદાભાસ્કરની પાસેથી દૂર ખેંચી લીધો. તેણે કહ્યું.—"મંચેરજી, હોરમસજીની બૅન્કમાંથી ચોરી કરવાના અપરાધથી હું તમને અત્યારે અને આ સ્થળે કેદ કરૂં છું.

મંચેરજી બાણુથી ઘવાયલા સિંહની પેઠે પાછું વાળી જોઇ ઉભો રહ્યો. તેણે જોયું કે, તેને પકડવા માટે એક સાહેબ ઇન્સ્પેક્ટર તથા ચાર કૉન્સ્ટેબલો આવેલા છે, એ જોઇને તેનું મ્હોં ફીકું પડી ગયું, તથા તેનું આખું શરીર કંપવા લાગ્યું. તેણે ધીમા અવાજથી કહ્યું:—"હુ સોગંદ ખાઇને કહું છું કે, મેં ચોરી કરી નથી."

ઇન્સ્પેક્ટરે કહ્યું:—"સારૂ. જો ચોરી નહિ કરી હોય તો છુટી જશો, હમણાં તો અમારી સાથે ચાલો."

"શી રીતે આવું? અહીં અત્યારે કોઇ નથી. બધું રેઢું મૂકીને શી રીતે અવાય?"

"હવે તમારે એની ચિંતા કરવી પડશે નહિ. અમારા માણસો બધી સંભાળ રાખશે. ચાલો હવે નકામી ઢીલ ન કરો." ઇન્સ્પેક્ટરે કહ્યું.

મંચેરજીને આનાકાની કરતો જોઇને સાહેબે કહ્યું કે:—"નકામી ગરબડ કરીને દસ પંદર જણા વચ્ચે શા માટે અપમાનિત થાઓ છો? જો ઝાઝી પંચાત કરશો તો અમારે લાચારીથી તમારા હાથમાં હાથકડી નાખીને લઇ જવા પડશે."

મંચેરજીનું ગળું સૂકાઇ ગયું હતું, એથી તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળી શક્યો. તે લાકડાંની પૂતળીની પેઠે પોલિસની પાછળ પાછળ ચાલવા લાગ્યો,

તેમના ચાલ્યા જવા પછી દાદાભાસ્કરે આખા ઘરને બરાબર તપાસી લીધું. જ્યાં જે પડ્યું હતું, ત્યાંજ તેને રહેવા દીધું. ત્યારપછી દ્વારપર તાળુંવાસી ચાવીને દ્વા-ની બાજુમાં પહેલાંની પેઠે લટકાવી દીધી.

ત્યાં બીજો એક ડિટેકિટવ અમલદાર વાટ જોતો હતો. દાદા-ભાસ્કરે કહ્યું:—"અહીં પહેરાપર ઉભા રહો. જૂઓ, તમે પહેરાપર છો, એની તેને ખબર ન પડે. તેને એક મિનિટને માટે પણ આંખથી અલગ થવા દેશો નહિ."

ડિટેકટીવે કહ્યું: —"તેની તાકાત નથી કે, તે મારી આંખ આગળથી બહાર છટકી જાય."

દાદાભાસ્કરે કહ્યું:—" ખુબ સાવધ રહેજો. નહિ તો માસ્તરના હાથમાંથી બચી શકશો નહિ.

ડિટેકિટવે કહ્યું:—" એમાં મને કાંઇ પણ ભલામણ કરવી પડશે નહિ. '

દાદાભાસ્કર તે મકાન છોડી ચાલતો થયો. રસ્તામાં લાલૂભાઇની સાથે મુલાકાત થઈ તેણે કહ્યું:—" કેમ ક્યાં સૂધી શું કામ કયુ ?"

દાદાભાસ્કરે છાતી ફૂલાવીને કહ્યું:—" કામ ફતેહ કર્યું, "

" શી રીત ? '

" આજે આટલા દિવસે ખરો ચોર પકડાઇ ગયો છે. "

" હશે, પણ તે ચોર કોણુ છે વારૂ ? '

" મંચેરજી."

"મંચેરજી ?"

" કેમ, કાંઇ નવાઇ લાગે છે કે શું ?"

" કાર્ત્તિકર સાહેબે શું કહ્યું છે ?"

" તેમણે મંચેરજીને પકડીને પોતાની પાસે લઇ જવાનું કહ્યુ છે. આજેજ મંચેરજીનો ગુન્હો સાબીત થઇ જશે અને મારાપર આવી પડેલો તપાસણીનો ભાર પણ ઉતરી જશે. "

" હશે—'

" હા, તેમણેજ તેને આવી રીતે કેદ કરાવ્યો છે. ઇન્સ્પેટકર તેને થાણામાં લઇ ગયા છે. '

" હું ધારૂં છું કે, તમે તો તમારા કેસનો કોઇપણ રીતે એક નિકાલ લાવી દીધો છે. "

" તમારા કેસમાં તમે ક્યાં સૂધી બાતમી મેળવી શક્યા છો ?"

"હજી સુધી કશું પણ કરી શક્યો નથી. મેં જેની વિરૂદ્ધમાં પ્રમાણો મેળવ્યાં છે, તેને કીર્તિકર સાહેબ કોઇપણ રીતે કેદ કરવા દેતા નથી."

'કોને–બેરમસજીને ?"

"હા."

"તેમણે જે પ્રમાણો મેળવવાનાં કહ્યાં છે, તેમાંના કેટલાંક પ્રમાણો મેળવ્યાં વારૂ ?"

"થોડાં ઘણાં મેળવ્યાં છે, અને અત્યારે એમને એ વાત જણાવવા માટેજ જાઉં છું. ચાલો આપણે બન્ને સાથેજ તેમની મુલાકાત માટે જઇએ."

બન્ને જણા વાતો કરતા કરતા કીર્તિકર સાહેબને મળવા માટે ચાલ્યા.

બીજે દિવસે બરજોરજી પાછો આવી પહોંચ્યો. તે દ્વારપર તાળું વાસેલું જોઈ સ્તંભિત થઇને ઉભો રહ્યો. એકાએક તેની નજર દ્વારની નજીકમાં લટકતી ચાવી પર પડી.

બરજોરજી દ્વાર ખોલી ઘરમાં દાખલ થયો. ત્યાર પછી જ્યાં આગળ જે વસ્તુ પડી હતી, ત્યાં આગળ તેને બરાબર રાખીને તે ઘરમાંથી એકદમ બહાર નીકળી પડયો.

આ વખતે તેનું મોં વિકરાળ વરૂના જેવું બિહામણું બની ગયું હતું. તેના આખા શરીરમાં કંપારી છૂટી રહી હતી અને આંખમાંથી આગના ચિનગારીઓ નીકળી રહી હતી તે મંચેરજીને ગાળો ભાંડતો ભાંડતો ઘરમાંથી બહાર નીકળ્યો.

એ વખતે ત્યાં પ્રથમથીજ છુપાઇ રહેલા ડિટેકિટવ અમલદારે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના જે તરફ બરજોરજી ગયો, તે તરફ ધીમે ધીમે તેની પાછળ પાછળ ચાલવા માંડયું.

# (વિભાગ પાંચમો)

## પરિણામ-ભયાનક

## પ્રકરણ ૧ લું

## ગુન્હેગાર તરફ

આ તરફ કીર્તિકર સાહેબની પાસે મંચેરજીને હાજર કરવામાં આવ્યો, થોડીવારમાં દાદા ભાસ્કર પણ ત્યાં આવીને હાજર થયો.

કીર્તિકરે મંચેરજીને બેસવાની આજ્ઞા કરીને કહ્યું કેઃ—"આ ચોરીની બાબતમાં તું જે કાંઇ જાણતો હોય, તે બધું ખુલ્લે ખુલ્લું અમોને કહી સંભળાવ. જો તું બધી ખરી હકીકત જણાવીશ તો અમો તને સરકારી સાક્ષી તરીકે ગણી લઇશું. એથી તને પછી કોઇ પણ જાતનો ભય રહશે નહિ. વિચાર કરવા માટે તને પાંચ મિનિટનો વખત આપવામાં આવે છે, એ દરમ્યાન તને ગમે તે વિચાર કરી લે."

મંચેરજી ચૂપચાપ બેસી રહ્યો. પાંચ મિનિટ વીતી ગઇ, તોપણ મંચેરજી કાંઇ પણ બોલ્યો નહિ.

કીર્તિકરે થોડીવાર સુધી તેના તરફ જોયા પછી પૂછ્યું કેઃ—"કોણે ચોરી કરી છે?"

મંચેરજી ચૂપ રહ્યો.

કીર્તિકરે ફરીવાર પૂછ્યુંઃ—"કોણે ચોરી કરી છે?"

મંચેરજીએ જવાબ આપ્યો:—" મેં ચોરી કરી નથી."

" એ હું જાણું છું, તેમ છતાં પણ કોણે ચોરી કરી છે, તે કહે જોઇએ ?

મંચેરજીએ કશો જવાબ આપ્યો નહિ. તે ચૂપચાપ બેસી રહ્યો.

ત્યારે કીર્ત્તિકર બોલ્યો કે:—" જો, તારા ભલા માટેજ કહું છું, કે જો બધી વાત ખરેખરી જાહિર કરી દઇશ તો બચી જઇશ અને નહિતો કાળે પાણીએ પહોંચી જઇશ."

તોપણ મંચેરજીએ કશો જવાબ આપ્યો નહિ.

કીર્ત્તિકરે કહ્યું:—" તું તીજોરી ખોલવાની વાતને જાણી ગયો હતો, એ વાત શું ના કબૂલ કરે છે ? મારી પાસે પણ આવું હડહડતું જૂઠું બોલે છે."

મંચેરજીએ મ્હોં ફેરવીને કહ્યું:—" હું કશું પણ જાણતો નથી."

કીર્ત્તિકરે શુષ્ક કંઠથી કહ્યું:—" બધું જાણવા છતાં વિના કારણ છુપાવવાનો પ્રયત્ન કરી તારો સર્વનાશ કરાવવાને કેમ તૈયાર થયો છે ? હું તને બચાવવા માંગું છું."

મંચેરજીને બોલતો બંધ થયેલો જોઇને કીર્ત્તિકરે દાદા ભાસ્કરના તરફ જોઈને કહ્યું કે:—" તેને અહીં લઈ આવો."

દાદા ભાસ્કર ઉઠીને ચાલતો થયો. ત્યારે કીર્ત્તિકરે કહ્યું કે:— " મંચેરજી! અમો તારી બાબતમાં બધું જાણીએ છીએ. તારો ડોસો પણ અત્યારે અમારા હાથમાં છે. બરજોરજી ધારે છે કે, તે ઘણોજ બુદ્ધિમાન છે. અને પોલિસ ગદ્ધા છે. તેણે અમારા હાથમાંથી તારી માને સેરવી લેવાનો વિચાર કર્યો હતો પરંતુ તે તેમ કરી શક્યો નથી. મેં એ વૃદ્ધાની પાસેથી બધી હકીકત સાંભળી છે. ગમે તેમ હોય, પણ જે દિવસે બરજોરજી તારી માની તપાસમાં ગયો, તે દિવસે તે તારી

પાસે ઘણા રૂપિયા રાખી ગયેલ હતો. એ રૂપિયા હજી સુધી તારી પાસેજ છે. કેમ આ બધી વાતોને તું ના કબૂલ કરવા માગે છે?"

મંચેરજીએ કહ્યું:—"મારા પાસે રૂપિયા નથી."

કીર્ત્તિકરે કહ્યું:—"છે. જો તું ખરેખરૂં જણાવી દઈશ, તો અમો એ રૂપિયા લઈશું નહિ. જો સારા માર્ગપર ચાલીશ, તો એ રૂપિયાથી મોટા માણસની પેઠે આનંદમાં રહીને બાકીની જિન્દગી વીતાડી શકીશ."

મંચેરજી ચૂપ રહ્યો.

કીર્ત્તિકર કહેવા લાગ્યો:—"પણ જો કોઈ પણ વાત નહિ કહે, તો અમો રૂપિયા પણ લઈ લઈશું અને તને પણ જેલમાં મોકલી દઈશું. ફગવાર તને પાંચ મિનિટ વિચાર કરવાનો વખત આપું છું, એ અરસામાં વારે જે કાંઇ ધારવું હોય તે ધારી લે."

પાંચ મિનિટ વીતી ગયા પછી કીર્ત્તિકરે આંખો ઉઘાડીને મંચેરજીના તરફ જોયું. મંચેરજીને કાંઇપણ બોલતો ન જોઇને, તેમણે ટેબલપરની ઘંટડી વગાડી. ઘંટડીના અવાજ થતાંની સાથેજ બે કોન્સ્ટેબલ ઘરમાં આવી પહોંચ્યા.

કીર્ત્તિકરે તેમને કહ્યું:—"આ આસામીને હાથકડી પહેરાવો અને એનો પોશાક ખોલીને બરાબર જડતી લો."

તેઓ મંચેરજીની પાસે ગયા, એટલે તે એકદમ કૂદકો મારી ઉછળીને બોલ્યો કે:—"તમારૂં અપમાન કરશો નહિ. હું રૂપિયા આપું છું."

કીર્ત્તિકરે કહ્યું:—"સારૂં હમણાંજ લાવ."



## પ્રકરણ ૨ જું

## ચોરીનો ભેદ ખુલ્યો

મંચેરજીએ કંપતા હાથથી પોતાના ગજવામાંથી નોટોનું એક બંડલ કાઢીને કીર્ત્તિકરના ટેબલપર મૂક્યું.

કીર્તિકરે નોટોને એક પછી એક ગણીને એક કાગળપર તેના નંબર લખી લીધા. ત્યારપછી તેણે કહ્યું:—"જો, ફરીવાર કહું છું કે, અમોને જો બધી વાત ખોલીને કહી દઈશ, તો આ નોટો તને પાછી આપી દઈશ અને જેથી તું બચી જાય એવો ઇલાજ પણ કરીશ."

આ વખતે મંચેરજીએ કહ્યું:—"જો તમોને બધી વાત કહીશ, તો તમે મને છોડી દેશો, એમ મારાથી શી રીતે માની શકાય વારૂ?"

કીર્તિકરે કહ્યું:—"મારી વાતપરજ વિશ્વાસ રાખવો જોઇશે."

એવામાં ત્યાં દાદા ભાસ્કર આવી ચઢ્યો, તેની પાછળ એક વૃદ્ધા તે ઓરડામાં દાખલ થઇ.

વૃદ્ધા મંચેરજીને જોઇ રડી પડી અને રડતી રડતીજ કહેવા લાગી:—"તેં શયતાને મારો સર્વનાશ કર્યો છે! ભાઇ! હું હવે એની સલાહ મુજબ ચાલીશ નહિ. ચાલાકોની પાસે દરેક જાતનું બળ મોજૂદ છે અને એઓ આપણને જરૂર બચાવી શકે તેમ છે."

કીર્તિકરે કહ્યું:—"રડશો નહિ. આવો, અહીં બેસો."

વૃદ્ધા આંસુ લૂછતી લૂછતી બેઠી. એ વૃદ્ધા મંચેરજીને લઇને જ અમદાવાદમાં એદલજીની પાસે રહેતી હતી. તથા એને મુંબઇ લાવવા માટે કીર્ત્તિકરે અમદાવાદ માણસ પણ મોકલી આપ્યો હતો, એ બધી વાતો જણાવવાની હવે અગત્ય જણાતી નથી. રસ્તામાં કોઇ

કદાચ એને ઉપાડી ન જાય એટલા માટે પોલિસનાં માણસો કીર્તિકરની સલાહ મુજબ એને રાત્રિના સાડા નવ વાગ્યે અમદાવાદથી ઉપડી મુંબઇ જતી મેઇલ ટ્રેનમાં ઘણીજ કાળજી અને સાવચેતીથી લઇ ગયાં હતાં. વળી મેઇલ ટ્રેનમાં પણ પોલિસનાં માણસોએ ખૂબ ચાલાકી ચલાવી હતી. ફર્સ્ટ ક્લાસનું કમ્પાર્ટમેન્ટ રિઝર્વ કરાવી તેનાં બારી બારણાં બંધ કરી તેઓ ઘણીજ ખૂબીથી અને છૂપી રીતિથી તેને મુંબઇ લઇ આવ્યા હતા આથી બરજોરજી એના પતો મેળવી શક્યો નહોતો.

પોલિસના હાથમાં પડી ભયની મારી વૃદ્ધાએ બધી વાતો કહી દીધી. વળી જેથી તેનો પુત્ર મંચેરજી બધી બીના જણાવી દે, તેને માટે પણ તેણે કોશિશ કરવાનું કબૂલ કર્યું હતું. જેલનો ભય, ફાંસીનો ભય, ઘણોજ મોટો ભય છે. વૃદ્ધા ગભરાઇ ગઇ હતી.

કીર્તિકરે તેને સંબોધીને કહ્યું:—"તમારા દીકરાને ઘણું ઘણું સમજાવ્યો છે, તેમ છતાં પણ તે માનતોજ નથી. એ તો એક ખોટો હઠ લઇનેજ બેઠો છે."

વૃદ્ધા રડતી રડતી કહેવા લાગી:—"મંચેરજી, એ શયતાન છે, એની વાત માનીશ નહિ. તેણે આપણને પાયમાલ કરી નાંખ્યાં છે, તે શયતાન અમદાવાદ ન આવ્યો હોત તો આપણી આવી બુરી હાલત થાત નહિ. તે હરામજાદાએજ વિષ ખવડાવીને એ વજીનું ખુન કર્યું છે [illegible] ખુલ્લે ખુલ્લું કહી દે. આ લોકો આપણને બચાવશે."

મંચેરજીએ પણ મનમાં ને મનમાં એવોજ નિશ્ચય કર્યો હતો. તે સારી રીતે સમજી ગયો હતો કે, તેના બચવાની હવે કશી પણ સંભાવનાજ નથી. વળી તે એમ પણ સારી રીતે જાણતો હતો કે, બરજોરજી તેના બચાવ માટે કશો પણ ઇલાજ કરવાનો નથી. પણ

તે તો ઉલટો જેલમાં જતો જોઇને સંતુષ્ટ થાય તેમ છે. તેના મનમાં એવી ઇચ્છા છે કે, જો હું વચ્ચેથી દૂર થઇશ, તો તે નિર્વિઘ્ને જરબાનુની સાથે લગ્ન પણ કરી શકશે.

ત્યારે પછી એવા દુરાત્માને માટે હું વિના કારણ જેલમાં શા માટે જાઉં ? જ્યારે મારા હાથમાં ઇલાજ છે, ત્યારે મારે શા માટે મરવું જોઇએ? બરજોરજીને ને મારે શો સંબંધ છે ? મને તેનો શો ભય છે ? એ તો જેલમાં જવાનો જ. ચોક્કસ જિન્દગી સુધી કાળા પાણીએ જશે. આ પ્રમાણે અનેક વાતો મંચેરજીના મનમાં ઉભરાવા લાગી. છેવટે તે કાંઈ પણ દૃઢ નિશ્ચય ન કરી શકવાથી બોલ્યોઃ—"શું હું બધી બીના જણાવીશ, તો તમો મને છોડી મૂકશો ?

કીર્તિકરે કહ્યું—"જરૂર"

"તમારાપર હું શી રીતે વિશ્વાસ મૂકી શકું વારૂ ?" મંચેરજીએ પૂછ્યું.

"મારી વાત કદાપિ ખોટી પડતી નથી."

"હું બધી ખરી બીના જણાવી દઇશ તો તમે મને મારશો નહિને?"

"ના."

"પેટી ઉઘાડવાની વાત હું જ જાણી શકયો હતો."

"શી રીતે ?"

મંચેરજી કહેવા લાગ્યોઃ—"એક દિવસ રતનબાઇને મેં બરાબર સમજાવી દીધું કે, રૂસ્તમજી હવે તેને ચહાતો નથી. આથી તે દિવસે રૂસ્તમજીના આવ્યા પછી તેણે રૂસ્તમજીને એ બાબતમાં ઘણી ઘણી વાતો કરી. એથી રૂસ્તમજીએ કહ્યું કેઃ—"રતન, હું તને કેટલી બધી ચાહું છું, તારાપર કેટલો બધો વિશ્વાસ રાખું છું, એનું પ્રમાણ માત્ર એટલું જ પૂર્ણ થઈ પડશે કે, તારા નામથી હજીસુધી હોરમસજીની તિજોરી ઉઘડે છે." મેં આ વાત બરજોરજીને કરી હતી. તેણે

એથી અહુજ ખુશી થઇને કહ્યું હતું કે:—"ત્યારે હવે શો ભય છે ? હોરમસજીની તિજોરીમાંથી આપણે ગમે તે રીતે રૂપિયા લેવા પડશે. તો પણ મેં સાભળ્યું છે કે, તેની તિજોરીમાં વધારે રૂપિયા રહેતા નથી. તે બધા રૂપયા 'મુંબઇ બૅન્ક' 'બૅન્ક ઑફ ઇંગ્લાંડ' કે તેવીજ બીજી કોઇ સદ્દર બૅન્કમાં મોકલાવી દે છે. પણ ચિંતા નહિ, તેમ છતાં પણ આપણા હાથમાં એક ઘણો જ મજાનો ઉપાય છે. આપણા જે લાખ રૂપિયા રૂસ્તમજીના બૅન્કમાં છે, તે રૂપિયા મને પરમ દિવસે દશ વાગે મળી જવા જોઇએ, એવું આવતી કાલે હોરમસજી પાસે જઇને હું કહીશ. એથી હોરમસજીને જરૂર બૅન્કમાંથી એક લાખ રૂપિયા મંગાવીને પોતાની તિજોરીમાં રખાવી મૂકશે."

કાંતિકરે પૂછ્યું:—"એ રૂપયા તેણે ક્યાંથી આણ્યા હતા ?"

મંચરજીએ જવાબ આપ્યો:—"રાજાબાઇનાં ઘરેણાં ગીરો મૂકીને એ રૂપિયા મેળવ્યા હતા અને ત્યાર પછી એજ રૂપિયાને બરજોરજી બૅન્કમાં જમા મૂકી આવ્યો હતો. પછી રાજાબાઇની પાસેથી ચાવી લઇને તિજોરીમાંથી રૂપિયા ઉપાડી લેવાનું નક્કી કરવામાં આવ્યું હતું. બરજોરજીએ એ કામ મને કરવા સોંપ્યું હતું. હું કોઇ પણ રીતે એમ કરવાને સમ્મત થયો નહોતો. પછી તેણે મને નાના પ્રકારનો ભય બતાવવાથી હું લાચારીથી તેમ કરવાને સમ્મત થયો હતો. અમો જાણતા હતા કે, તે દિવસે સંધ્યા પછી હોરમસજી ઘેર રહેવાનો નથી; એ જ વખતે તેને ઘર જવાનું નક્કી કર્યું હતું, પણ એ નક્કી કરેલા વખત મારૂં મન એવું ખરાબ થઇ ગયું હતું કે હું બરજોરજીની સાથે જવાને નાસમ્મત થયો હતો.

કીર્તિકરે પૂછ્યું:—"ત્યારે શું પછી બરજોરજી એકલો જ ગયા હતા,"

મંચેરજીએ જવાબ આપ્યોઃ—"શા, તેમને ઘણી ગાળો દઇ, બીક, કાપુરુષ, બાયલો વગેરે તોછડાઇ ભરેલા અપશબ્દો કહીને તથા છેવટે મને મદિરા પીવડાવવાને પોતાની સાથે લઇ ગયો હતો. હોરમસજીના મકાનના દરવાજા પાસે પહોંચ્યા પછી મારી છાતી એટલી ધડધડ કરી કંપવા લાગી કે, મારાથી પછી એક પગલું પણ ભરી શકાયું નહિ, હું સ્તબ્ધ થઇ ઊભો રહ્યો. ત્યારે બરજોરજી મને ન્હારી ગાળો ભાંડવા લાગ્યો, મારો હાથ પકડી મને ઘસડીને ચાલવા લાગ્યો પણ હું એકાએક તેના હાથમાંથી મારા હાથ છોડાવીને જોસભેર ત્યાંથી એકદમ દોડી નીકળ્યો હતો;

કીર્ત્તિકરે પૂછ્યું:—"એ વખતે બરજોરજીએ શું કર્યું ?"

"એની મને ખબર નથી. હું ઘણીવારસુધી રસ્તામાં ભટકતો ભટકતો છેવટે મારા મુકામપર ચાલ્યો ગયો. મેં જોયું કે, એ વખતે પણ બરજોરજી પાછો આવ્યો નહોતો."

"ત્યારે તે પાછો ક્યારે ઘેર આવ્યો હતો ?"

"લગભગ રાત્રિના અગિયાર વાગ્યે"

"આવીને તેણે તને શું કહ્યું હતું !"

"મને જોઇને પ્રથમ તે મને મારવાને તૈયાર થયો હતો હું પણ કૂદીને તેની સ્હામો થયો હતો, તે જાણતો હતો કે, મારી સાથે લડવાથી તે કદાપિ પહોંચી શકે તેમ નહોતો."

"ત્યાર પછી ?"

"ત્યારપછી ધીમે ધીમે જઇને તે ખુરસીપર બેઠો હતો અને મને ગાળો ભાંડતાં ભાંડતાં તેણે કહેવા માંડ્યું હતું કેઃ—"ગધ્ધા, જો તું રહ્યો હોત તો એ કામ પાંચ મિનિટમાંજ પતી જાત, મને એમાં લગભગ ત્રણ કલાક વીતી ગયા છે. લુચ્ચી છોકરી કોઇપણ રીતે

માનતી નહોતી. પણ જ્યારે મેં તેને દમ દઇને કહ્યું કે, રૂપિયા નહિ મળે તો તું આજે રાત્રે આત્મહત્યા કરવાનો છે, ત્યારે તે ચાવી આપવાને તૈયાર થઇ. પણ તેણે કહ્યું કે, ફક્ત એક હજાર રૂપિયાજ લેજો. તે જાણતી નહોતી કે, તિજોરીમાં એટલા બધા રૂપિયા પડયા હતા."

"ત્યાર પછી ?"

"ત્યારપછી બરજોરજીએ કહ્યું કેઃ—"હું જ્યારે ચાવી લઇને તીજોરી ખોલવા ગયો, ત્યારે તે પણ મારી સાથે સાથે આવી હતી. મેં જેવી તિજોરી ઉઘાડી કે, તરતજ તેણે દોડી આવીને મારો હાથ પકડી લીધો અને તિજોરી ખોલવાની સખ્ત મના કરી. પણ તેની કશી પણ દરકાર રાખ્યા વિના મહામુશીબતની અંદરથી રૂપિયા લઇને હું ચાલ્યો આવ્યો, તે ઉભી ઉભી મનમાંને મનમાંજ કાંઇક બબડવા લાગી, હું નોટોનું બંડલ ગજવામાં મૂકી તરતજ નવ બે અગિયારાં ગણી દોડયો આવ્યો. આમ જો જાનવરનાં બચ્ચા, આ રૂપિયા જો બેશર્મ ! તારી સાથે સંબંધ પણ કોણ રાખે! તું દગાબાજ છે, બેઇમાન છે, તારાપર ભરોસો મૂકયો એ પણ એક જાતની મૂર્ખવાજ છે." આમ કહીને તેણે તરતજ પોતાના કોટના ખાસામાંથી નોટોનું એક બંડલ કાઢીને મને બતાવ્યું.

---

## પ્રકરણ ૩ જું

### ખૂની ભેદ હજી સૂધી છૂપો !

કીર્તિકરે દાદાભાસ્કરને કહ્યુંઃ—" દાદાભાસ્કર ! તમે તે દિવસ

તાળાપર દાગ બેસવાનું જે કારણ સમજાવ્યું હતું, તે હવે બરાબર સમજમાં આવ્યું ને ? હવે એનો ખરો પત્તો મળી ગયો છે,"

ત્યારપછી મંચેરજીના તરફ મ્હોં ફેરવીને પૂછ્યું કેઃ—" તું બીજું શું જાણે છે ?"

મંચેરજીએ જવાબ આપ્યોઃ—" એ સિવાય હું બીજું કશું પણ જાણતો નથી, જે કાંઈ જાણતો હતો, તે બધું મેં આપને કહી દીધું છે,"

" તું આ બધું સત્યજ બોલ્યો છે, એની સાબીતી શી છે વારૂ?"

" રાજાબાઇને પૂછવાથી જાણી શકશો,"

" કેસ ચાલતી વેળાયે તું આ બધી બીના કહીશ ખરોને ?"

" જો આપ મને સાક્ષી તરીકે બોલાવશો તો હું જરૂર કહી સંભળાવીશ."

" હવેથી અમો જે કાંઇ કહીએ, તે કરવાને તૈયાર છે ?"

" જ્યારે આપનાપર બધો આધાર મૂકી દીધો છે, ત્યારે શા માટે નહિ કરૂં ?"

" જો અમારા મત પ્રમાણે કામ કરીશ, આખર સુધી અમારી વાત સાંભળીશ, તો આ બધા રૂપિયા તું જરૂર પાછા મેળવી શકીશ. ત્યાં સુધી આ રૂપિયા અમારી પાસે રહેશે."

" હવે આપ જેમ કહેશો તેમ મારે લાચારીથી કરવું પડશે."

જ્યાં સુધી આ કેસનો ચૂકાદો ન થાય ત્યાં સુધી તારે અમો જ્યાં કહીએ, ત્યાંજ રહેવું પડશે '

" રહીશ."

" તારી માતા જ્યાં રહે છે, ત્યાંજ તારે રહેવું પડશે." કીર્તિકર સાહેબે કહ્યું.

"ત્યાંજ રહીશ"

કીર્તિકરે દાદાભાસ્કરને કહ્યું—"બે સિપાહીઓની સાથે એમને ત્યાં મોકલી આપો. રસ્તામાં ગાડીનો દરવાજો બંધ કરી દેવામાં ભૂલ ન થાય, એવી સૂચના પણ એ લોકોને આપી દેજો. આ કામમાં જરા પણ ગફલત ન થવી જોઇએ."

મંચેરજી તથા રૂસ્તમને સાથે લઇને દાદાભાસ્કર જવાને તૈયાર થયો, એ વખતે કીર્તિકરે ફરીવાર કહ્યું:—"સબૂર કરો." ત્યારપછી મંચેરજીના સ્હામું જોઇને તેણે કહ્યું:—"ખુનની બાબતમાં તું કાંઈ પણ જાણે છે કે કે?"

"ના."

"બરાબર વિચાર કરીને કહે. તારી સાથે પેસ્તનજીની દોસ્તી હતી કે નહિ?"

"હતી."

"પેસ્તનજીની પાસે બે સર્ટિફિકેટ હતાં, એ શું તું જાણે છે ખરો કે?"

"ના."

"કોઇ પણ વેળાએ પેસ્તનજીએ તને અથવા બરજોરજીને એ વિષયમાં કાંઇપણ વાતચીત કરી હતી ખરી કે?"

"ના, મને કદીપણ એવી વાત કરી નહોતી. બરજોરજીને કરી હતી કે નહિ, તે હું જાણતો નથી."

"બરજોરજીએ એ ખૂન સંબંધી તને કદાપિ કાંઇ પણ વાત કરી છે ખરી કે?"

"ના."

"ખરૂં કહે છે?"

"હવે જૂઠું શા માટે બોલું?"

"ના."

દાદા ભાસ્કર તેમને સાથે લઇને બહાર નીકળી ગયો.

તેમના ચાલ્યા જવા પછી લાલુભાઇએ કહ્યું:—"ખુનના સંબંધમાં હું ધારૂં છું કે, મંચેરજી કશું પણ જાણતો જ નથી."

"હા." કીર્ત્તિકરે કહ્યું.

"બરજોરજી આ ખૂનમાં સામેલ હોય તો તે જરૂર એનાથી જાણીતો હોવો જોઇએ."

"તેનું કશું પણ માન બરજોરજી જાળવે તેવો નથી."

"બન્ને જણા એકી સાથે રહેતા હતા, કોઈ પણ બદમાશી ભરેલું કામ હોય, તો તેઓ બન્ને સાથે રહીને જ કરતા હતા, છતાં એ ખૂનની અંદર બરજોરજી સામેલ હોય અને મંચેરજી એ વાતને ન જાણતો હોય એમ કદાપિ બની શકે ખરૂં કે? મને તો લાગે છે કે, કદાચ બરજોરજીના ભયને લીધે તે એ વાતને દબાવી રાખવા માગતો હશે."

કીર્ત્તિકરે કહ્યું:—"એ બાબતમાં વધારે ચિંતા કરવાની જરૂર નથી, હવે ખૂની થોડા વખતમા જ પકડાઇ જશે."

"મને તો એ ખૂનના સંબંધમાં કશી પણ બાતમી મળી શકી નથી. જેટલા પ્રમાણો મળ્યાં છે, તેપરથી સમજાય છે કે, હોરમસજીના વિના બીજા કોઇએ પણ એ ખૂન કર્યું નથી. સાહેબતો મને એ ખુનની બાબતમાં કેટલી બાતમી મેળવી, એવું હંમેશાં પૂછે છે હવે મારાથી તેમને એકનો એક જવાબ પણ આપી શકાતો નથી. આપ કોણે ખુન કર્યું હોય એમ ધારો છો વારૂ?" લાલુભાઇએ પૂછ્યું.

કીર્તિકરે કહ્યું:—"ધારતો નથી, પણ કહું છું કે, જેણે ખુન કર્યું હશે, તેને કાલે તમે જરૂર જાણી શકશો. આજ તો આટલેથી હું બધું કામ બંધ રાખવા માગું છું"

## પ્રકરણ ૪ થું

## ખૂનનો આરોપ

બીજે દિવસે હોરમસજીને ત્યાં આવીને કીર્તિકરે તેની સાથે મુલાકાત લીધી.

હોરમસજી તેને ઓળખતો નહોતો. તેણે તેને પોતાની ઑફીસમાં બેસાડીને કહ્યું:—"આપ સાહેબને મારી પાસે આવવાનું શું પ્રયોજન છે?"

કીર્તિકરે કહ્યું:—"તમારી સાથે મારી ઓળખાણ નથી, તે ભલે ન હોય, પણ હું ધારૂં છું કે, કદાચ તમે મારૂં નામ તો સાંભળ્યું જ હશે. મારૂં નામ કૃષ્ણાજી બલવન્ત કીર્તિકર છે અને હું પોલિસનું કામ કરૂં છું."

હોરમસજીએ વિસ્મિત થઇને પૂછ્યું:—"આપ જ શું ડિટેક્ટિવ સુપ્રિન્ટેન્ડેન્ટ કીર્તિકર સાહેબ છો?"

"હા."

"આપની સાથે મારે કેટલીક ખાસ જરૂરની વાતો કહેવાની છે. એ વાતો ઘણીજ છુપી રાખવા જેવી છે. આપણે અહીં જે વાતો કરીએ તેને બીજું કોઇ પણ ન સાંભળી જાય, એની ખાસ સંભાળ રાખવાની છે. આટલામાં આપણી વાતો સાંભળી જાય, એવું તો કોઇ નથી ને?"

"ના."

"ત્યારે તો અહીં પણ ઘણીજ ખુશીની સાથે એ વાતો કરી શકાશે. આશા છે કે, હું તમને જે કાંઈ પૂછું, તેનો જવાબ આપવાને તમો અવશ્ય તૈયાર થશોજ."

"આપ આવો સવાલ કેમ કરો છો? મારે છુપાવવા જેવું શું છે?" હોરમસજીએ કહ્યું.

"તમોએ બરજોરજીના આગ્રહથી અથવા ભયથી પોલિસ-કમિશનર સાહેબને એક પત્ર લખ્યો છે. તે પત્રમાં જે કાંઈ લખ્યું છે, તે બધું તદ્દન ખોટું છે."

હોરમસજીએ નારાજ થઇને કહ્યું:—" મહાશય, આપ જો આવી રીતે મારી સાથે વાતચીત કરવા માંગતા હો તો હમણાંને હમણાંજ અહીંથી ચાલ્યા જાઓ."

કીર્ત્તિકરે કહ્યું:—" ચાલ્યા જવાને હજી થોડીકવાર છે. હું તમારા ભલાને માટેજ કહું છું. જો તમે બધીવાત ખુલ્લે ખુલ્લી જણાવી દેશો તો, તમારૂંજ ભલું થશે."

"કદાચ ન કહું તો?"

"તો દુઃખની સાથે કહેવું પડે છે કે, તમને કેદ કરવાને મારે લાચાર થવું પડશે."

"મને કેદ કરશો? કેમ? શા માટે?"

"પેસ્તનજીના ખુનને માટે."

હોરમસજી ચકિત થઇને બોલ્યો:—" પેસ્તનજીનું ખુન! પેસ્તનજીના ખુનની બાબતમાં હું કશું પણ જાણતોજ નથી આપને હું કશું પણ કહેવાનો નથી. આપ અત્યારે ને અત્યારે ચાલ્યા જાઓ."

કીર્ત્તિકરે ધીમે ધીમે ખીસામાંથી એક સીસોટી બહાર કાઢી

તેને બતાવી અને ત્યાર પછી તાળીઓ વગાડતાં વગાડતાં તેણે કહ્યું કેઃ—"જૂઓ! આ સીસોટી હું વગાડીશ કે તરતજ દસ-પંદર પોલિસનાં માણસો આવીને તમને ઘેરી લેશે, અને હાથમાં હાથકડી ઘાલી ખુલ્લા રસ્તાપરથી તમને લઇ જશે. માટે વિના કારણ હાથે કરીને એવું અપમાન વ્હોરી લેવાને શા માટે તૈયાર થાઓ છો? નકામા ફાંસીના લાકડાપર લટકવાનું સાહસ કેમ કરો છો?"

હોરમસજી ઉઠીને ઉભો થયો હતો, તે ધીમે ધીમે પાછો નીચે બેસી ગયો અને ભાંગ્યા તૂટ્યા અવાજથી બોલ્યોઃ—"મારી વિરૂદ્ધ શું પ્રમાણ છે? હું આ ખુનના સંબંધમાં કશું જાણતો નથી."

"ખાસ પ્રમાણ ન મળે તો તમારા જેવા મોટા માણસને કેદ કરવાનું સાહસ અમારાથી શી રીતે કરી શકાય વારૂ?"

"શાં પ્રમાણો છે?"

કીર્ત્તિકરે કહ્યુંઃ—"જો તમારે બદલે બીજો કોઈ માણસ હોત, તો હું તેને એ વાત કહેત નહિ, પણ તમે જરા સ્થિર થઇને સાંભળો; પેસ્તનજીના કોટની નીચે બે કાગળો છૂપાવેલા હતા. તેમાંનું એક લગ્નનું સર્ટિફિકેટ હતું અને બીજું જન્મનું સર્ટિફિકેટ હતું. એ બન્ને સર્ટિફિકેટોને લેવા માટે કોઇ પણ માણસે તેનું ખુન કર્યું હતું. જેણે ખુન કર્યું હતું, તે માણસ સારી રીતે જાણતો હતો કે એ બન્ને સર્ટિફિકેટો પેસ્તનજીની પાસે જ હતાં."

આ સાંભળીને હોરમસજીના મોઢાનો ભાવ એવો થઈ ગયો કે, જાણે તે થોડીવારમાંજ મૂર્છિત થઇ જશે; તેના મુખપરથી સઘળું લોહી સૂકાઇ ગયું. તે વ્યાકુળતાથી કીર્ત્તિકરના મુખ તરફ જોઈ રહ્યો. કીર્ત્તિકરે કહ્યુંઃ—"જૂઓ છો ને કે અમો થોડી થોડી ખબર દરેક બાબતની રાખીએ છીએ. વળી અમોને એવી ખબર પણ મળી છે કે,

એમાંનું એક સર્ટિફિકેટ તમારા ગુપ્ત લગ્નનું હતું. અને બીજું સર્ટિફિકેટ તે પહેલાંની પરણેલી બીજી એક કન્યાનું હતું."

હોરમસજી કૂદીને ઉભો થયો. તેણે અજાયબીમાં આવી પૂછ્યું:—"આપને કોણે કહ્યું?"

કીર્ત્તિકરે જવાબ આપ્યો:—"શાન્ત થઈ બેસો, ગભરાવો નહિ. તમારી પહેલાંની પરણેલી સ્ત્રીએજ અમોને આ બધી વાત કરી હતી."

આમ કહીને કીર્ત્તિકરે પોતાના ગજવામાંથી એક પત્ર બહાર કાઢીને હોરમસજીની સ્હામો ધર્યો. ત્યારપછી થોડીવારે કહ્યું:—"આ હસ્તાક્ષરોને તમે ઓળખી શકો છો કે?"

હોરમસજી પત્રને જોઇને થરથર કંપવા લાગ્યો. એ પત્ર તેની સ્ત્રીનો મરણ પથારી પરથી લખેલો પત્ર હતો. લાલુભાઇએ એ પેદા કર્યો હતો. હોરમસજીએ પત્ર વાંચ્યો. વાંચીને તેણે અર્ધા રૂંધાયલા અવાજથી કહ્યું:—"મારી રક્ષા કરો."

કીર્ત્તિકરે કહ્યું:—"હું ધારૂં છું કે, એ બન્ને સર્ટિફિકેટો પેસ્તનજીની પાસેથી તમોએજ લીધાં હોવા જોઇએ, માટે—"
હોરમસજી કાંઇ પણ સાંભળ્યા વિના વચ્ચમાંજ બોલી ઉઠયો:—"મારી રક્ષા કરો, જેટલા રૂપિયા ખર્ચ થાય "

કીર્ત્તિકર તેને અટકાવીને બોલ્યો:—"રૂપિયાની તો વાતજ કરશો નહિ. તમારો બચાવ કરીશ; પરંતુ તમારે .ને બધી બીના જણાવી દેવી જોઇશે. એથી તમારી એ વિવાહની વાત જગતનું બીજું કોઈ પણ પ્રાણી જાણી શકશે નહિ.'

હોરમસજીએ કહ્યું:—"આપ જેમ કહેશો તેમ કરીશ, મને બચાવો."



# પ્રકરણ ૫ મું

## આરોપી

કીર્ત્તિકરે કહ્યું:—“ખુનના સંબંધમાં જો કે તમારી વિરૂદ્ધમાં અનેક પ્રમાણો છે, તથાપિ હું જાણું છું કે, તમે એ ખુન કર્યું નથી. પેસ્તનજીની પાસે જે સર્ટિફિકેટો હતાં, તે તમો જાણતાંજ નહોતા.”

હોરમસજીએ અધીરાઇથી કહ્યું:—“આપ ખરૂં કહો છો, ખરેખર હું કશું પણ જાણતો નથી.”

“જો બચવા ચાહતા હો, તો બધી હકીકત ખરેખરી જણાવી દો. કાંઇ પણ છૂપાવશો નહિ.”

“હું કાંઇપણ છૂપાવીશ નહિ.”

“પહેલાં તમે ફક્ત એક બે દિવસ થયાંજ બરજોરજીની પાસેથી એ સર્ટિફિકેટની વાત સાંભળી હતી.” કીર્ત્તિકર સાહેબે આતુરતાથી કહ્યું.

“હા.”

“તે તમારા પહેલાંના ગુપ્ત વિવાહની વાત ખુલ્લી કરી દેશે, એવો તેણે તમને ભય દેખાડયો હતો. એ વિવાહ પ્રકટ થવાથી કાયદા મૂજબ તમને ભયંકર સજા થાત, કારણ કે, એક લગ્ન કર્યાં પછી તમે બીજીવાર લગ્ન કર્યાં હતાં. આથી તમારી એ સ્ત્રી તમારી રાખેલી તરીકે ગણાતી અને તમારી કન્યા જરબાનુ જારજ કહેવાત.”

“હા, એટલા માટેજ હું ભયનો માર્યો તેની વાતમાં સામેલ થયો હતો, જો તેની વાત મેં ન માની હોત તો તે મારો સર્વ નાશ કરત.”

"તેના કહેવા પ્રમાણે તમે કમિશનર સાહેબને રૂપિયા મળ્યા છે એવો પત્ર લખ્યો હતો ખરૂં કે નહિ વારૂ?" કીર્તિકર સાહેબે પૂછ્યું,

"હા."

"બીજું શું કરવાને સમ્મત થયા હતા? કશું પણ છૂપાવશો નહિ."

"જરબાનુની સાથે તેનાં લગ્ન કરવાને સમ્મત થયો હતો. મારી સ્ત્રીએ પણ મને એ બાબતમાં જિદ કરી હતી. કન્યા પણ સામેલ થઈ હતી." હોરમસજીએ કહ્યું,

"કર્ત્તવ્યના બંધનથી દિલગીરીની સાથે અત્યારે મારે તમને એક વાત કહેવી પડે છે. જેવી રીતે બરજોરજી તમને ભય બતાવીને તમારી કન્યાની સાથે લગ્ન કરાવવાને સમ્મત કર્યા છે, તેવીજ રીતે તે છ મહિના થયાં તેવોજ ભય તમારી સ્ત્રીને પણ બતાવતો આવ્યો છે," કીર્તિકરે કહ્યું.

"કેમ?"

"જેવી રીતે નાની ઉમ્મરમાં તમે ઉચ્છૃંખલતાથી લગ્ન કર્યા હતાં, તેવીજ રીતે રાજાબાઈ પણ બચપણમાં એક જણની સાથે પ્યારમાં પડી હતી. તેને એક પુત્ર પણ થયો હતો." કીર્તિકરે ભેદનો ભડો ફોડી દીધો.

હોરમસજી કૂદીને ઊભો થયો અને કંપતા અવાજથી બોલ્યોઃ—"આપ હમણાંને હમણાંજ આપનો રસ્તો પકડો. મારાજ ઘરમાં બેસીને મને આવી રીતે અપમાનિત કરો છો, એમાં મને તમારો સારો હેતુ હોય એમ જણાતું નથી."

"મારો હેતુ મહત છે. ત્યારપછી સાંભળો, બચપણમાં જો કોઈ કાંઈ ભૂલ કરે, તો તેની આખી જિન્દગી ખરાબ ગણાતી નથી.

તમારી સાથે લગ્ન થયા પછી રાજબાઈ જેવી પતિવ્રતા રહી છે, તેવી પતિવ્રતા આ દુનિયામાં બીજી કોઇ નથી.'

આમ કહીને કીર્તિકરે ગજવામાંથી એક નાની પૅકેટ બહાર કાઢીને કહ્યું:—"આ ઘરેણાં કોનાં છે, તે ઓળખી શકો છો ખરા કે?"

હોરમસજીએ વિસ્મિત થઈને પૂછયું:—"આ મારી સ્ત્રીનાં ઘરેણાં છે. આપે એ ક્યાંથી મેળવ્યાં?"

કીર્તિકરે જવાબ આપ્યો:—"હું તમને એ વાતજ કહેતો હતો બરજોરજીના ભાઇ એદલજીની સાથે રાજબાઈનો બાલ્યપ્રેમ હતો, પરંતુ કોઇ પણ કારણવશાત્ બન્નેનાં લગ્ન થયાં નહોતાં. ગુપ્તપ્રેમને લીધે તેમને એક પુત્ર થયો હતો. બરજોરજી એ વાત જાણતો હતો. એ દુરાત્મા પોતાની સમસ્ત સંપત્તિ ઉડાવી દીધા પછી અમદાવાદમાં તેના ભાઇ પાસે ગયો હતો, ત્યાં જઇ તેણે તેને ઝેર ખવડાવીને મારી નાખ્યો હતો. પછીથી તેની સઘળી મિલ્કત ઉડાવી રૂપિયાની તંગી પડવાથી તમારી સ્ત્રીને તેની પૂર્વકથા પ્રકટ કરી દેવાની ધમકી આપી રૂપિયા મેળવવાની આશાથી તે મુંબઇ આવ્યો. અહીં આવીને તેણે શું કર્યું છે, તે આ ઘરેણાંપરથીજ સ્પષ્ટ જણાઇ આવે છે. રાજબાઇના હાથમાં હવે એક પૈસો પણ ન રહેવાથી છેવટે તેણે લાચારીથી પોતાનાં ઘરેણાં તેને આપી દીધાં હતાં. તેણે ઘરેણાં ગણેશમલની પેઢી-પર ગીરો મૂકી લાખ રૂપિયા લઇ તમારી બેન્કમાંજ જમા મૂકયા હતા.

હોરમસજી વિસ્મિત અને સ્તંભિત થઇને ચૂપચાપ બેસી રહ્યા. કીર્તિકરે કહ્યું:—"બરજોરજીએજ તમારી સ્ત્રીને ભય બતાવીને બળા-ત્કારે તેની પાસેથી ચાવી લઇ તિજોરીમાંથી એક લાખ રૂપિયા ચોરી

[illegible] હતા. બરજોરજીએ આ બધું કબજે કર્યું છે."

હોરમસજી કાંઇ પણ બોલી શક્યા, તેમનો કંઠ રૂંધાઈ જવા

આવ્યો હતો ત્યારે કીર્તિકરે ચોરીના સંબંધમાં ધીમે ધીમે બધી વાતો કહી સંભળાવી. ત્યાર પછી તેણે કહ્યું કે:— "મારા બાળપર અવિશ્વાસ કરવાનું કશું પણ કારણ નથી, શાહજાદાને પૂછવાથી તે જરૂર બધી વાતો કબૂલી લીધા વિના રહેશે નહિ."

હોરમસજીએ આ વખતે કહ્યું:—" હાય—હાય—મારી ઇજ્જત—આબરૂ વગેરે બધું ય ચાલ્યું ગયું, હવે તો મારા માટે મરણ જ પણ બહેતર છે."

કીર્તિકરે કહ્યું:—" તમે બુદ્ધિમાન છો, બાળકની પેઠે તમારે આમ અધીરા ન થવું જોઇએ. તમે તમારી ઉપર ગુસ્સે થશો નહિ. તેણે એ પાખંડીના હાથમાં પડી ઘણું દુઃખ ભોગવ્યું છે, હવે જેથી ફરીને એ દુરાત્માને પૂરતી સજા થાય એમ કરવું એજ આપણી ફરજ છે. મારી સલાહ માનશો તો તમારી ગુપ્તકથાને જગતમાં કોઈ પણ જાણી શકશે નહિ, તમારી કન્યા બરજાનુને માટે એમ કરવાની તમને ખાસ જરૂર છે. નહિ તો વિચારી જુઓ કે, તે બિચારાની કેવી હાલત થશે ?"

હોરમસજીએ દુઃખી અવાજથી કહ્યું:—" કહો, હવે મારે શું કરવું જોઇએ ?"

કીર્તિકરે કહ્યું:—" પછીથી કહું છું, પ્રથમ મારે તમને બરજોરજીના સંબંધમાં એકાદ બે વાતો પૂછવાની છે તે તમારૂં વિવાહનું સર્ટિફિકેટ ક્યાંથી માંગ્યું એ બાબતમાં તમને તેણે શું જણાવ્યું હતું વારુ ?"

હોરમસજીએ જવાબ આપ્યો:—" તેણે મને કહ્યું છે, પેશ્તનજીએ દારૂના નિશામાં આવી તેને એક દિવસ એ સર્ટિફીકેટની વાત કહી દીધી હતી, તે વખતે ત્યાં ફરામજી પણ હતો. ફરામજી ત્યારે છાપવાની

પુરતી તંગીમાં હતો. તેણે કહ્યું હતું કે, પેસ્તનજીની પાસેથી બન્ને સર્ટીફીકેટો હાથ કરવાથી હોરમસજી પાસેથી ઘણા રૂપિયા વસુલ કરી શકાશે. બરજોરજી અને ફરામજીની વચ્ચે આ પ્રમાણે સલાહ થઇ હતી, ફરામજી પેસ્તનજીની પાસેથી ગમે તે પ્રકારે સર્ટીફિકેટ લાવી આપવાને કબૂલ થયો હતો. તેનેજ તેને ગાડીમાં ક્લોરોફાર્મ સુંઘાડીને તેનું ખુન કર્યું હતું; તેણેજ સર્ટિફિકેટો લીધાં હતાં, પછી પોલિસ પાછળ પડવાથી તેણે ભયનાં માર્યા તે સર્ટિફિકેટો બરજોરજીને સોંપી દીધાં હતાં."

કીર્તિકરે કહ્યું:—"ત્યારે શું તમારી એવીજ ધારણા છે કે, પેસ્તનજીનું ખુન કરનાર ફરામજીજ છે"

હોરમસજીએ જવાબ આપ્યો:—"ફરામજીએ ક્લોરોફાર્મ ખરીદું હતું, જે રાત્રે ખુન થયું હતું, તેજ રાત્રે તે ગાડી કરીને ઘેર આવ્યો હતો, ખાસ કરીને ક્લોરોફાર્મથી ભીંજવેલો જે રૂમાલ પેસ્તનજીના મોઢાપરથી મળી આવ્યો હતો, તે પણ ફરામજીનોજ હતો. આ પરથી હું ધારૂં છું કે ફરામજી ખરો ખુની છે."

## પ્રકરણ ૬ ઠું

### આત્મપ્રકાશ

કીર્તિકરે કહ્યું:—"ખુનની વાત પાછળથી કરીશું. હાલ તરત તો ચોરીના સંબંધમાંજ તમે જે કાંઇ જાણતા હો તે જણાવો, તેણેજ ચોરી કરી છે, એમાં તો જાણે મને કશો પણ શક છેજ નહિ, પણ તેમ છતાં—"

હોરમસજીએ કહ્યું—"કેમ, શું કહો છો ? કહોને ! "

કીર્તિકરે કહ્યું:—"આ ચોરીને માટે તેને સજા કરવા જતા તમારી સ્ત્રીને અદાલતમાં આવવું પડશે; તેથી તમારી ગુપ્તકથા ખુલ્લી થઇ જશે."

"જેથી મારો બચાવ થાય તેમ કરો."

"તેમજ કરીશ, આ ચોરીની વાત તમે જેમ ઉડાવી દીધી છે, તેમજ રહેવા દો. અમો એમજ ધારીશું કે, આ ચોરી બિલકુલ થઇજ નથી. વળી ચોરીની ગરબડ મટી જવા આવી છે."

"હવે આપ શું કરવા ધારો છો ? " હોરમસજીએ આતુરતાથી પૂછ્યું.

"બહેજોરજીને સજા કરવી પડશે, તો ખૂનને માટેજ કરીશ." કીર્તિકરે કહ્યું.

"તેણે શું ખરેખર ખુન કર્યું છે ?"

"હા, એ પોતેજ કબૂલ કરશે.".

"તેમ થશે તો મારી બધી વાત ખુલ્લી પડી જશે. આપ મને બચાવો, તેની સજા ભગવાન કરશે."

કીર્તિકરે કહ્યું:—"ભગવાન પોતે કશું કરતો નથી. આપણે પણ ભગવાનનાં બનાવેલા છીએ. ઘણીવાર અમારા દ્વારાજ તે પાપીને તેનાં પાપોની સજા કરાવે છે."

હોરમસજીએ કહ્યું:—"આપને જેમ સારૂં લાગે તેમ કરો, અમે તે ઉપાયે મારો બચાવ કરો. આપઘાત કરી હું મારી બધી વેદનાને દૂર કરત, પરંતુ જરબાનુના માટે તેમ પણ થઇ શકતું નથી. જો બધી વાત ખુલ્લી પડી જશે તો જરબાનુનું શું થશે ? "

કીર્તિકરે કહ્યું—"ચિંતા નહિ, જેથી બધી બાજૂઓ જળવાય, તેમ કરીશ."

"મેહેરબાની કરીને એમજ કરજો."

"મહેરબાની જેવું કાંઇ છેજ નહિ એ તો અમારૂં કર્તવ્યજ છે." કીર્તિકરે કહ્યું.

"આપ જેમ કહેશો, તેમ કરવાને હું હમેશાં તૈયાર રહીશ," હોરમસજીએ કહ્યું.

"એ દુરાત્માને છોડી દેવાથી તે તમારો સર્વનાશ કર્યા વિના રહેશે નહિ."

"જ્યારે હું તેની બધી વાતો જાણી ચુક્યો છું, ત્યારે હવે તે મારૂં શું બગાડી શકશે ?"

"ત્યારે તમારા ઉપર તેનો ભયંકર દ્વેષ અને કોપ થશે. તમે ત્યારે તેને શું કરશો ?"

"ત્યારે તો હવે તમને જેમ ઠીક લાગે તેમ કરો." મારામાં વિચારવાની હવે શક્તિ નથી."

કીર્તિકરે કહ્યું:—"પ્રથમ તમારી સ્ત્રીને બધી બીના જણાવી દેવી પડશે."

"એ હું કોઇ પણ રીતે જણાવી શકીશ નહિ."

"હું ધારતો હતો કે તમે કાંઇક બુદ્ધિવાળા છો પણ અત્યારે જોઉં છું કે એમ ધારવામાં મારી કાંઇક ભૂલ થઇ હતી. તેને બધી હકીકત જણાવવી એ શું તમારૂં કર્તવ્ય નથી ? નહિ તો અમારે લાચારીથી તેનાપર સમન્સ કાઢીને લઇ જવી પડશે. હું હમણાં જે કાંઇ કહું છું, તે દોસ્તીની રીતે તમારૂં ભલુંજ કહું છું. ઓફિશિયલ કામ કરવાથી શું સારૂં થશે ? તમારાથી મને કાંઇ પણ કહી શકાશે નહિ. હું બધું મારી મેળે કરી લઇશ. પણ હા—એમાં તમારાથી કશો પણ હસ્તાક્ષેપ કરી શકાશે નહિ."

હોરમસજીએ કહ્યું:—"ગમે તેમ કરો. મને કાંઇ પણ પૂછશોજ નહિ, હું દીવાનો બની જઇશ."

"તમે ગભરાશો નહિ, અધીરા પણ થશો નહિ. મારાપર આધાર રાખો. હું તમારૂં કાંઇ પણ અહિત થવા દઇશ નહિ."

"જેમ આપને યોગ્ય લાગે તેમ કરો."

કીર્ત્તિકરે કહ્યું:—"ચાલો તમારી સ્ત્રીની મુલાકાત કરી આવીએ."

આમ કહીને કીર્ત્તિકર ઉભો થયો. કંપતા પગથી, ડોલતા દીલથી હોરમસજી તેની સાથે સાથે ચાલ્યો. તેઓ બન્ને ઉપરના બેઠકખાનામાં આવીને બેઠા. કીર્ત્તિકરના આગ્રહથી છેક નામરજી હોવા છતાં પણ હોરમસજીએ તેની સ્ત્રીને ત્યાં બોલાવી.

રાજાબાઈ ઘરમાં અજાણ્યા પુરૂષને જોઇ સ્તંભિત થઇ ઉભી રહી. કીર્ત્તિકર બોલી ઉઠયો:—"હું પોલિસમાં નોકરી કરૂં છું અને તમારી સાથે એકાદ બે વાતો કરવા માટે આવ્યો છું."

રાજાબાઇનું આખું શરીર કંપી ઊઠયું. તેનું મુખ તદ્દન ફીકું પડી ગયું. એ જોઇને કીર્ત્તિકરે કહ્યું:—"બેસો."

મહામુશીબતથી કંપતા પગે આવીને રાજાબાઇ પણ એક ખુરસીપર બેઠી.

કીર્ત્તિકરે કહ્યું:—"ઘણીજ દિલગીરીની સાથે મારે લાચાર થઇને તમોને કેટલીક વાતો કહેવી પડે છે."

રાજાબાઈએ કાંઇક બોલવાની કોશિશ કરી, પરંતુ તેના કંઠ-માંથી એક અક્ષર પણ બહાર નીકળી શકયો નથી.

કીર્ત્તિકરે ત્યારે કહ્યું:—"બરજોરજીએ તમને ભય બતાવીને જે કાંઇ કર્યું છે તે બધું હું જાણું છું."

રાજાબાઇ વ્યાકુલતાથી રડી પડી.

કીર્ત્તિકરે કહ્યું:—"બચપણમાં ભૂલ થવાથી કોઈ કદાપિ જિન્દગી સુધી ભૂલ કરતું નથી, હોરમસજી સાહેબ હવે બધું જાણી ગયા છે; મેં તેમને બધું સમજાવી દીધું છે, તેને માટે તમે ગભરાશો નહિ. એક પાપાત્માએ સુયોગ મેળવીને તમારો સર્વનાશ કર્યો છે, તેનેજ સજા કરવી એ અમારી ફરજ છે, તમારી પેઠે હોરમસજી સાહેબે પણ એક ભૂલ કરી હતી."

હોરમસજીએ બન્ને હાથથી મ્હોં ઢાંકી લીધું. કીર્ત્તિકરે તેના શુભ વિવાહની બધી વાતો એક પછી એક રાજાબાઇને કહી સંભળાવી.

હોરમસજી અને રાજાબાઇ બન્ને સ્હામેના ટેબલપર મ્હોં ઢાંકી ચૂપચાપ આંસૂ વરસાવવા લાગ્યાં.

કીર્ત્તિકરે બરજોરજીના સંબંધમાં બધી બીના કહી લીધા પછી ફરીવાર કહ્યું કે:—"તેણે જે રીતે રૂપિયાની ચોરી કરી હતી, તે હું જાણું છું, તમે તેને તિજોરી ખોલતો અટકાવવા ગયાં હતાં, તે પણ મારા જાણવામાં છે. મંચેરજી તમારો છોકરો નથી, તે જૂઠો, જુગારી છે. બરજોરજીએ પોતાની ધારણા પાર પાડવા માટે મંચેરજીને પોતાના પુત્ર તરીકે પરિચય આપ્યો હતો, આ હ્યો તમારા ઘરેણાં. તેમના પાપી ખેલોનો હવે અંત આવ્યો છે. અને હોરમસજી સાહેબ, તમે એકવાર મહા ભ્રમમાં પડયા હતા. તમારી સ્ત્રીએ તમારી સાથે દગાબાજી કરી નથી તે મંચેરજીને પોતાના પેટના પુત્ર જેવો જાણતી હતી."

"બન્નેમાંથી કોઇએ કાંઇપણ કહ્યું નહિ. તેઓ બન્ને મ્હોં છુપાવીને રડવા લાગ્યાં. કીર્ત્તિકર કેટલીકવાર સુધી ચૂપ રહ્યા પછી બોલ્યો:—"હવે તમારા ગભરાવાથી ચાલી શકશે નહિ. એ પાપીને જેથી સજા થાય તેમ કરવું એ હવે તમારી મુખ્ય ફરજ છે. જો એને બરાબર સજા નહિ થાય, તો પાછળથી બીજા ઘણાંનો સત્યાનાશ વળી જશે."

હોરમસજી ગભરાઇને બોલી ઉઠયો:-"અમો તમારે શરણે થઇએ છીએ. તમો આ આફતમાંથી અમારો બચાવ કરો."

કીર્ત્તિકર હસીને બોલ્યો:--"મારી ઇચ્છા સંપૂર્ણ રીતે એવીજ છે. હું ધારૂં છું કે, તમે હજી સુધી નહિ ભૂલી ગયા હો કે તે દિવસે તમોને નરનારીઓની હત્યાથી તમારા પવિત્ર હાથને કલંકિત થવા દીધા નહોતા."

હોરમસજીએ ચમકીને તથા માથું ઉંચું કરીને કહ્યું:--"તમે-તમે-શું તમેજ--"

કીર્તિકર તેને અટકાવીને બોલ્યો:—"હા. હુંજ તે કાશીનાથ નાયક હતો. એ મારી બનાવટી મૂર્તિ હતી અથવા તો એ મારો ગુપ્ત વેશજ હતો.

હોરમસજી અને રાજાબાઇ અવાક્ થઇને અજાયબીની સાથે આંખો ફાડીને કીર્તિકરના મ્હોં સ્હામું જોઇ રહ્યાં.



## પ્રકરણ ૭ મું

## બે બહેનો

એવામાં ધીમે ધીમે જરબાનુ ત્યાં આવી પહોંચી. અદૃશ્યમાં રહીને જરબાનુ અત્યાર સુધી બધી હકીકત સાંભળી રહી હતી. તેને જોઇને કીર્ત્તિકરે કહ્યું:—"તમારી પણ મને જરૂર છે."

જરબાનુએ મીઠા અવાજથી કહ્યું:—"કહો."

જરબાનુને જોઇ હોરમસજી ચમકીને ઉભો થઇ ગયો. તેણે

કહ્યું:—"તું અહીં શામાટે આવી ? અમો અત્યારે ઘણાં કામમાં છીએ જા, હમણાં અહીંથી ચાલી જા."

જરબાનુએ એક ઊંડો નિઃસાસો મૂકીને કહ્યું:—"પિતાજી, હું બધું જાણું છું."

હોરમસજી અજાયબીથી કન્યાના મ્હોં સ્હામું જોઇ રહ્યો. થોડીવાર પછી તે ધીમે ધીમે નીચે બેસી ગયો અને બન્ને હાથથી મ્હોં ઢાંકીને નિરાશભાવથી બોલ્યો:—"હા ભગવાન, મારા ભાગ્યમાં આટલું બધું દુઃખ ભોગવવાનું લખ્યું હશે."

જરબાનુ ધીમે ધીમે પિતાની નજીકમાં આવી ઉભી રહી અને આદરસહિત તેનો હાથ ઝાલીને બોલી:—"પિતાજી, આપને અત્યારે મારી માતાનાપર રહેમ રાખવી લાઝિમ છે. હું ઘણા દિવસ થયાં આ બધી વાતો જાણું છું. જૂઓ, જરા મારી માતાના દુઃખ તથા દિલગીરી ભરેલા ચહેરા સ્હામું તો જૂઓ. મારી માતા છેવટના કેટલાક માસ થયાં ઘણાં દુઃખો ભોગવી રહી છે. આપના ભયથી હું કોઇ પણ વાત જાહિર કરી શકી નથી."

કીર્તિકરે કહ્યું:—"હોરમસજી શેઠ ! તમારી કન્યા દેવી છે. વંશને કલંક લાગશે, એમ ધારીને, જાણવા-સાંભળવા છતાં બરજોરજીના જેવા નરપશુની સાથે તે લગ્ન કરવાને રાજી થઇ હતી, એ શું તમારા માટે ઓછા ગૌરવની વાર્તા છે ? હોરમસજી સાહેબ ! તમારે આમ અધીરા થવું બ્યાજબી નથી."

હોરમસજી ઊઠીને બેઠો થયો. તેણે કહ્યું:—"આપ ખરૂં કહો છો, એ પાખંડીનું લોહી જોયા વિના હું જળનો પણ સ્પર્શ કરીશ નહિ."

કીર્તિકરે કહ્યું:—"તમારે હવે પાપીના લોહીથી તમારા હાથને

કલંકિત કરવા પડશે નહિ. તે કાર્ય આખી આલમને ઇન્સાફ આપનાર કાયદેઆજ કરશે."

જરમાનુએ કહ્યું:—"બાબા, હું બધી હકીકત જાણું છું. આ આપણા ખાસ હિતેચ્છુ છે."

કીર્ત્તિકરે કહ્યું:—"તમારી કન્યા બધુંયે જાણે છે, આ વાત કેવળ અમો થોડાક જણાજ જાણીએ છીએ, એથી એ ખુલ્લી થવાની તમે જરા પણ ધાસ્તી રાખશો નહિ.'

બરમાનુએ કહ્યું:—"હા, બાબા ! એમણેજ રૂસ્તમજીનો બબ્બે વાર બચાવ કર્યો છે, એઓજ આપણને બચાવશે, પાપીને સજા કરશે. આપ મારી માતાને સંભાળો, તેણે બિચારીએ એ પાખંડી પિશાચના હાથમાં પડીને ન ભોગવવાનાં દુઃખો ભોગવ્યાં છે.'

હોરમસજી ધીમે ધીમે ઉઠયો. તેની આંખોમાંથી દડદડ આંસુની ધારાઓ વરસી રહી હતી. તે રૂમાલથી આંખો લૂછી પોતાની સ્ત્રીની પાસે આવી ઉભો રહ્યો. તેણે સ્નેહસહિત તેનો હાથ પકડી તેની આંખોનાં આંસૂ લૂછી નાખ્યાં. ત્યારપછી તેણે કહ્યું:—"શિરી, મેં બધી હકીકત સાંભળી; બચપણમાં આપણે જે કર્યું હતું, તેની સજા આપણને બરાબર મળી ચૂકી છે. આપણેજ આપણો બચાવ કર્યો છે. મારી તે સ્ત્રી અત્યારે જીવતી નથી, એથી મને હવે કશોપણ ભય રહેતો નથી. એદલજી પણ માર્યો ગયો છે. ભગવાને અનુગ્રહ કરીનેજ બચપણમાં મારા પુત્રને લઇ લીધો હતો. અવશ્ય મારી કન્યાને પણ તેણે પોતાના રાજ્યમાં બોલાવી લઇને તેને પાપના પંથમાંથી બચાવી છે."

કીર્ત્તિકરે કહ્યું:—"ના તમારી કન્યા બચી છે.'

હોરમસજીએ કહ્યું:—"બચી છે! કયાં છે? આપ શું તેની તપાસ રાખો છો? હા ભગવાન! તારી લીલા પણ અપાર છે!"

કીર્તિકરે કહ્યું:–"ગભરાવ છો શા માટે? તમારી તે કન્યા આનંદમાંજ છે."

હોરમસજીએ કહ્યું:–"અત્યારે તેની ઉમ્મર લગભગ વીસ વર્ષની હશે. તે જરૂર તેની માના જેવી થઇ હશે. તે કોઇક દિવસ પિતા કહીને મારી પાસે આવશે. એ વખતે મારાથી મારૂં મ્હોં બતાવવાનો કશો પણ ઉપાય રહેશે નહિ. શું તે મને તેના પિતા તરીકે જાણે છે ખરી કે?"

"ના."

હોરમસજીએ કહ્યું:–"ત્યારે મારી તે કન્યાનો પત્તો શી રીતે મેળવ્યો વારૂ?"

કીર્તિકરે ખીસામાંથી એક કાગળનો કકડો બહાર કાઢ્યો. હોરમસજીની મરેલી સ્ત્રીએ રૂસ્તમજીને એ કાગળ આપ્યો હતો. એમાં તેણે જેની પાસે પોતાની કન્યાને મૂકી હતી, તેનું ઠેકાણું લખેલું હતું.

કીર્તિકર હોરમસજીના હાથમાં કાગળ આપીને બોલ્યો:–"તમારી સ્ત્રી મરતી વખતે આ કાગળ રૂસ્તમજીને આપતી ગઇ હતી."

"આપે શું એની તપાસ કરી હતી?"

"તેણે રૂસ્તમજીને એ કન્યાનો પત્તો મેળવવાના સોગંદ આપ્યા હતા."

"ત્યારે એનો પત્તો મળ્યો છે ખરો કે?"

કીર્તિકરે કહ્યું:—"હા, ઘણી તપાસ કરવા પછી તમારી તે પરમસુંદરી કન્યાનો પત્તો કળ્યો છે. જે સ્ત્રીને તમારી સ્ત્રી કન્યા સોંપી ગઇ હતી, તે પાપીયસીએ પૈસાના લોભથી તેને બીજી એક સ્ત્રીની પાસે વેચી નાખી હતી અને તે પોતે પુના ચાલી ગઇ હતી. તમારી કન્યા તે બીજી સ્ત્રી પાસેજ રહેતી હતી. પણ હવે એ બધી

વાત તમે પાછળથી જાણી શકશો." હોરમસજીએ કહ્યું:—"હવે સાંભળવાની ઇચ્છા નથી, હા—ભગવાન મારા ભાગ્યમાં આટલું બધું દુઃખ લખ્યું હતું!"

"તમે શું તમારી કન્યાને જોવા માંગો છો?"

"ના—ના—ના. બચપણમાંજ તેનું મરણ શા માટે ન થયું?" હોરમસજીએ કહ્યું.

હોરમસજીએ ફરીવાર બન્ને હાથે મ્હોં ઢાંકી દીધું.

જરબાનુ કીર્ત્તિકરની નજીકમાં આવી બોલી:—"તે મારી બગિની જે. ખરીરીતે કાયદા મૂજબ તેજ પિતાજીથી મિલ્કતની વારસ છે. તેને હવે અમારે કોઇ પણ રીતે બીજે રહેવા દેવી એ અમારી ફરજ નથી. તેમ ક્યાં છે, કહો, હું હમણાંજ જઇને તેને મારે ત્યાં લઇ આવીશ." કીર્ત્તિકરે કહ્યું:—"તમારી દાસીને બોલાવો, તે તેનું ઠેકાણું જાણે છે."

જરબાનુએ એકદમ રતનને બોલાવી. રતન તરતજ આવીને જરબાનુની જોડમાં ઉભી રહી.

કીર્ત્તિકર ધીમે ધીમે ઉઠીને ઉભો થયો. તેણે રતનપાસે જઇ તેનો હાથ ઝાલીને કહ્યું:—"જરબાનુ, તમે તમારી બહેનને જોવા માંગતાં હતાં, તો આ લ્યો, તમારી બહેન!" ત્યાર પછી હોરમસજીના તરફ મ્હોં ફેરવીને તેણે કહ્યું કે:—"હોરમસજી શેઠ! આપની કન્યા આજ છે."

આ સમાચારથી હોરમસજી અને રાજાબાઇ સ્તંભિત થઇ વ્યાકુળ દૃષ્ટિથી રતનના મ્હોં તરફ જોઇ રહ્યાં. તેમને બધાંને એ સ્વપ્ન જેવું જણાવા લાગ્યું.

જરબાનુ અને રતન અજાયબીથી એક બીજાનાં મ્હોં સહામું જોતી ઉભી રહી.

લગભગ દશ મિનિટ વીતી ગઇ, છતાં પણ સઘળાં ચૂપચાપ સ્થિર થઈ બેસી રહ્યાં. પછી રતન હસી પડી. તે ધીરે ધીરે આવીને જરબાનુના ગળાં સાથે બાઝી પડી.

## પ્રકરણ ૮ મું.

## અપૂર્વ મિલન

રતન હસી પડી. હંમેશાં તેનું હૃદય હવામાં ઉડતુ હતું. પણ આ દેખાવ દેખીને કોણ જાણે શાથી પોતાની અજાણતામાંજ તેને હસવું આવી ગયું.

તે પ્રથમ કીર્ત્તિકરની વાતપર વિશ્વાસ મૂકી શકી નહિ. તેણે ધાર્યું કે, કદાચ કીર્ત્તિકર મશ્કરી કરતો હશે, પરંતુ ફરીવાર વિચાર્યું કે, કીર્ત્તિકર મશ્કરી કરે તેવો માણસ નથી. ખાસ કરીને તે આવી બાબતોમાં તો કદાપિ મશ્કરી કરે તેવો નથીજ."

હોરમસજી તેનો પિતા છે, જરબાનુ તેની ભગિની છે, એવી વાત સાંભળીને તેના મનમાં હસવું આવી ગયું, તે ફરીવાર હસી પડી. તે દુઃખિત થવું કે, આનંદિત થવું, હસવું કે રડવું, તેનો કશો પણ નિશ્ચય કરી શકી નહિ.

પ્રથમ તેના મનમાં જે ઉગી આવ્યું, તેજ તેણે કર્યું. તેણે જઇને જરબાનુના ગળાંને વીંટાળી લીધું, તેને સ્નેહપૂર્વક ચુંબન કર્યું.

તેના મનમાં હવે જરબાનુની દાસી હોવાનો ભાવ જરા પણ રહ્યો નહિ. તે જરબાનુની વહાલી સખીના રૂપમાં બદલાઇ ગઇ. તેણે પોતાની બધી વાતો જરબાનુને જણાવી હતી. રતન પણ પોતાના

રતનજીને ચાહે છે, એવું જાણવા છતાં પણ તેણે તેનાપર ગુસ્સે ન થતાં—રોષે ન ભરાતાં ઉલટી તેના પ્રતિ સહાનુભૂતિ દર્શાવી.

તેમના બન્નેમાં તેઓ બન્ને બહેનો છે એવી વાત જાણવામાં ન હોવા છતાં પણ બે સગી બહેનોના જેવો સ્નેહ બંધાઈ ગયો હતો. બન્નેનાં હૃદય દુઃખ ને શોકને વખતે એક સૂત્રમાં બંધાઇ ગયાં હતાં. કોઇનાથી કોઇની વાત છૂપી રહી નહોતી.

જરબાનુએ રતનના સ્નેહાળ ચુંબનથી ચમકીને તેના તરફ જોયું. કીર્ત્તિકરની વાત વીજળીની પેઠે તેના હૃદયમાં સ્ફુરી ગઇ. જરબાનુએ ત્યારે રતનની દાઢીને એક હાથમાં ઉંચકી લઇને બીજા એક હાથથી તેનું ગળું વીંટાળીને તેના ગાલપર ચુંબન કર્યું.

ત્યારે તેઓ બન્નેમાંથી કોણ કોને લઇ ગયું, તે તેમનાથી જાણી શકાયું નાહ. બન્ને એક બીજાના હાથ પકડી ધીમે ધીમે હોરમસજીની પાસે આવી ઘુંટણમંડીએ બેસી ગઇ બન્નેએ હોરમસજીની ગોદમાં મ્હોં છૂપાવી દીધાં. હોરમસજી ત્યારે રડતો હતો. ત્યારે તેમણે પણ તે સ્નેહી પિતાના બન્ને ચરણોને આંસુઓથી ભીંજવી દીધા.

હોરમસજીને એથી વધારે રડવું આવ્યું. તેણે આંસુથી ભીંજા-યલી આંખોથી એક પછી એક બન્ને કન્યાને ગોદમાં લઇને તેમના કપાળપર ચુંબન કર્યાં.

ત્યારે તે કાંઇક સ્વસ્થ થઈ ઉઠી ઉભો થયો; અને બન્ને કન્યા-ઓના હાથ પકડી રાજાબાઇની પાસે આવી ઉભો રહ્યો. તેણે રૂંધા-યલા અવાજથી કહ્યું:—'મારે અત્યાર સુધી એકજ કન્યા હતી, હવે ભગવાનની કૃપાથી બે કન્યાઓ થઈ છે."

રાજાબાઇ બેઉ કન્યાને ગળાં સાથે વળગાડી રડવા લાગી. ત્યારે સર્વની આંખોમાંથી અસ્ખલિત ધારાથી આંસુ વરસવા લાગ્યાં.

આ દેખાવ જોઇને એ વખતે બીજું કોઇ પણ જો ત્યાં હાજર હોત તો, તે કદાપિ પોતાની આંખનાં આંસુને અટકાવી શકત નહિ. પરંતુ કીર્તિકર સાહેબ અચલરીતે આંખો મીંચીને બેસી રહ્યા, થોડીવાર પછી તે બોલ્યોઃ—"જેથી એ પાપાત્માઓને પૂરી સજા થાય તેમ કરવાની આપણી સહુની મુખ્ય ફરજ છે."

હોરમસજીએ કહ્યુંઃ—"આપ જેમ કહેશો તેમ, અમો ઘણીજ ખુશીની સાથે કરીશું."

કીર્તિકરે કહ્યુંઃ—"આ બધી વાત બરજોરજી કોઇ પણ રીતે ન જાણી શકે, તેની ખાસ સંભાળ રાખવી પડશે. નહિતો જો તે નાસી જશે તો તેને પકડવો મુશ્કિલ થઇ પડશે."

"તે કોઇ પણ રીતે કશી વાત જાણી શકશે નહિ." હોરમસજી શેઠે કહ્યું.

"તે જરૂર મારી પાસે આવશે. જરથાનુને મેળવવાની આશાને સહજમાં તે છોડી શકશે નહિ." કીર્તિકરે પોતાનો વિચાર દર્શાવ્યો.

"કદાચ છોકરીને ઝેર ખવડાવીને મારી નાંખીશ, પણ તે પાખંડીના હાથમાં આપીશ નહિ."

હવે બીજું કશું પણ કરવું પડશે નહિ. તે આવે તો તેને કોઈ પણ પ્રકારે આપણી મતલબ જણાવા દેશો નહિ, જેવી તેની ખાતરી કરતા આવ્યા છો, તેવીજ ખાતરી કરવામાં ખામી રહેવા દેશો નહિ. વખત આવ્યે અમો તેને કેદ કરી લઇશું."

"તે શું હવે પાછો આવશે!"

"હા, જરૂર. તે અત્યારે ક્યાં છે, એ તમો જાણો છો?"

"કેમ? જે મકાનમાં તેઓ બન્ને હતા, તેજ મકાનમાં તે રહે છે."

"ના, ત્યાં તે એકવાર ગયો હતો ખરો, પણ ત્યાર પછી પાછો ગયો નથી."

"મને તો કશું પણ કહી ગયો નથી."

"હવે જો આવે તો તે અત્યારે ક્યાં રહે છે, એમ પૂછવાનું ભૂલશો નહિ."

"જરૂર પૂછીશ."

"ત્યારે હવે હું રજા લઇશ."

"આપના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી. હવે આપની ફરી મુલાકાત ક્યારે થશે ?"

"જરૂર પડશે તો ફરીવાર અવશ્ય આવીશ." કીર્તિકરે કહ્યું.

કીર્તિકર ઉઠયો. તેની સાથે બીજાં બધાં પણ ઉઠીને ઉભાં થયાં.

કીર્તિકરે હોરમસજીના સ્હામું જોઇને કહ્યું:—"જરબાનુ રતન આઇનો બધો ઇતિહાસ જાણે છે. વખત પ્રમાણે તે તમને બધી હકીકત જણાવશે રતનની સહાયતા વિના અમો રૂસ્તમજીની રક્ષા કરી શકત નહિ, અપરાધીને સજા પણ કરી શકત નહિ. તે મારા કહેવાથીજ તમારે ઘેર દાસી તરીકે રહી હતી."

હોરમસજીએ કહ્યું:—"ત્યારે તો તેની મારફતજ તમે મારા ઘરની બધી બાતમી મેળવી હતી. પોલિસની દૂતી અમારા ઘરમાં રહી છે, તે અમો કદાપિ જાણી શક્યાં નહી. તમે ધાર્યું હશે કે, મેંજ ખૂન કર્યું છે, અહા કેવી ભયાનક વાર્તા !"

કીર્તિકરે હસીને બોલ્યો—"જો એમજ ધાર્યું હોત, તો ઘણા દિવસ પહેલાંજ તમને ગિરફતાર બનાવી દીધી હોત. અમારા વૃદ્ધ ઇન્સ્પેક્ટર લાલૂભાઇ તમને કેદ કરવા માટે ઘણાજ વ્યગ્ર બની ગયા હતા."

હોરમસજીએ કહ્યું:—" તમેજ અમારો દરેક રીતે બચાવ કર્યો છે."

કીર્ત્તિકર કશો જવાબ ન આપતાં જતાં જતાં બોલ્યો:—"તમારા જે રૂપિયા એ બન્ને પાપીઓ લઈ ગયા હતા, તેનો મોટો ભાગ મેં મંચેરજી પાસેથી મેળવ્યો છે."

રાજાબાઈ, જરબાનુ અને રતન ત્રણે જણીઓ તેને આગ્રહ કરવા માટે તેની સાથે સાથે આવતી હતી. થોડે દૂર આવીને એકાએક જરબાનુના તરફ ફરીને કીર્ત્તિકરે કહ્યું કે:—" મુંબઇની પોલિસ તમારા લગ્નમાં એ રૂપિયા ઉપહાર આપશે, પરંતુ જો જો કે, રૂસ્તમજીના લગ્નમાં અમો આમંત્રણથી પણ અલગ ન રહી જઈએ."

આમ કહીને તેણે રાજાબાઈના તરફ ફરીને કહ્યું:—" તમને મારે હવે એક વાત પૂછવાની છે કે, રૂસ્તમજી જ્યારે ચોરીના અપરાધથી પકડાઈ પડ્યો, ત્યારે તમેજ તેનો મુકર્દમો ચલાવવા માટે એક નનામો પત્ર લખીને પાંચહજાર રૂપિયા મોકલાવ્યા હતા કે?"

રાજાબાઈએ ચૂપકીથી મ્હોં નીચું નમાવી દીધું.

કીર્ત્તિકરે કહ્યું:—" ત્યારે મારૂં અનુમાન ખરૂં નિવડ્યું છે—ગમે તેમ હો, પણ તમે જે કામ કર્યું છે, તે ઘણુંજ મહત્ કાર્ય કર્યું છે, એમાં તો કશો શકજ નથી. તમે ધારતાં હતાં કે, રૂસ્તમજી નિર્દોષી અને નિરપરાધી હોવા છતાં પણ તે બુરી હાલતમાં આવી પડ્યો છે. આમ ધારીને તમે જે ઉદારતા દર્શાવી હતી, તે ખરેખર અત્યંત પ્રશંસનીયજ હતી."

આમ કહીને હસતો હસતો કીર્ત્તિકર ચાલ્યો ગયો. રાજાબાઈ સ્વામીનો હાથ પકડીને બોલી કે:—"આપણો સહાયક ભગવાન છે."

* * * * *

એક વ્યક્તિ કીર્ત્તિકરની પાછળ પડી હતી, જ્યાં સુધી તે હોર-

મસજીના મકાનમાં હતો, ત્યાં સુધી તે પણ મકાનની નજીકમાં તેની વાટ જોતી ઉભી હતી. તેના હોરમસજીના મકાનમાંથી બહાર નીકળ્યા પછી તે વ્યક્તિ ફરીવાર તેની પાછળ પાછળ ચાલવા લાગી.

બીજી ઘડીએજ એક જણે ક્યાંકથી બહાર આવીને તે વ્યક્તિની પાછળ પાછળ ચાલવા માંડ્યું. તે પુરૂષ પણ એની વાટ જોતો નજીકની કોઇ જગાએ છુપાઇ રહ્યો હતો.

## પ્રકરણ ૯ મું

## ખૂનનો હેતુ

કીર્ત્તિકર હોરમસજીના મકાનમાંથી બહાર નીકળી રૂસ્તમજીના ઘર તરફ ચાલ્યો. રૂસ્તમજીની સાથે મુલાકાત કરવાનો તેણે વાયદો કર્યો હતો.

ફરામજીને કેટલીક વાતો પૂછવાની જરૂર હોવાથી તેણે રૂસ્તમજીને લખ્યું હતું કે, જાણે તે ફરામજીને તેને ત્યાં બોલાવીને હાજર રાખે. ફરામજી પણ તેને માટે રૂસ્તમજીને ત્યાં વાટ જોતો બેઠો હતો.

હવે વૃદ્ધ મરાઠાના વેશમાં રહેવાની જરૂર ન જણાયાથી, કીર્ત્તિકરે આ પહેલાંજ રૂસ્તમજીને તેનો પોતાનો પરિચય આપ્યો હતો. મંચેરજી, બરજોરજીના સંબંધમાં પણ બધી બીના તેણે તેને જણાવી દીધી હતી.

રૂસ્તમજીના આગ્રહથી તથા અમુક અંશે પોતાની કૌતુહલવૃત્તિનું નિવારણ કરવાના આશયથી કીર્ત્તિકરે મૃત સ્ત્રીની કન્યાની તપાસ

કરવાની શરૂઆત કરી હતી. કીર્ત્તિકર જે કાર્યમાં જ્યારે હાથ નાખતો, ત્યારે તેમાં કદાપિ નિષ્ફળ નિવડતો નહોતો.

તેણે ઘણીજ ટુંકી મુદ્દતમાં તે સ્ત્રીની કન્યાને સાચવનારી સ્ત્રીને શોધી કાઢી. તેની પાસેથી તેણે જાણ્યું કે, બેલાબાઇને ગંગાબાઇની પાસે વેચવામાં આવી હતી, કદાચ કોઈ બેલાને શોધીને લઇ જાય એવા ભયથી ગંગાબાઇએ તેનું નામ રતન રાખ્યું હતું.

આ બધું જાણ્યા પછી રતનબાઈ હોરમસજીની કન્યાજ છે એવું જાણવામાં તેને હવે કશી વાર લાગી નહિ, તેણે એ બધી વાત હોરમસજીને કહી હતી. રૂસ્તમજી ખરેખર સગી બહેનની પેઠે રતનને ચહાતો હતો, તે આ વાત સાંભળીને મનમાં ઘણો ખુશી થયો.

રૂસ્તમજી અને ફરામજી બન્ને જણા ઘણાજ ગભરાટથી કીર્ત્તિકરની વાટ જોતા હતા. તેને ઘરમાં પેસતો જોઈ બન્ને સત્વર ઊઠીને ઉભા થયા અને ઘણાજ સન્માનની સાથે તેને એક આસનપર બેસાડયો.

કીર્ત્તિકરે હસીને કહ્યું:—"ફરામજી સાહેબ! બરજોરજી સાબીત કરવા માગે છે કે, તમેજ પેસ્તનજીનું ખૂન કર્યું છે."

ફરામજીએ અજાયબીથી કહ્યું:—"મેં ખૂન કર્યું છે! જૂઠી વાત, તદ્દન જૂઠી વાત!"

"હા, તમેજ ખુન કર્યું છે!" કીર્ત્તિકરે ફરીવાર હસીને કહ્યું.

ફરામજીએ કહ્યું:—"હું તે રાત્રે મુંબઇમાંજ નહોતો. આપને એ વાત હું સાબીત કરી આપી શકું તેમ છું. મારી બહેનને સખ્ત બીમારી થવાથી હું તે દિવસે રાતના આઠ વાગ્યાની ગાડીમાં વાંદરા ગયો હતો. આખી રાત ત્યાંજ રહ્યો હતો. મોટા મોટા બે ડૉકટરો અને ત્યાંના સર્વ જનોએ તો એ વાત આપને તથા દાદા ભાસ્કરને પણ કહી છે."

કીર્તિકર હસીને બોલ્યો:—"ફરામજી શેઠ, ચિંતા નહિ—હું તમને બિરફતાર કરવા આવ્યો નથી, હું કેવળ એટલુંજ કહેતો હતો કે, ગુણવાન બરજોરજી સાહેબે હોરમસજી સાહેબને બરાબર વિશ્વાસપૂર્વક સમજાવી દીધું હતું કે, પેસ્તનજીનું ખૂન તમેજ કર્યું હતું."

ફરામજીએ કહ્યું:—"તેણે તેનું કહેવું માની લીધું હતું ?"

"હા. માની લીધું હતું ખરૂં, પરંતુ અત્યારે હવે એ વાતને તેઓ માનતા નથી."

રૂસ્તમજી બોલ્યો:—"આપે શું બધી વાત તેને કહી હતી ?"

કીર્તિકરે કહ્યું:—"હા, ફક્ત તેનેજ નહિ—રાજાબાઇ, જરબાનુ અને રતનબાઇને પણ એ વાત કહી સંભળાવી હતી.

"ત્યારે તેઓ બધા હવે જાણી ગયાં છે કે, રતનબાઇ તેમને શી સગી થાય છે ?"

"હા."

"હોરમસજીના વિવાહની વાત, તે પૂર્વ સ્ત્રીની વાત આદિ સર્વ આપે તેમની રૂબરૂમાંજ કહી દીધું હતું ?" રૂસ્તમજીએ અજાયબીથી પૂછ્યું.

"કેમ, શા માટે ન કહું ?"

"તેમણે તે સાંભળીને શું કહ્યું હતું ?"

"કાંઇજ નહિ."

"શું કર્યું હતું ?"

"મેં જોયું નહોતું, હું ત્યારે આંખો મીંચીને બેઠો હતો.

બધા થોડીવાર સુધી ચૂપ રહ્યા, થોડીવાર પછી રૂસ્તમજી બોલ્યો:—"ત્યારે શું આપની ચોક્કસ ધારણા છે કે બરજોરજીએજ પેસ્તનજીનું ખૂન કર્યું છે ?"

" ચોક્કસ."

" ત્યારે તેને ગિરફતાર શા માટે નથી કરતા ?" રૂસ્તમજીએ અજાયબીથી પૂછ્યું.

તે જાણી જવાથી ન્હાસી જશે, અને તેથી તેને પકડવો મુશ્કેલ થઈ પડશે," ફરામજીએ પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

" સાબીતી નથી." કીર્ત્તિકરે કહ્યું.

રૂસ્તમજીએ કહ્યું:—" ત્યારે હવે શું કરશો ? તેણે ચોરી કરી છે, પરંતુ આપે હોરમસજીના કુટુંબપર દયા કરીને તેને છોડી દીધો છે. પણ એ પિશાચ ખૂન કરવા છતાં પણ બચી જશે ?"

કીર્ત્તિકરે કહ્યું:—" એટલા માટેજ હું ફરામજી શેઠને એક વાત પૂછવા માગું છું."

ફરામજીએ કહ્યું:—" કહો, મને શું પૂછવા માગો છો ?"

કીર્ત્તિકરે કહ્યું:—" તમે ખુબ સારી રીતે તમારા મનમાં વિચાર કરી જૂઓ જોઇએ કે બરજોરજીએ કોઇ દિવસ સર્ટિફિકેટની વાત તમને કહી હતી ખરી કે નહિ વારૂ ?"

" ના."

" તમે પેસ્તનજી અને બરજોરજીના મુકામપર હમેશાં જતા આવતા હતા ખરૂંને વારૂ ?"

" હમેશાં નહિ, કોઈ કોઈ વેળાયે જતો હતો." ફરામજીએ જવાબ આપ્યો.

" તમને કાંઇ યાદ આવે છે ખરૂં કે, કોઇ પણ દિવસે બરજોરજી અને પેસ્તનજીની વચ્ચે ઝગડો થયો હોય અથવા ગાળાગાળી થઇ હોય ?" કીર્ત્તિકરે પૂછ્યું.

ફરામજીએ જવાબ આપ્યો:—" ના. તેમ છતાં પણ આપના

પૂછવાથી મને સાંભરી આવે છે કે, એક દિવસ હું બરજોરજીના સંગાથે મળવા માટે ગયો હતો, પણ તે વખતે મને તેને ઘેર મળ્યો નહોતો તેના નોકરે હસતાં હસતાં મને કહ્યું હતું કે, "હું ધારૂં છું કે, આજે કદાચ તેઓ તમને મળી શકશે નહિ." મેં તેને તેમ થવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે જવાબમાં જણાવ્યું કે, થોડીવાર પહેલાં પેસ્તનજી અને મારા શેઠ બન્ને જણાએ મદિરાની બે બોટલ ખલાસ કરી દીધી છે. તે બે બાટલમાંની દોઢ બૉટલ પેસ્તનજી એકલો ચઢાવી ગયો છે. તેમની બન્નેની તે વખતે કેવી મજા થઈ હતી, એ ફક્ત હું એટલુંજ જાણું છું. બન્ને જણા મેજપર ધક્કાધક્કી કરતા હતા. મારા માલિક પેસ્તનજીના કોટમાંથી કાંઈક કાઢી લેવા તજવીજમાં હતા. પણ તેણે તે કોઈ પણ રીતે આપ્યું નહિ. ઘણી મુશીબતથી ઉઠીને તે અથડાતો કૂટાતો ઘરની બહાર નીકળી પડયો હતો, મારા માલિક પણ તેની સાથેજ બહાર ફરવા ગયા છે. જૂઓને કદાચ તેઓ કોઈ દારૂવાળાની દુકાને અથડાતા હશે."

કીર્તિકરે કહ્યું:—"ફરામજી શેઠ! આ વાત તમે પહેલેથીજ કેમ ન જણાવી?"

ફરામજીએ કહ્યું:—"આ ખુબ જરૂરની ખબર હશે એવું મેં ધાર્યુંજ નહોતું."

કીર્તિકરે કહ્યું:—"અમો જે સાક્ષી શોધતા ફરતા હતા, તેજ આ સાક્ષી છે, એ તમો જોઈ શકતા નથી?"

ફરામજીએ કહ્યું:—"હવે સમજી શક્યો છું."

કીર્તિકરે કહ્યું:—"તે ચાકર શું બરજોરજીની સાથે જ રહેતો હતો?"

"ના, બીજે દિવસે જઈને જોયું તો તે મને દેખાયો નહોતો. ફરામજીએ કહ્યું.

"હું ધારૂં છું કે, બરજોરજીએ ફક્ત તેને પોતાના ઘરમાંથીજ નહિ, પણ મુંબઈ શહેરમાંથી પણ રવાના કરી દીધો હશે."

ફરામજીએ કહ્યું:—"ત્યાર પછી તેનો નવો નોકર આપના દાદા ભાસ્કર થયા હતા"

કીર્ત્તિકરે કહ્યું:—"ગમે તેમ હો, તેને શોધીને બહાર કાઢવો પડશે. મંચેરજીની પાસેથી અમો ખૂનની બાબતમાં ઘણું જાણી શક્યા છીએ, મંચેરજીએજ તમારો કોટ ચોરીને બરજોરજીને લાવી આપ્યો હતો. તે કોટના ખીસામાં તમારો એક રૂમાલ પણ હતો; તમારા બન્નેના શિરપર ખૂનના અપરાધ મૂકાવવા માટેજ બદમાશ બરજોરજીએ ફરામજીનો તે કોટ પહેર્યો હતો. ખૂનની રાત્રે બરજોરજી, પેસ્તનજીને દારૂના નશાથી બેભાન કરી ફરવા માટે બહાર નીકળ્યો હતો. રસ્તામાં તે પેસ્તનજીને એકવાર છોડી દઇને છૂપી રીતે તેની નજર રાખતો હતો. જ્યારે તેણે જોયું કે, રૂસ્તમજી પેસ્તનજીને બેભાન થયેલો જોઇને ચાલ્યો ગયો, ત્યારે બરજોરજી સારી તક મળેલી જોઇને એકદમ તેની ગાડીપર ચઢી બેઠો અને ફરામજીના રૂમાલને ક્લોરોફાર્મથી ભીંજાવીને પેસ્તનજીના મુખપર દબાવી દીધો—"

રૂસ્તમજી બોલ્યો:—"સંસારમાં એવાં માણસો પણ જન્મે છે.

કીર્ત્તિકરે કહ્યું:—"અનેક—અનેક."

આમ કહીને કીર્ત્તિકર ચાલ્યો ગયો. રૂસ્તમજી અને ફરામજી બન્ને બેસીને વરેહ તરેહવારની ચર્ચાઓ કરવા લાગ્યા.



# પ્રકરણ ૧૦ મું

## અજાણુતામાં આક્રમણ

સંધ્યા થયા પછી થોડીવારે કીર્ત્તિકર રૂસ્તમજીના મકાનમાંથી બહાર નીકળ્યો. ત્યારે રસ્તામાં ગ્યાસના એક થાંભલાપર દીવા થતા હતા. તે ચિંતાતુર મને ચાલ્યો જતો હતો તે વખતે રસ્તો માણસોની ભીડથી ચીકાર હતો, બધાં પોતપોતાનાં કામોમાંથી પરવારીને ઉતાવળાં ઉતાવળાં ઘર તરફ જઇ રહ્યાં હતાં. રસ્તામાં એક ઠેકાણે કેટલાંક ઝાડો હોવાથી ત્યાં બિલ્કુલ પ્રકાશ પડતો નહોતો. બાજૂમાંજ એક અંધારી ગલી હતી ત્યાં માણસો પણ બહુ થોડાં હતાં. જ્યારે કીર્ત્તિકર એ સ્થળે આવ્યો, ત્યારે એકાએક એક જણનાં ઉતાવળાં પગલાંનો અવાજ તેના સાંભળવામાં આવ્યો એથી તેણે ચમકીને પાછું વાળી જોયું.

તેને જણાયું કે, જાણે તેને તાકીને કોઇ એક માણસે એક તીખી છૂરી ઊંચી કરી છે. તે ક્ષણુવારમાં સરીને ઉભો રહ્યો; હાથ લંબાવીને તે મારવા આવનારને પકડવા ગયો, તે વ્યક્તિએ તેની પીઠ તાકીને છૂરી ઉગામી હતી; પણ કીર્ત્તિકરના સરીને ઉભા રહેવાથી છૂરી તેના કાંડાપર આવી પડી. જખ્મ જોરથી થયો, કાંડાંનો ઘણો ભાગ કપાઇને તેમાંથી લોહી વહેવા લાગ્યું.

કીર્ત્તિકર કૂદીને તેને પકડવા માટે ધસ્યો; પરંતુ તે વ્યક્તિ ક્ષણુવારમાં અંધારામાં છુપાઇ ગઇ તે તેને જોઇ ન શકવાથી ઉભો રહ્યો. તરતજ એક જણે પાછળથી આવીને કહ્યું:—

"માસ્ટર! વાગ્યું તો નથીને?"

કીર્ત્તિકર તેના તરફ પાછો ફર્યો, તેને જોતાંની સાથેજ તે બોલી ઊઠયો:—"ગદ્ધા! હમણાં ને હમણાં તેની પાછળ જા, મારી ચિંતા કરીશ નહિ."

તે ક્ષણવારમાં ગંભીર અંધકારમાં અદૃશ્ય થયો.

કીર્ત્તિકર ત્યારે જાણી ગયો કે, તેના જખમમાંથી અનર્ગલ લોહીની ધારા વહી રહી છે તે એક દીવાના થાંભલા પાસે આવી ઉભો રહ્યો, ખીસામાંથી રૂમાલ કાઢી જખ્મપર મજબૂત રીતે બાંધી દીધો, અને તે ગલીમાંથી ધીમે ધીમે ચાલવા લાગ્યો.

થોડેક દૂર આવીને જોયું કે, જે વ્યક્તિને તેણે તે છૂરીનો જખ્મ કરનારની પાછળ મોકલી હતી, તે પાછી ફરી રહી છે. એ જોઇને કીર્ત્તિકર ઉભો રહ્યો. તે વ્યક્તિના નજીકમાં આવ્યા પછી તેણે કહ્યું—"કેમ, શું થયું?"

"પછીથી હું તેને જોઈ શકયો નથી. અંધારામાં કોઇ ગલી અથવા ઘરની અંદર એ શયતાનનો બચ્ચો સંતાઇ ગયો છે." આવ-નાર વ્યક્તિએ જવાબ આપ્યો.

"એથી તમને ગધેડા નકહું તો બીજું શું કહું વારૂ?" કીર્ત્તિ-કર સાહેબે કહ્યું.

"માસ્તર, હું આ છેલ્લા ત્રણ દિવસ થયાં તેની પાછળ પડછા-યાની પેઠે ફર્યા કરૂં છું. મેં તેને એક ઘડીવારને માટે પણ વીલો મૂકયો નથી."

"તે હું જાણું છું. પણ તેમ કરવાથી શું વળ્યું, શો લાભ થયો?" કીર્ત્તિકરે કહ્યું.

"એક પળવારને માટે પણ મેં તેને મારી આંખોથી અળગો થવા દીધો નથી."

"એ વાત જાણું છું, પણ અત્યારે તો તે તમારી આંખમાં ધૂળ નાખીને ચાલ્યો ગયો ને!"

"હું શું જાણું કે એ સૂવ્વરનો બચ્ચો આપનું ખૂન કરવાની કોશિશ કરશે! હું બરાબર તેની પાછળ પડયો છું આપ જ્યાં સુધી હોરમસજીના મકાનમાં હતા, ત્યાં સુધી તે આપની વાટ જોતો ઉભો હતો. ત્યાર પછી આપની પાછળ પડીને રૂસ્તમજીને ત્યાં પણ આવ્યો હતો. અત્યારે ફરીવાર આપની પાછળ પાછળ આવ્યો હતો. હું બરાબર તેની સાથેજ હતો."

"હજી સુધી તેની સાથેજ હોવા છતાં, એનું પરિણામ શું લાવ્યા, એનો કાંઈ વિચાર આવે છે ખરો કે?"

"શું કરૂં આપને છૂરી મારતો જોઇને હું આપને જખ્મ થયો છે કે નહિ, એ જોવા માટે આપની પાસે દોડી આવ્યો હતો, પરંતુ આપ તો જાણો છો કે, મેં એક મિનિટ પણ વાર લગાડી નથી."

"જાઓ, હમણાં ને હમણાંજ લાલૂભાઇ તથા દાદા ભાસ્કરને આ વાત જણાવો. જેણે મારૂં ખૂન કરવાનું સાહસ કર્યું છે, તે કાંઇ જેવો તેવો સાધારણ માણસ નથી. ખુબ સાવચેત રહેજો, અને રેલ્વેના દરેક દરેક ડબ્બાને બરાબર તપાસી જો જો."

"જેવી આજ્ઞા." કહીને તે વ્યક્તિ તરતજ ચાલી ગઇ. કીર્ત્તિકરે થોડીવાર ત્યાં ઉભા રહીને કાંઇક વિચાર કર્યો, ત્યાર પછી સરિયામ રસ્તાપર આવીને તે એક ભાડુતી ગાડી કરી ઘરભણી રવાના થયો. તેના જખ્મપર જબરી વેદના થતી હતી. તેથી થોડીવારમાં કાંઇક દવા લગાડી તેને રૂજવવાની ખાસ જરૂર છે એમ ધારીને તે ઘર તરફ પાછો ફર્યો. તેને ઘેર હંમેશાં જૂદી જૂદી જાતની દવાઓ તૈયારજ રહેતી હતી.

જ્યારે તે ઘેર આવ્યો, ત્યારે બરજોરજી હાથમાં છૂરી લઈ અંધારામાં એક દ્વારની પાસે છુપાઇ ઉભો હતો. જ્યારે તેણે ધાર્યું કે, હવે કોઇ તેની પાછળ પડ્યું નથી, ત્યારે તે ધીમે ધીમે અંધારામાં ચાલવા માંડયો અને ખીસામાંથી બીજાના વાળની એક લાંબી દાઢી મુખપર તેણે લગાડી દીધી. એથી સહજમાંજ કોઇનાથી તેને ઓળખવાનો ઈલાજ રહ્યો નહિ.

મંચેરજીને મુકામપર ન જોવાથી બરજોરજી તરતજ સમજી ગયો હતો કે, મંચેરજી પોલિસના હાથમાં પકડાઇ ગયો છે; કદાચ તેણે બધી હકીકત કબૂલ કરી લીધી હશે. એથી તે દિવસથીજ બરજોરજી પોલિસના ઉપર ખાસ નજર રાખતો હતો. તપાસ કરતાં તેના જાણવામાં આવ્યું હતું કે, મંચેરજીને પોલિસ કયાં ઉપાડી ગઇ છે.

જેથી હોરમસજી વિના કારણ વખતનો વિલંબ ન કરતાં તેની સાથે જરબાનુનાં લગ્ન કરી દે, તે માટે તે તેની ખાસ તજવીજમાં રોકાઇ ગયો હતો, કારણ કે તે સારી રીતે સમજી ગયો હતો કે, હવે તેને બચવા માટે બીજો એક પણ ઈલાજ બાકી રહ્યો નથી.

આજે તે તે ઈરાદાથીજ હોરમસજીને મળવા ગયો હતો પરંતુ હોરમસજીના દ્વારપર કીર્ત્તિકરને જોઇને તે ઘણોજ વિસ્મિત થયો, પછી કીર્ત્તિકરને હોરમસજીના મકાનમાં દાખલ થયેલો જોઇને તે સ્તંભિત થઇ ગયો. તેણે ધાર્યું કે, પોલિસ તેની બધી હકીકત જાણી ગઇ છે, કીર્ત્તિકર તેની તપાસ માટેજ હોરમસજીની પાસે આવ્યો છે પહેલેથીજ તે જાણી ગયો હતો કે, કીર્ત્તિકર ગમે તે રીતે તેને ગિરફતાર કરવા માગે છે, તેજ તેનો પરમ શત્રુ છે, તેની હયાતીમાં તેની ધારેલી ધારણા પાર પડવાની કશી પણ આશાજ રાખી શકાય તેમ નથી. તેની હયાતીમાં તેનો બચાવ પણ થઈ શકે તેમ નથી.

બરજોરજી કીર્તિકરની વાટ જોતો હોરમસજીના મકાન પાસેજ છૂપાઇ રહ્યો, કીર્તિકરના બહાર નીકળતાંની સાથેજ તેણે તેનો પીછો પકડ્યો મનમાંને મનમાંજ તેણે નિશ્ચય કર્યો હતો કે, આફતને દૂર કરવાની ખાસ આવશ્યકતા છે. નહિ તો આત્મરક્ષાનો કાંઇ ઇલાજ જ નથી. કોઈ પણ પ્રકારે કીર્તિકરને ખસેડી શકવાથી પોલિસના બીજા કોઈ માણસની તાકાત નથી કે, તેને પકડી શકે. બરજોરજીએ એજ ઉદ્દેશથી કીર્તિકર૫ર આક્રમણ કર્યું હતું; પરંતુ દૈવની અનુકૂળતાથી કીર્તિકર બચી ગયો. બરજોરજી નિષ્ફળ નિવડવાથી નિરાશ થઇને અંધારાંમાં છૂપાઇ ઉભો રહ્યો.

બરજોરજી રાતના બાર વાગ્યા સૂધી રસ્તામાંને રસ્તામાં રખડ્યા કર્યો તે બનતી રીતે પોતાના સ્વરૂપને છૂપાવીને અંધારામાં ચાલવા લાગ્યો, લગભગ રાત્રિના એક વાગ્યાને શુમારે તે જે ઘરમાં પોલિસે અંચેરજીને રાખ્યો હતો, તે ઘરમાં ચૂપચાપ છૂપી રીતે દાખલ થયો,



## પ્રકરણ ૧૧ મું

## બન્દીવાન નાઠો !

બીજે દિવસે મોટે મળસકે ગભરાતો ગભરાતો દાદા ભાસ્કર કીર્તિકરને ઘેર આવી પહોંચ્યો, કીર્તિકર તેના આવ્યા પહેલાં ઘણીવારે ઉઠીને તેના કાગળપત્રો તપાસી રહ્યો હતો,

તેણે દાદા ભાસ્કરને ગભરાયલો જોઈને પૂછ્યું કેઃ—" કેમ, શો બનાવ બન્યો છે ?"

દાદા ભાસ્કરે જવાબ આપ્યો:—"ઘણોજ અજાયબ બનાવ બન્યો છે, આંખમાં ધૂળ નાખી છે,"

"જરા પણ અજાયબી ભરેલો બનાવ નથી, તમારી આંખમાં સહજમાંજ ધૂળ નાંખી શકાય તેમ છે, તેમ છતાં પણ શો બનાવ બન્યો છે, મને તો લાગે છે કે, તમને અજાયબ અજાયબ કહેવાની એક બુરી આદતજ પડી ગઈ છે,"

"ના, અત્યારે તે બન્યું નથી." દાદા ભાસ્કરે કહ્યું.

"ત્યારે શું બન્યું છે, કહો જોઇએ" દાદા ભાસ્કરે કહ્યું.

"મંચેરજી ન્હાસી ગયો છે"

"શું?"

"જે સિપાઈ તેના પહેરાપર હતો તેણે આવીને ખબર આપી છે કે, તેઓ બન્ને ન્હાસી ગયા છે!" દાદા ભાસ્કરે કહ્યું.

"શી રીતે ન્હાસી ગયા છે?"

"કાલે રાત્રે અગિયાર વાગ્યાને શુમારે ઘરની અંદર મંચેરજી અને તેની માતા સૂતાં હતાં, એવામાં કોઇએ આવીને જે સિપાહી પહેરાપર હતો, તેનું મુખ દબાવી દઇને તરતજ કપડાંવતી તેના હાથ-પગ બાંધી દીધા હતા, એથી તે એક અક્ષર પણ બોલી શકયો નહોતો."

કીર્ત્તિકરે કહ્યું:—"તે તમારા કરતાં પણ મોટો ગધેડો છે, ગધેડાનો પણ ગધેડો છે. હું મહેનત કરી કરીને બધો કેસ તૈયાર કરૂં છું, ત્યારે તમો તેની બધી સાબીતીઓજ તોડી નાખો છો. ધિક્કાર છો"

"ગમે તેમ કહો, પણ મને તો તેણે જે કાંઈ કહ્યું, તે મેં આપને કહી સંભળાવ્યું છે."

"બહુ સારૂં. બીજું જે કાંઈ જાણતા હો, તે પણ કહી સંભળાવો."

"તે તેવીજ હાલતમાં પડયો રહ્યા હતા. તેની આંખોપર પણ પાટા બાંધી દેવામાં આવ્યા હતા, એથી તે કશું પણ જોઇ શકયો નહોતો. તેમ છતાં પણ અવાજ પરથી તે જાણી શકયો હતા કે, થોડીવારમાંજ મંચેરજી તથા તેની માતા તેની સાથે ચાલ્યા ગયા હતા."

"જૂઓ દાદા ભાસ્કર! તમે આ કામને જેટલું સહેલું ધારો છો, તેટલું નથી." કીર્ત્તિકરે કહ્યું.

દાદા ભાસ્કરે કહ્યું:—"હું કયારે કહું છું કે, આ કામ સહેલું છે. મોટા મોટા બદમાસો મારી જિન્દગીમાં મેં જોયા છે, પરંતુ આના જેવો હરામખોર બદમાશ બીજો કોઈ જોયો નથી."

"જીવતા હશો અને પોલિસમાં રહેશો તો હજી એનાથી પણ ભયંકર બદમાશો જોઇ શકશો."

"હવે શું કરવું ઉચિત છે?"

"દાદા ભાસ્કર, હું તમારા જેવો ઉતાવળીઓ નથી."

"એ હું સારી રીતે જાણું છું."

"હું કોઇ પણ કામ એક જણના ઉપર સોંપીને નિશ્ચિંત થતો નથી. મેં મંચેરજીની દેખરેખ રાખવા માટે બીજા એક જણને નીમી દીધો છે." કીર્ત્તિકરે કહ્યું.

"એની જરૂર મને જણાતી નથી."

"તેથીજ હાથ ચોળીને તમે ઘણીવાર બેસી રહો છો."

"એ હવે બરાબર જાણી શકયો છું."

"તે માણસ જ્યારે હજી સૂધી પાછો ફર્યો નથી, ત્યારે તે જરૂર એમની પાછળ પડેલો હોવો જોઇએ. હું ધારૂં છું કે, તે હમણાંજ કાંઇક નવી ખબર લઈ આવશે."

આ સમયે એક વ્યક્તિએ આવી કિર્ત્તિકરને સલામ કરી તેના

હાથમાં એક પત્ર આપ્યો.

કીર્તિકરે પત્ર વાંચીને દાદાભાસ્કરના હાથમાં આપી કહ્યું:—
" વાંચી જૂઓ. "

દાદાભાસ્કરે વાંચ્યું:—

" મહાશય,

હુકમ મૂજબ મંચેરજીના પહેરાપર હતો. તેના ઘરની સ્હામેના રસ્તાના એક મકાનના દ્વારમાં બેઠો હતો. રાત્રિના લગભગ એક વાગ્યાના શુમારે મંચેરજી, તેની માતા તથા એક દાઢીવાળો પુરૂષ મળી ત્રણ જણાં ઘરમાંથી બહાર નીકળી આવ્યાં હતાં. હું તેમની પાછળ પડયો હતો.

તેઓ બોરીબંદરે આવી એક નૌકા ભાડે કરી હતી. ત્યારપછી મંચેરજીએ તેની માતાને લઇને નૌકામાં બેઠા પછી નૌકા હંકારી મૂકી હતી. દાઢીવાળો માણુસ બીજી બાજૂએ ચાલ્યો ગયો હતો. મંચેરજી ઉપર નજર રાખવાનો મને હુકમ મળેલો હોવાથી હું દાઢીવાળાની દેખરેખ રાખી શકયો નહોતો.

હું પણુ આખરે એક નૌકા ભાડે કરીને મંચેરજીની નૌકાની સાથે સાથે ચાલ્યો. આપને ખબર આપવાની ફરજ જાણીને પેન્સિલથી આ પત્ર લખીને એક પહેરાવાળાના હાથમાં આપી જાઉં છું. પછીથી જે થશે તેની ખબર પણુ આપને આપીશ.

આજ્ઞાધીન સેવક,

રણુરાવ. "

કીર્તિકરની પાસે પત્ર મૂકી દાદાભાસ્કર બોલ્યો:—" આપના જેવી મારામાં તાકાત હોત, તો હું પણુ એક દિવસ સુપ્રિન્ટેન્ડેન્ટ થઇ શકત. "

" સુપ્રિન્ટેન્ડેન્ટ તો થાવ, પણ હવે શું કરશો, કહો જોઉંજી વારૂ ? " કીર્તિકરે પૂછ્યું.

" હમણાંજ મંચેરજીને ગિરફતાર કરવા રવાના થાઉં છું. પણ હવે આપ શું કરવા માગો છો ?

" મંચેરજીની આપણને વધારે જરૂર છે કે બરજોરજીની ? " કીર્તિકરે પૂછ્યું.

" બરજોરજીને પકડવો મહામુશ્કેલ છે " દાદાભાસ્કરે જવાબ આપ્યો.

" એમજ થયું છે. હમણાં ને હમણાં જાઓ, અને જે કેટલીક પિસ્તોલની દુકાનો છે તે દુકાનવાળાઓને આ પત્ર દેખાડો. " કીર્તિકર સાહેબે કહ્યું.

દાદાભાસ્કરે પત્રને હાથમાં લઇ વાંચ્યો:-

" ખાસ ઓળખાણ પિછાણ વગરના માણસને ગોળી, કાટ્રિજ વગેરે કાંઇપણ વેચાતું આપશો નહિ. કદાચ બહુ આગ્રહ કરી માગે તો ખોટી કાટ્રિજ આપજો. "

કે. બી. કીર્તિકર.
ડિટેક્ટિવ સુપ્રિન્ટેન્ડેન્ટ.

કીર્તિકરે પૂછ્યું:—" કેમ, કાંઇ સમજાયું કે ? "

" ના, કાંઇજ નહિ. "

" બરજોરજી છુપા વેશમાં હજી સુધી આ શહેરમાંજ છે. તેણે મંચેરજીને નોકામાં બેસાડીને તેની માતાસહિત અંહીથી વિદાય કરી દીધો છે. "

" એ તો હવે સારી રીતે સમજી શકાય છે. " દાદાભાસ્કરે કહ્યું.

કીર્તિકરે કહ્યું:—" તે જેવો તેવો માણસ નથી. સહજમાં પોતાના હેતુને પડતો મૂકે તેવો પણ નથી. છેવટની ઘડી સુધી તે

જંપીને શાંત થઇ બેસશે નહિ."

દાદાભાસ્કરે કહ્યું:-"તે એવોજ માણસ જણાય છે."

"મને પણ તે જોઇ લેશે."

"આપને ખાસ સાવચેતી લેવાની જરૂર છે."

"ચિન્તા નહિ. હું જે કાંઇ કહું તે ધ્યાન દઇને સાંભળો. બરજોરજીની પાસે પિસ્તોલ નથી એ વાત ચોક્કસજ છે. જો હોત તો તે છુરી ચલાવતજ નહિ. મારા ઉપર જરૂર ગોળીજ ચલાવત. ગઈ રાત્રે છુરીથી કશું થયું નથી, માટે આ વખતે તે ગોળી ચલાવવાની કોશીશ કરશે. આથી ગમે તે પ્રકારે પિસ્તોલ અને ગોળીઓ ખરીદશેજ." કીર્તિકરે કહ્યું.

"ત્યારે આપ ખોટી ગોળીઓ આપવાનું શા માટે કહો છો?" દાદાભાસ્કરે પૂછ્યું.

"તે તે ગોળીઓ મારા ઉપર ચલાવશે તો મારૂં મોત થશે નહિ." કીર્તિકરે જવાબ આપ્યો.

"આપના જેવી બુદ્ધિ મને ક્યારે આવશે? કાશીનાથ બનીને આપના હાથથીજ બધું કામ પતાવી દીધું અને મારે કેવળ ભટકી ભટકીને મરવું પડયું. મને એક બે વાર શંકા પણ થઈ હતી કે, આપની પાસે એક વખત તે વાત ઉપાડી પણ હતી, પણ આપે એ વાતને તદ્દન અધ્ધરજ ઉડાવી દીધી હતી. અમો ત્યારે તેને સમજીજ શકયા નહોતા."

કીર્તિકરે કહ્યું:—"એ બધી વાતો કરવાનો અત્યારે વખત નથી. હમણાં તો મેં સોંપ્યું છે, તે કામજ કરી આવો. હું પણ બરજોરજીની તપાસમાં જાઉં છું. લાલૂભાઇને તેના નોકરને શોધી લાવવાનું કહ્યું છે."

ત્યાર પછી કીર્ત્તિકર અને દાદાભાસ્કર બન્ને જણા તરતજ ઘરમાંથી બહાર નીકળી પડયા.

---

## પ્રકરણ ૧૨ મું

---

## નવી ખબર

---

ઉપર જણાવેલો બનાવ બન્યા પછી બે દિવસ બાદ એક દિવસે રાત્રે રતનબાઈ બુરખાથી આખું શરીર ઢાંકીને બહુજ સાવચેતીથી કીર્ત્તિકર સાહેબના ઘરમાં આવી પહોંચી.

ત્યારે રાત્રિ ઘણી વીતી ગઇ હતી. કીર્ત્તિકર આખા દિવસના પરિશ્રમથી થાકીને સૂવા માટે જતો હતો, એવામાં એકાએક રતન-બાઇને જોઇને તે પાછો ફર્યો.

રતન ઉતાવળી ઉતાવળી આવી હતી. તે ઘણીજ હાંફતી હતી. તેને ઘણોજ શ્વાસ ચઢી આવ્યો હતો. આથી તે આવતાંની સાથેજ એક કુરસી ઉપર બેસી ગઇ. થોડી વાર સુધી ચુપચાપ બેઠા પછી સહજ સ્થિર થઇને તેણે કીર્ત્તિકરના હાથમાં એક પત્ર આપ્યો.

કીર્ત્તિકરે પત્ર વાંચવા માંડયો:-

" મુરબ્બી હોરમસજી શેઠ !

હુ જાણું છું કે કીર્ત્તિકર તમારી સાથે મુલાકાત કરીને મારી વિરૂદ્ધમાં ઘણી વાતો કહી ગયો છે. તે બન્નેને ગમે તેટલી જૂઠી વાતો કહે, પણ હુ એમાંના એક અક્ષરને પણ ગ્રહણ કરૂં એમ નથી.

તમારી કન્યાની સાથે મારાં લગ્ન કરવાનું તમે કબૂલ કર્યું છે

તમે ચોક્કસ જાણજો કે હું તેની સાથે જરૂર ને જરૂર લગ્ન કરીશ. જો હવે તમે લગ્ન કરવાને અસમ્મત થશો, તો યાદ રાખજો કે હું તમને સહજમાં છોડીશ નહિ. હું તમારૂં બધું ગુપ્ત રહસ્ય આખા મુંબઇ શહેરમાં જાહિર કરી દઇશ. આખા શહેરમાં તમારાં કલંકની કહાણી ફેલાઇ જશે. ત્યારે સર્વ જનો રાજાબાઇને કુલટા તરીકે ઓળખશે, જરબાનુને જારજ—વ્યભિચારથી ઉત્પન્ન થયેલી માનશે.

તમારી કુકીર્ત્તિની વાત પણ પ્રગટ કરતાં કુંઠિત થઇશ નહિ. તમારી જે કન્યા પતિતા છે તેજ રતનની સાથે લગ્ન કરીને તમારી સઘળી સંપત્તિને મારા કબ્જામાં લઇશ. ફક્ત એટલુંજ નહિ, ગમે તે રીતે તમારા જીવનની લીલાને પણ સમાપ્ત કરીશ. કીર્ત્તિકરના જેવા મેં અનેક મૂર્ખશિરોમણી ડિટેક્ટિવોને જોઇ નાંખ્યા છે”

કીર્ત્તિકર આટલું વાંચી માથું ધુણાવી બોલ્યોઃ–“ હં. ” ત્યાર પછી થોડી વાર સબૂર કરી ફરી વાર પત્ર વાંચવા લાગ્યોઃ—

“ ત્રણ દિવસની અંદરજ મારી સાથે જરબાનુનાં લગ્ન થઇ જવાં જોઇએ; નહિ તો તમારૂં સારૂં થશે નહિ. જો ભલું ચહાતા હો તો કાલે રાત્રે એક વાગ્યે ગિરગામ રોડના નાકાપર તમે એકલા આવી મારી મુલાકાત કરી જજો.

જો પોલિસને સમાચાર મોકલશો અથવા પોલિસનાં કે બીજા કોઇ પણ માણસને સાથે લઇને આવશો તો મારી મુલાકાત થઇ શકશે નહિ. હું પણ તે વખતે ધારી લઇશ કે મારે શું કરવું જરૂરનું છે. રૂપિયા ૫૦૦૦) પણ સાથેજ લેતા આવજો. હાલ તરત રૂપિયાની મને ખાસ જરૂર છે.

બરજોરજી. ”

કીર્ત્તિકર પત્ર વાંચી કાગળ કલમ લઇ એક પત્ર લખ્યા પછી બોલ્યોઃ—“ ચિન્તા નહિ. જાઓ, પત્રમાં બધું લખી નાખ્યું છે. ”

રતનબાઇ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ઉઠી ઉભી થઈ.

કીર્ત્તિકરે કહ્યું:—" તારે એકલીને આ પ્રમાણે જવું વાજબી નથી. ચાલ, હું તને મૂકવા આવું છું. "

બન્ને ઘરમાંથી બહાર નીકળ્યાં. કીર્ત્તિકરે સડક ઉપર આવી એક ગાડીને બોલાવી. ત્યાર પછી તે રતનને હોરમસજીને ત્યાં પહોંચાડીને ઘર તરફ પાછો ફર્યો.

બીજે દિવસે સ્હવારમાં વહેલાં લાલૂભાઇએ આવીને કીર્ત્તિકરની સાથે મુલાકાત કરી. તેને જોઇને કીર્ત્તિકરે કહ્યું:—" કેમ, કયાં સુધી બાતમી મેળવી શકયા છો વારૂ ? "

લાલૂભાઇએ જવાબ આપ્યો:—" મહામુશીબતથી બરજોરજીના તે ચાકરનો પત્તો મેળવ્યો છે. "

" શું પત્તો મેળવ્યો છે ? "

" હા, નોકરને રૂપિયા આપી ફોસલાવીને તેને અમદાવાદ મોકલાવી દીધો છે. "

" તે અત્યારે ત્યાંજ છે? "

" હા. અમદાવાદ પોલિસને ટેલિગ્રાફ કર્યો છે. " લાલૂભાઇએ જવાબ આપ્યો.

" એ ચાકરે બરજોરજીને પેસ્તનજીની પાસેથી સર્ટિફિકેટો પડાવી લેતાં જોયો હતો, તેથીજ તેને દૂર કરી દીધો છે. ઓછામાં ઓછો તે એક સાક્ષી પણ પૂરતો છે. "

" તે અમદાવાદમાંજ છે. તેનો પત્તો મળતંજ તેને આંહી લાવવામાં આવશે. પરંતુ બરજોરજી કયાં છે ? તેનો કાંઇ પણ પત્તો મળ્યો કે ? "

" ના, આંહીજ છુપાઇ રહ્યો છે. દાદાભાસ્કર તેની તપાસમાંજ છે.

" આપના ઉપદેશ પ્રમાણે મંચેરજીની તપાસમાં ગયો હતો. " લાલૂભાઇએ કહ્યું.

' તે અત્યારે ક્યાં છે ? "

" મારો માણુસ તેની સાથેજ છે. તેઓ સાલસતી દ્વિપમાં એક સ્ત્રીના ઘરમાં રહે છે. મંચેરજી અને બરજોરજી એ સ્ત્રીને ઘણાં દિવસ થયાં ઓળખે છે."

" મંચેરજીની સાથે મુલાકાત કરી હતી કે? "

" હા, તે દિવસે રાત્રે બરજોરજીએ જઇને તેમને કહ્યું હતું કે, જો તેઓ તરતજ તેની સાથે નહિ આવે તો બન્નેના ખૂન કરીશ. તેઓ જીવ જવાના ભયથી તેની સાથે ચાલ્યાં ગયાં. તેણેજ તેમને સાલસતી જવાને કહ્યું હતું અને ત્યાંજ તેમને તેણે પોતાની વાટ જોવાની સૂચના કરી હતી. " લાલૂભાઇએ જવાબ આપ્યો.

" તમને કોણે કહ્યું ? "

" તે મારી સાથે તરતજ પાછો આવવા ઇચ્છતો હતો. તેણે જે કાંઈ કર્યું છે, તે કેવળ બરજોરજીના ભયથીજ કર્યું છે. તે હવે આપણે જ્યારે કહીશું ત્યારે આવીને હાજર થશે. વથા આપણા કહેવા મૂજબજ વર્તશે. ". લાલૂભાઇએ કહ્યું.

" તેને અત્યારે ત્યાંજ રહેવાનું કહ્યું છે ? "

" હા, વળી આપના કહેવા પ્રમાણે એમ પણ કહ્યું છે કે, બરજોરજી તને જેમ કહે તેમ કરજે. તેના મનમાં શંકા થાય એમ કરીશ નહિ. " લાલૂભાઇએ જવાબ આપ્યો.

" ત્યાં બીજા કોઇપણ માણસને રાખ્યો છે કે ? "

" આપણાં ચાર માણસોને રાખ્યાં છે. તેઓ તેની નજીકમાંજ છૂપાઇ રહ્યાં છે. મંચેરજી તેમની આંખો આગળથી અળગો થઇ ચા-

કશે નહિ, અને બરજોરજી ત્યાં જશે કે તરતજ તેઓ તેને પકડીને કેદ કરી લેશે."

"તે ત્યાં જશે નહિ. નિશ્ચિન્ત રહો."

એવામાં દાદાભાસ્કર ત્યાં આવીને બોલ્યો:—"આપે જે કહ્યું, તે બરાબરજ છે."

કીર્તિકરે પૂછ્યું:—"કેમ શું છે?"

"કાલે એક અજાણ્યો સાહેબ લેક એન્ડ એન્ડરૂસની દુકાનેથી એક રિવોલ્વર અને એક ડઝન ગોળીઓ ખરીદી ગયો છે."

"તે સાહેબને લાંબી દાઢી હતી?"

"હા."

"ત્યારે તો ઠીકજ થયું છે. તે મારો મિત્રજ હશે. ખોટી કાર્ડજ આપી હતી ને?"

"હા."

"બરજોરજી ક્યાં છૂપાયો છે તેનો કાંઈ પણ પત્તો મળ્યો કે?" કીર્તિકરે પૂછ્યું.

"હજી સુધી કશો પત્તો મળ્યો નથી. તેમ છતાં પણ જો એ બાઇસાહેબ મુંબઈમાં હશે તો દાદાભાસ્કરના હાથમાંથી છટકી શકશે નહિ."

"ચારે તરફ માણસો ગોઠવી દીધાં છે ને?"

"દરેક રેલ્વે સ્ટેશન ઉપર, સર્વ બન્દરોપર અને દરેક રસ્તાપર માણસો ગોઠવી દીધાં છે."

કીર્તિકરે કહ્યું:—"કાલે બપોરે ચાર વાગ્યાને શુમારે તમો બન્ને જણા આંહી આવજો. જરૂરનું કામ છે. અત્યારે જાઓ."

તેઓ બન્ને ચાલ્યા ગયા. કીર્તિકર તેના કાગળ પત્રો તપાસવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૩ મું

## પાપિષ્ઠનો પ્રપંચ

તે દિવસે રાત્રે લગભગ બાર વાગ્યાના શુમારે હોરમસજી ગિરગામના નાકા ઉપર આવી ઉભો રહ્યો. ચારે તરફ નજર કરીને તેણે જોયું તો, કયાંય કોઇપણ દેખાયું નહિ. રસ્તામાં એક પણ માણસ આવતું જતું જોવામાં આવ્યું નહિ.

તે સમયે તેના મનની જે સ્થિતિ થઇ હતી તેનું વર્ણન કરવું નિરર્થક છે. તે કાપુરૂષ નહોતો, પણ તેમ છતાં બરજોરજીની સાથે એકલાં આટલી રાત્રે મુલાકાત કરવાથી તેનું હૃદય વેગથી ડોલવા લાગ્યું. તથાપિ તેનો એક માત્ર વિશ્વાસ કીર્ત્તિકર પર હતો. તેણે રતનને આપેલા પત્રમાં તેને જે જે કરવાનું કહ્યું હતુ તેજ તેણે કર્યું હતું. એથી તે જાણતો હતો કે, જેથી તેના ઉપર કાંઈપણ આફત આવી શકશે નહિ. કીર્ત્તિકરે જરૂર એટલામાં કયાંક નજીક પોતાનાં માણસો ગોઠવી બધી વ્યવસ્થા કરી દીધી હશે.

તે કોઈને પણ કોઇ દિશાએ જોઈ શકયો નહિ. દૂરના દેવળમાં ઘડિયાળમાં ટણટણ કરતા બાર વાગ્યા. તેણે બીજી પાંચ મિનિટ વધારે વાટ જોઇ. પરંતુ બરજોરજી તેની મુલાકાત કરવા આવ્યો નહિ.

હવે વાટ જોવાનું નિરર્થક ધારીને તે ઘર તરફ પાછો ફરવાને તૈયાર થયો, એવામાં કોઇએ પાછળથી આવીને તેની પીઠપર હાથ મૂકયો. તેણે ચમકીને પાછું વાળી જોયું તો તેને એક સ્ત્રી નજરે પડી. તે બોલી:—" ચાલો, બરજોરજીએ આપને તેડી જવા માટે મને અત્યારે આપની પાસે મોકલી આપી છે. "

હોરમસજી કાંઇપણ વાંધો ઉઠાવ્યા વિના તેની સાથે ચાલ્યો. તેનું હૃદય ફરી વાર બળ સાથે ડોલવા લાગ્યું.

